# નિવેદન

ભારતસેવક ગોખલેનાં જીવન અને લખાણોનો અભ્યાસ કરવાની મને પ્રેરણા આપી તે માટે મુંબઈના ભગિની સમાજનો હું સદા માટે ઋણી રહીશ. ગામડાના લાંબા નિવાસ અને સહવાસથી આવો અભ્યાસ કરવાનું હંમેશાં મારા ક્ષેત્ર બહાર રહી જાય છે, અને વૃત્તિ પણ એવી બંધાઈ ગઈ છે કે તેવો અભ્યાસ કરવાનું મન ખાસ કારણ સિવાય થઈ આવતું નથી.

પૂજ્ય ગાંધીજીની ૬૦મી જયંતી વેળાએ ભગિની સમાજની જ આજ્ઞાથી મેં ગાંધીજીના જીવનમાંથી બાળકો માટે શબ્દચિત્રો દોરી આપેલાં. તેમને થયું કે 'ગાંધીજી'નાં શબ્દચિત્રો લખી આપનાર હું ગોખલેનાં તેવાં શબ્દ ચિત્રો પણ કાં ન લખી આપું ?

ગોખલેજી એ ભગિની સમાજ માટે પ્રેરણાનો ઝરો છે. તેઓને ગાંધીજીના જીવનમાં રસ જન્મ્યો છે તે પણ તેમની ગોખલેભક્તિનું જ ફળ છે. તે દર વર્ષે બન્ને મહાત્માઓની જયંતીઓ ઊજવે છે, અને તે પ્રસંગે કંઈ ને કંઈ સાહિત્ય પ્રકાશિત થાય એવો પ્રયત્ન કરે છે.

ભગિની સમાજની આજ્ઞા મેં પ્રેમપૂર્વક માથે ચઢાવી. ગોખલેના જીવનનો અભ્યાસ ક્યારેક તક શોધીને કરવો એ મારી ઘણા વખતની ઇચ્છા હતી. અભ્યાસ કરવાના અનેક વિષયો મારે મારી ઝોળીમાં યોગ્ય તકની રાહ જોતાં રાખી મૂકવા પડે છે, તેવો આ વિષય પણ ઝોળીમાં રાહ જોતો પડ્યો હતો. ગોખલેનું નામ નાનપણમાં ઘણું સાંભળ્યું હતું, પણ બદબો સહિતનું સાંભળ્યું હતું. લોકમાન્ય તિલક મહારાજનું અમારા હૃદય ઉપર સામ્રાજ્ય હતું. તેમના પ્રતિપક્ષી તરીકે ગોખલે સ્વાભાવિક રીતે નિંદા અને ઉપહાસનું પાત્ર હતા. અમે એમના જીવન વિષે બહુ ઓછું જ જાણતા હતા. તિલક મહારાજ સ્વરાજ્યને ખાતર સરકાર સાથે લડનાર મહાન લડવૈયા છે અને ગોખલે તે લડાઈમાં આડા આવે છે, આટલો જ અમારો ખ્યાલ હતો. સુરતમાં કોંગ્રેસના ભાગલા પડ્યા એની વાતો અમે ભીમ અને કૈયા કીચકના દ્વંદ્વયુદ્ધ જેટલા રસથી સાંભળતા અને તેમાંથી ગોખલેના ભોગે બહુ બહુ ગમત લૂંટતા. તિલક

મહારાજને છ વર્ષની જેલ મળી એ પછી તો ગોખલે માટે કંઈ પણ સારું સાંભળવાને કે માનવાને અમે તૈયાર કેમ જ હોઈ શકીએ ?

આવી મારી મૂળ નાનપણની છાપ. આથી ગાંધીજીના મંડળમાં આવ્યા પછી જ્યારે ગાંધીજી અને ગોખલેજી વચ્ચેનો સંબંધ જાણ્યો અને ખાસ કરીને જ્યારે ગાંધીજીની આત્મકથામાં અત્યંત ભક્તિપૂર્વક લખાયેલાં ગોખલે સંબંધી પ્રકરણો વાંચ્યાં, ત્યારે મનમાં ગાંઠ વાળી કે ભારતસેવક ગોખલે વિષે તક સાધીને વધારે અભ્યાસ કરવો.

દોઢ વર્ષ સુધી લગભગ રોજ બ્રાહ્મ મુહૂર્તમાં ગોખલેજી એ મારે માટે સ્વાધ્યાયનો વિષય થઈ પડ્યા હતા. કાં તો તેમની વાણીનું પાન કરું, કાં તો તેમના સંબંધી લખાણ વાંચું, કાં તો નોંધ કરું. એમ ઘણી ધીમી ગતિએ આ ગ્રંથ પૂરો કર્યો છે.

મારે કબૂલ કરવું જોઈએ કે ગોખલેજીના આજ પહેલાંના ચરિત્રકારોમાંથી મોટા ભાગનાએ મને નિરાશ કર્યો છે. ગાંધીજી-લિખિત ઝૂજ શબ્દચિત્રોમાં ગોખલેનાં મને જે દર્શન થતાં હતાં, તે ગોખલે મને તે પુસ્તકોમાં જોવા મળ્યા નહિ. એ દર્શન તો મને ગોખલેનાં પોતાનાં ભાષણોમાં જ વાક્યે વાક્યે થયાં.

પણ એ ભાષણો તો ભારતના રાજકીય આકાશમાં કેટલાંક વર્ષો સુધી ચમકી ગયેલા એક જાહેર સિતારાની છબીરૂપ હતાં. તે વાણીમાં રહેલ મધુરતા, વિવેક, વિશદતા, સામા પક્ષને પીગળાવવાની શક્તિ, તેમાં રહેલી સૌમ્ય વીરતા અને ઊંડી દેશભક્તિ એ બધું શું એમ ને એમ આવી ગયું હશે? આ વસ્તુઓનાં મૂળ જેમાં પડ્યાં હોય તેવા ગોખલેજીના જીવનના પ્રસંગોની ખોજ કરવાનું ઘણું મન હતું. તે માટે થોડોઘણો પ્રયત્ન કર્યો પણ તેટલાથી બહુ સામગ્રી ન મેળવી શક્યો. તેમના રાજદ્વારી શિષ્યો તેમના અંગત જીવનથી બહુ પરિચિત હોય એમ જોવામાં ન આવ્યું. ગોખલે તેમને માટે અતિ મોટા હશે, જેથી નિકટ પરિચય કેળવવો તેમને માટે શક્ય ન હોય એ સમજી શકાય તેવું છે. વળી તેઓ તેમની નજીક આવ્યા ત્યારે તો ગોખલેનું ખાનગી જીવન જેવું રહ્યું જ નહોતું. ભારત સેવક સમાજનું મંદિર એ જ તેમનું ઘર, આશ્રમ, જે ગણો તે હતું. મંદિરની નજીકમાં જ એક નાના સરખા ઘરમાં તેમનાં કુટુંબીજનો

રહેતાં ખરાં, પણ ગોખલે પાસે તેમને આપવા માટે સમય જ ક્યાં હતો? તેમનું ખરું કુટુંબ અને ખરું ઘર તો ભારત સેવક સમાજ બની ગયું હતું.

ગોખલેજીનાં સુપુત્રી શ્રીમતી સૌ. કાશીબાઈ પાસેથી ગોખલેના જીવનની એક નવી બાજુ જાણવા મળી. તેમનું ઘર સગાંઓ અને મિત્રોનાં બાળકોથી સદા ભર્યું ભર્યું રહેતું. પૂનામાં વિદ્યાભ્યાસ કરાવવા બાળકોને પોતાના ઘરમાં ભેગા કરવાનો ગોખલેને શોખ હતો. માજી વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેરે ગોખલે સંબંધમાં જાહેર ભાષણમાં ગયે વર્ષે જ પોતાનું એક સંસ્મરણ કહ્યું હતું. તે પોતે પણ ગોખલેજીના છત્ર નીચે થોડા વખત નાનપણમાં રહ્યા હતા. સૌ. કાશીબાઈ કહે છે કે, આ બધાં બાળકોને પોતે થોડો સમય રોજ આપવો જોઈએ એવો ઉત્સાહ તેમના પિતાજીને વખતોવખત થઈ આવતો; થોડા દિવસ હજાર કામો મૂકીને તે આવતા અને બાળકોને કંઈક શીખવતા, પણ તે નિયમ બે ચાર દિવસથી લાંબો કદી ટકી શકતો નહિ.

ગોખલેજીના બાળમિત્રોને શોધી કાઢી તેમની પાસેથી તેમના કાતલુક ગામ ખાતેના બાલજીવન વિષે તેમ જ કોલ્હાપુર ખાતેના શાળાજીવન વિષે કંઈક જાણવું એવો વિચાર હતો. તેવા બે વયોવૃદ્ધ સજ્જનોને શોધી કાઢીને મળ્યો. એક હસીને કહ્યું: તે વખતે શી ખબર કે 'ગોપો' આવડો મોટો માણસ થશે અને તેના જીવનના પ્રસંગો આગળ ઉપર કોઈ પૂછવા આવશે, માટે નોંધી રાખીએ! બીજા સજ્જને કહ્યું કે થોડા પ્રસંગો એક મિત્રને કેટલાંક વર્ષો ઉપર તેમણે નોંધાવ્યા હતા અને તે પ્રસિદ્ધ થયા છે, અને તેથી વધારે તો આવા ઘડપણમાં એટલી જૂની વાતો ક્યાંથી યાદ આવે?

છતાં શોધખોળ કરવાનો વધારે સમય મળે તો બહુમૂલી સામગ્રી ભેગી થાય એ વિષે શંકા નથી. તે માટે દીર્ઘ સમય અને દીર્ઘ ઉદ્યોગ આપવા જોઈએ. તે હું આપી શક્યો નથી તેનું મને દુઃખ રહી ગયું છે.

ગોખલેજીના જીવનનો અભ્યાસ હું કરી રહ્યો હતો તે જ અરસામાં તેમના રાજદ્વારી ક્ષેત્રના સાથી અને પટ્ટશિષ્ય શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રિયારનાં ગોખલે ઉપરનાં તાજાં ભાષણો છપાયાં.

ગાંધીજીનાં લખેલ પ્રકરણોથી બીજે નંબરે આ ભાષણોએ ગોખલેને અને તેમના યુગને સમજવામાં મને મદદ કરી છે.

પૂનામાં ગોખલેના સ્મારક સમા ભારત સેવક સમાજના મંદિરની યાત્રા આ પુસ્તક લખતાં પહેલાં મેં કરી છે. ગોખલે પોતે તેમાં જે ઓરડીમાં રહેતા તે જોઈ છે. ગોખલેના હૃદયમાં જોર કરી રહેલી ભાવનાઓ તે દર્શન પછી કલ્પનામાં વધારે સ્પષ્ટ રૂપે સમજાવા લાગી. તેમની આસપાસ ભારત સેવકોનું વૃંદ સદા કેવું જામેલું રહેતું હશે એની તે જોઈને આવી તેવી કલ્પના બીજી રીતે ન આવત. એ મંદિરના મેડા ઉપર ગોખલેજીના અમૂલ્ય વારસા સમો ગ્રંથસંગ્રહ મેં જોયો. એમનાં ભાષણોમાં હકીકતોનું મર્મવેધી બળ કેમ છે અને તેમની અભ્યાસ કરવાની, હકીકતોના સ્વામી બનવાની કળા કેવી હશે તેની કલ્પના તે પરથી આવી.

મંદિરની રમ્ય ભૂમિની નજીકમાં જ એક રમ્યતર નાની ટેકરી આવી રહેલી છે, જેના શિખર ઉપર લઈ જઈને ગોખલેજી તેમના નવા શિષ્યોને ઊગતા કે અસ્ત થતા સૂર્યની પવિત્ર સાક્ષીમાં દેશસેવાની દીક્ષા આપતા, તેની યાત્રા પણ મેં કરી. દેશકાર્ય એ ગોખલેને માટે એક ઊંચે ચડવાની કે પ્રખ્યાતિ મેળવવાની સીડી ન હતી, તે એક ઊંડી ધર્મભાવના હતી એમ એ દીક્ષાવિધિનું કલ્પનાચિત્ર દૃષ્ટિ સમક્ષ લાવતાં પ્રતીતિ થઈ. વિનીત રાજકારણ તો ગોખલેના જેવું બીજા અનેકનું આપણે જાણીએ છીએ. બીજાઓ સરકાર સાથે સારાસારીનું એવું રાજકારણ ખેલતાં સરકારી અધિકાર, માન, અકરામ વગેરેના મોહમાં પડી જઈ પ્રજાસેવાના ક્ષેત્રમાંથી સરી પડતા જોવામાં આવે છે. ગોખલે સામે તેવા મોહ બીજા કોઈના કરતાં પણ વધુ મોટા પ્રમાણમાં આવ્યા હતા. પણ ઉપર જણાવી તેવી ઊંડી દેશભક્તિ, ધર્મની ટોચે ચડાવેલી દેશભક્તિમાંથી જેનું દરેક ડગલું ભરાતું હોય તેને આવો મોહ ફસાવી કેમ શકે? ગોખલે વિનીત પક્ષના આદિનેતા હોવા છતાં એ નામ નીચે ખપતા રાજદ્વારી લોકો વચ્ચે તેઓ આ કારણે એક જુદી જ ભાત પાડતા હતા. તેમના ગુરુ રાનડે, સરકારી નોકર હતા છતાં, જેમ સરકારી નોકરોમાં એક અવનવી ભાત પાડી ગયા તેમ ગોખલે પોતાના મંડળમાં જુદા તરી આવતા.

ગોખલેજીના સ્વભાવનો આ ધર્મઅંશ તેમના મંડળમાં ઓછામાં ઓછી કદર પામ્યો હતો. તેમનું માફીપ્રકરણ, તેમનું દક્ષિણ આફ્રિકામાં કરેલ સમાધાન, ઇત્યાદિ તેમનાં ધર્મબુદ્ધિમાંથી જન્મેલાં પગલાંઓના કડવામાં કડવા ટીકાકારો વિનીત આગેવાનો હતા. સત્યાગ્રહ સમી ક્રાન્તિકારી હિલચાલ પ્રત્યેની તેમની સહાનુભૂતિ અને ગાંધીજી જેવા બહારવટિયા પ્રત્યેનું તેમનું આકર્ષણ—ગોખલેના જીવનનાં આવાં અંગો તેમના અનુયાયીમંડળને મોટી મૂંઝવણનું કારણ થઈ પડતાં.

ભગિની સમાજની ઇચ્છા તો એવી હતી કે ગાંધીજીની જેમ ભારતસેવક ગોખલેના જીવનમાંથી પણ મારે બાળકોને માટે શબ્દચિત્રો લખવાં. તેમ કરવા જતાં કુમાર વિદ્યાર્થીઓને કામમાં આવે એવું આ પુસ્તક તૈયાર થયું છે. આને ગોખલેજીનું સળંગસૂત્ર જીવનચરિત્ર નહિ કહી શકાય. તે લખવાનું કામ કોઈ અધિકારી ઇતિહાસ-કારનું છે.

આ પુસ્તક માટે કાકાસાહેબ કાલેલકરે પ્રસ્તાવના લખવા કૃપા કરી છે. તેનાથી આ પુસ્તકની મોટી ઊણપ પુરાઈ છે અને ગોખલેની છબી વધારે ઉઠાવદાર બની છે, અને મારા પ્રયત્ન સંબંધમાં મન જે અસંતોષ રહેતો હતો તે કંઈક અંશે ઓછો થયો છે.

મારી આ નાચીજ કૃતિની અર્પણપત્રિકા, મારી ભાવનાને વશ થઈ, મહાદેવભાઈએ સ્વીકારી છે તેથી ખરેખર મને કૃતકૃત્યતા લાગી છે. તેમને અર્પણ કરવાનું મન થયું તેનું મૂળ કારણ તો એમની મારા પ્રત્યેની નિર્વ્યાજ માયા જ છે. પણ પછીથી જેમ જેમ વિચાર કરતો જાઉં છું તેમ તેમ મને અનેક દૃષ્ટિઓએ આ પસંદગીનું ઔચિત્ય દેખાયાં જ કરે છે. આકૃતિ, ગુણ, શીલ, સ્મરણશક્તિ, અભ્યાસપરાયણતા, ભાષાપ્રભુત્વ, એ બધાં અંગોમાં મને જાણે ગોખલે સાથે તેમની તુલના કરવાનું મન થઈ આવે છે. આ સરખામણી કોઈને વધારે પડતી અથવા ભૂલભરેલી લાગશે એવો ભય મનમાં રહ્યા કરે છે. પણ ભારતસેવકના મહાન શિષ્યના અન્તેવાસીને છોડીને આ વસ્તુ હું બીજા કોને અર્પણ કરું?

**લેખક**

# અનુક્રમણિકા

# प्रभामंडळ

ગોખલેજી વિષે જાણવું હોય તો એમના સાથીઓ વિષે અને શિષ્યમંડળ વિષે પણ જાણવું જોઈએ. ગોખલેજીએ લોકસેવાનો પ્રારંભ કર્યો કેળવણીના ક્ષેત્રથી. તે વખતે શ્રી ચિપળુણકર, આગરકર અને તિલક મહારાષ્ટ્રના જાહેર જીવનમાં એક નવી ભાત પાડતા હતા. એમને ખ્રિસ્તી જેસ્યુઇટ લોકોની પેઠે દેશસેવા માટે દીક્ષિત જીવન ગાળવું હતું, પણ એ મતાગ્રહી લોકસેવકો આખર સુધી સાથે ન રહી શક્યા. વિષ્ણુશાસ્ત્રી સરકાર સાથેના સંઘર્ષમાં પહેલવહેલા ઘસાયા અને એમણે ઇહલોક છોડ્યો. સામાજિક સુધારાની ધગશને કારણે આગરકર જુદા પડ્યા અને અનેક રીતે સામાજિક પજવણીના ભોગ થઈ પડ્યા. લોકમાન્યને પોતાના સાથીઓ સાથે ન બન્યું એટલે એમણે ફરગ્યુસન કોલેજ છોડી અને એની સાથે જેસ્યુઇટ જીવનનો આગ્રહ પણ છોડ્યો. ત્યાર પછીની પેઢીમાં જે લોકો ઝળક્યા તેમાં ગોખલે, આપટે અને ગોળે એ ત્રણ જણ નામ લેવા લાયક થયા. આપટેએ સંસ્કૃત વિદ્યાની અપ્રતિમ સેવા કરી અને વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ સંસ્કૃત-અંગ્રેજી અને અંગ્રેજી-સંસ્કૃત એવા બે કોષો તૈયાર કરી એ મહેનતમાં જ તેઓ ખપી ગયા. પ્રિન્સિપાલ ગોળેએ ‘બ્રાહ્મણો અને તેમની વિદ્યા’ તેમ જ ‘હિંદુધર્મ અને તેની સુધારણા’ એવા બે પ્રતિભાપૂર્ણ ગ્રંથો લખી મહારાષ્ટ્રસમાજની ભારેમાં ભારે સેવા કરી. એ બે ગ્રંથો કાલગ્રસ્ત થયા છતાં આજે પણ રસપૂર્વક વંચાય એવા છે, અને એ વાંચતાં આજે પણ ખાતરી થાય એમ છે કે એ ગ્રંથો લખનારનું ભેજું સમર્થ સમાજહિતૈષી હતું. ગોખલે ફરગ્યુસન કોલેજમાં પ્રોફેસર હતા. છતાં પ્રિન્સિપાલની પ્રતિષ્ઠા એમણે જ ભોગવી. એમણે ગણિત અને ઇતિહાસના તેમ જ રાજકારણના અધ્યાપક તરીકે નામના અવશ્ય મેળવી પણ એમનું મુખ્ય જીવનકાર્ય કેળવણીની ચાર દીવાલ બહાર જ થયું છે.

આપણા દેશમાં રાજદ્વારી નેતાપણું મોટે ભાગે કાયદાપંડિતોને જ વરતું આવ્યું છે, પણ કેળવણીના ક્ષેત્રમાંથી આગળ વધીને રાજદ્વારી ક્ષેત્રમાં દીપી નીકળનાર લોકોની પરંપરા પણ નાનીસૂની નથી. પિતામહ દાદાભાઈ, સુરેન્દ્રનાથ બાનરજી, અરવિંદ ઘોષ, ગોખલેજી અને એમના શિષ્ય નેક નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીયાર, એ બધા કેળવણીના ક્ષેત્રમાં ઠીક ઠીક અનુભવ લીધા પછી જ રાજદ્વારી ક્ષેત્રમાં પડેલા છે.

ગોખલેની શિષ્યપરંપરામાં કાર્યક્ષેત્રની વિવિધતા સહજે દેખાઈ આવે છે. શાસ્ત્રિયારે રાજદ્વારી ક્ષેત્રમાં અને સંસ્કારિતામાં ચઢી બતાવ્યું. પરાંજપેએ કેળવણીમાં તેમ જ રાજદ્વારી ક્ષેત્રમાં પોતાની ખાસ ભાત પાડી. શ્રી દેવધરે સહકારી સંસ્થાઓ સ્થાપવામાં અને સ્ત્રીકેળવણીમાં પહેલ કરી, જ્યારે નારાયણ મલ્હાર જોષીએ હિંદના મિલમજૂરોનો સવાલ પોતાનો કર્યો છે.

જેઓ ગોખલેના સહવાસમાં બહુ ન આવી શક્યા પણ એમની જ પ્રેરણાથી સેવામય જીવન પસંદ કરી શક્યા એવામાં ડૉ. દેવ અને ઠક્કર બાપા પ્રમુખ ગણાય. ડૉ. દેવ ગાંધીજીની ચંપારણની લડતમાં જોડાયા તે કારણે ગુજરાતમાં પરિચિત થયા હતા. અને બાપાએ તો ગુજરાતને જ પોતાની સેવાભૂમિ બનાવી એટલે એમને વિષે ગુજરાતની જનતાને કશું કહેવાની જરૂર નથી. જેમને નામે પ્રજાએ માગતાંવેંત સવાલાખ રૂપિયા ભેગા કરી આપ્યા તેમની ઓળખાણ ગુજરાતની પ્રજાને આપવાપણું હોય નહિ. પણ ગોખલેજીના શિષ્યોનું નામ દેતી વખતે આ મૂક સેવકનો ઉલ્લેખ તો થવો જ જોઈએ.

એ ઉપરાંત દેશી રાજ્યોની હિલચાલ ચલાવનારા; 'જ્ઞાનપ્રકાશ' અને 'સર્વન્ટ ઑફ ઇન્ડિયા' જેવાં છાપાં ચલાવનારા; આર્યભૂષણ જેવા પ્રેસને ચલાવવામાં જ દેશસેવાનો ઉચ્ચ સંતોષ મેળવનારા; એવા એવા ગોખલેના અનેક શિષ્યો થયા છે અને હજીયે એ પરંપરા ચાલુ છે. આજે ગોખલેજીની સોસાયટી હૃદયનાથ કુંઝરુ ચલાવે છે. મુંબઈના શ્રી. નટરાજન એ કાંઈ ગોખલેના શિષ્ય ન ગણાય છતાં ગોખલેની અસર તળે આવનારા લોકોમાં વખતે એમનું નામ લેવાય. શ્રીમતી સરોજિની નાયડુ પણ એ રીતે પોતાનું નામ નોંધી શકે

છે. આવો મોટો શિષ્યવિસ્તાર હોવા છતાં, शिष्यात् इच्छेत् पराजयम् અથવા शिष्ये इच्छेत् पुनर्भवम् એ સૂત્રોનો જો કાંઈ પણ અર્થ હોય તો ગોખલેના એકમાત્ર શિષ્ય તે ગાંધીજી જ છે.

એક જ ગુરુના બે ચેલાઓમાં ગમે તેટલો મતભેદ, સ્વભાવભેદ, અને દૃષ્ટિભેદ હોય તોયે તેઓ એક બીજાને ચાહી શકે છે અને એમની વચ્ચે અતૂટ પ્રેમગ્રંથી ટકી શકે છે. એનો દાખલો આપણને ગાંધીજી અને શ્રીનિવાસ શાસ્ત્રીઆરના સંબંધમાં મળે છે. દેશભક્તિ અને ગોખલેભક્તિ આ મોટી બે વસ્તુઓ બાદ કરીએ તો આ બે જણ વચ્ચે સામ્ય કરતાં વૈધર્મ્ય જ વધારે દેખાઈ આવશે.

ગોખલેજીના શિષ્યોએ રાજકારણમાં કોઈ ખાસ પ્રભાવ પાડ્યો નથી, પણ અમુક ઢબનું રચનાત્મક કાર્ય તેઓ જરૂર કરતા આવ્યા છે. ગાંધીજીએ રચનાત્મક કાર્યને ઉગ્રમાં ઉગ્ર રાજદ્વારી હિલચાલના પાયો જ બનાવી દીધો છે; પણ એ રચનાત્મક કાર્યક્રમ જુદો.

* * *

ન્યાયમૂર્તિ રાનડેના શિષ્ય ગોખલે અને ગોખલેના શિષ્ય ગાંધી, એવી શિષ્યપરંપરા મનાય છે. ન્યાયમૂર્તિ રાનડેએ ઘણા લોકો ઉપર અસર પાડી. એમના વખતના મહારાષ્ટ્રની તમામ પ્રવૃત્તિઓ ઉપર રાનડેની ઓછીવત્તી અસર હતી જ. તેમાંય ગોખલેનું તો આખું ઘડતર — રાજકીય ઘડતર — રાનડેને હાથે થયું હતું.

પણ તેવી જ રીતે ગાંધીજીનું ઘડતર ગોખલેજીને હાથે થયું હતું એમ ન કહેવાય. ગાંધીજીનું ઘડતર એમનું પોતાનું જ છે. છતાં આ ત્રણેમાં એક પ્રકારની પરંપરા શોધી શકાય છે.

રાનડે જ્યારે કૉલેજના વિદ્યાર્થી હતા અથવા ફેલો હશે. તે વખત, સ્વાતંત્ર્યપ્રિયતાની અથવા મતસ્વાતંત્ર્ય પ્રત્યે આદર રાખવાની અંગ્રેજોની ખાસિયત ઉપર તેઓ મોહિત થયા હશે. એટલે તેમણે એક અંગ્રેજી નિબંધમાં હિંદમાંની બ્રિટિશ રાજ્યપદ્ધતિની સારી પેઠે ઝાટકણી કાઢી. એમને તરત અનુભવ થયો કે ગુરુ અંગ્રેજ અને અમલદાર અંગ્રેજ નોખા હોય છે. એમના પ્રિન્સિપાલે એ નિબંધ વાંચતાંવેંત રાનડેની શિષ્યવૃત્તિ બંધ કરી અને રાનડેને પોતાના જીવનનો પહેલો કીમતી પાઠ મળ્યો. આપણે જિતાયેલા છીએ અને

રાજ્યકર્તાઓને સાચવીને જ બોલીચાલી શકીએ છીએ, એ વાત એમના ઉપર એવી તો ઠસી ગઈ કે આખા દેશની હિલચાલોમાં રસ લેવા છતાં તેમણે રાજ્યદ્વારી હિલચાલમાં પ્રત્યક્ષ ભાગ ન લીધો.

તરુણ ગોખલેએ પોતાના ગુરુ રાનડે સાથે મુસાફરી કરતાં એક વાર એમને પૂછ્યું કે, 'આપણે કેટલીયે અરજીઓ ઘડી સરકાર પાસે મોકલીએ છીએ પણ સરકાર એને ગણકારતી જ નથી. ત્યારે શા માટે અપમાનભરી રીતે આપણે ફરી ફરી એમની પાસે આ અરજીઓ મોકલતા જઈએ છીએ?' સમય જાણનાર ન્યાયમૂર્તિએ જવાબ વાળ્યો કે, 'આપણી અરજીઓ આપણે લખીએ છીએ અંગ્રેજોને ઉદ્દેશીને, પણ તે ઘડેલી હોય છે પ્રજાની કેળવણી માટે. પ્રજાને ખબર પડવી જોઈએ કે આપણે ક્યાં છીએ? આપણું દર્દ શું છે? આપણે શું ચાહવું જોઈએ અને શું માગવું જોઈએ? આ રીતે જ પ્રજા ઘડાશે.'

ના૦ ગોખલેને એક કીમતી કેળવણી મળી ગઈ. બીજી કેળવણી એમને મળી વેલ્બી કમિશન આગળ જુબાની આપી પાછા સ્વદેશ આવતાં. જે મિત્રોના કાગળના આધારે એમણે સરકારના લોકો ઉપર પૂનામાં અત્યાચાર કર્યાના આક્ષેપો કર્યા હતા તે મિત્રો એમને પડખે ઊભવાની હિંમત ન કરે એટલે માણસ શું કરે? એમણે મુક્તકંઠે, જરા સરખોયે સ્ક્ષેપ રાખ્યા વગર સરકારના લોકોની માફી માગી. આખું રાષ્ટ્ર એમના પર ચિડાયું, પણ અંતે એ પ્રસંગમાંથી ગોખલેને જ નહિ પણ આખા રાષ્ટ્રને એક કેળવણી મળી. જાહેર જીવનના મૂળભૂત સિદ્ધાંતો શીખ્યા વગર આગળ જવાય જ કેમ?

ગોખલેએ એક વાર કહ્યું હતું કે, 'દેશસેવાની પ્રાથમિક અવસ્થામાં અમે છીએ. સેવાને અંતે સફળતા પ્રાપ્ત કરનાર ભાગ્યશાળી લોકો હવે પછી આવશે. અમારા ભાગ્યમાં નિષ્ફળતાની પરમ્પરા દ્વારા જ દેશની સેવા કરવાનું લખેલું છે.' કડવા અનુભવ પછી જ ગોખલેએ પોતાના મન સાથે નક્કી કર્યું કે 'We must spiritualize politics.'—દેશના રાજકારણમાં આધ્યાત્મિક વૃત્તિ ભરી દેવી જોઈએ, રાજકારણને ધર્મકારણ બનાવવું જોઈએ, રાજકીય સેવા સેવકના ચારિત્ર્યના બળે ચલાવવી જોઈએ.

ગાંધીજી આ પાઠ ગોખલે પાસેથી શીખ્યા નથી. પણ પોતાના જીવનમાં ખીલવેલો આ સિદ્ધાંત ગોખલેજીને પણ પસંદ છે; તેઓ પણ પોતાના અનુભવને અંતે એ જ નિર્ણય પર આવ્યા છે એમ જોઈ ગાંધીજીએ પોતાની નિષ્ઠા ગોખલેજી પ્રત્યે વાળી.

દરેક જુવાનને—ખાસ કરીને ગાંધીજી જેવા ભારતીય કૌટુમ્બિક સંસ્કૃતિમાં ઊછરેલા જુવાનના હૃદયને—શિરછત્રરૂપ કોઈ ને કોઈ મુરબ્બીની જરૂર હોય જ. ઘર છોડીને વિલાયત ગયા એટલે ત્યાં એમણે પિતામહ દાદાભાઈને એ સ્થાને સ્થાપ્યા.

દક્ષિણ આફ્રિકાના હિંદુસ્તાનીઓની હાડમારી સ્વદેશ આગળ મૂકવા માટે જ્યારે તેઓ હિંદ આવ્યા ત્યારે પણ હિંદના રાજકીય જીવનમાં પ્રવેશ કરવા માટે એમને કોઈ મુરબ્બીની જરૂર હતી. એમના જુવાન હૃદયને જે જાતની ભૂખ હતી તે તૃપ્ત કરનારા એમને ગોખલે જ મળ્યા. ગોખલેની કાર્યપદ્ધતિ જુદી, શ્રદ્ધા જુદી અને ગાંધીજીની જુદી; છતાં બંને વચ્ચે સુંદર સંબંધ બંધાયો. એનું એક કારણ બન્નેમાં રહેલી આધ્યાત્મિકતા છે. ગોખલેનાં ભાષણોમાં કે દૈનિક કાર્યક્રમમાં 'ધર્મ'ને ભાગ્યે જ સ્થાન રહેતું, છતાં દીક્ષામય જીવન ગાળનારા તેઓ અધ્યાત્મને જોરે જ ટકી શક્યા હતા. જે કામ કરવું હોય તેનો પૂરો અભ્યાસ કરવો, ઝીણામાં ઝીણી વિગતો સમજી લેવી, ન્યાય ખાતર પ્રતિપક્ષી પ્રત્યે પૂરતી ઉદારતા કેળવવી, પરિણામ વિષે અધીરા ન થવું, અને દેશવાસીઓ કે પરદેશીઓ જેવા છે તેવા લઈને એમના પ્રત્યે અસંતોષ, ચીડ કે અકળામણ બતાવ્યા વગર કામ કર્યે જવું, એવી ખેલાડી વૃત્તિ બંનેમાં સમાન હતી. રમતમાં ખરાબ પાનાં પોતાના હાથમાં આવ્યાં એવી ફરિયાદ ન કરતાં, સારો રમનાર જેવાં પાનાં મળ્યાં તેવાંનો સારામાં સારો ઉપયોગ કરી પોતાની શક્તિનો પરિચય કરાવે છે. વૈદ્ય અને વકીલ પોતાના હાથમાં આવેલો કેસ અટપટો કે ગૂંચવણભરેલો છે એટલા ખાતર અકળાતો નથી, પણ વિશિષ્ટ પરિસ્થિતિમાં જે થઈ શકે એમ હોય તે બધું કરી છૂટે છે. તેવી જ રીતે આ બંને દેશસેવકો પણ એ જ નિષ્કામ, અનાસક્ત ભાવે સેવા કરવામાં માનવાવાળા હોવાથી બંને વચ્ચે સ્નેહગ્રંથી બંધાઈ.

અને બન્નેનું કાર્ય જોતાં એમ જ કહેવું પડે છે કે ગાંધીજીએ પોતાના જીવનમાં ગોખલેજીની સુધારેલી, વધારેલી અને એ રીતે તદ્દન નવી જ બનેલી આવૃત્તિ કાઢી. ગોખલેજીની સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી' એ અંગ્રેજી નામ વાળી સંસ્થાના આદર્શ અને નિયમો જુઓ અને ગાંધીજીના સત્યાગ્રહાશ્રમના વ્રતો અને નિયમો જુઓ. ગોખલેજીએ હથિયારબંધીના કાયદા સામે ઝુંબેશ ચલાવી, જ્યારે ગાંધીજીએ હથિયારોનું મહત્ત્વ જ નષ્ટ કરી એક નવું આધ્યાત્મિક શસ્ત્ર ઘડી, અજમાવી હિન્દુસ્તાનને અને હિન્દુસ્તાન મારફતે દુનિયાને ભેટ ધર્યું. ગોખલેજીએ લશ્કરી ખર્ચ ઓછું કરવા માટે વરસે-વરસ સરકારની આજીજી કરી. ગાંધીજીએ એ લશ્કરની ગરજ જ ન રહે એવી જાતની એક તેજસ્વી સંસ્કૃતિની દુનિયાને ઝાંખી કરાવી.

ગોખલેજીએ રાનડે પાસેથી મળેલી સ્વદેશી હિલચાલનો પુરસ્કાર કર્યો અને સ્વદેશી મિલોને ઉત્તેજન આપવા લોકોને તેમ જ સરકારને સૂચવ્યું. ગાંધીજીએ મિલવાળાઓની સ્વાર્થપરાયણતા અને મિલ-પરાયણ સંસ્કૃતિની ઘાતકતા ઓળખી ખાદી તેમ જ ગ્રામોદ્યોગની મૌલિક તેમ જ વ્યાપક હિલચાલો ચલાવી, અને સરકારને સાવ ભૂલી જઈ જનતાને જ એ જીવનપરિવર્તન માટે તૈયાર કરી. ગોખલેજીએ પ્રાથમિક કેળવણીનો સવાલ હાથમાં લીધો અને ચર્ચ્યો, અને દેશને કેળવણી ફરજિયાત અને મફત મળવી જોઈએ એ સિદ્ધાંતનો પુરસ્કાર કર્યો. ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણીનો આખો સવાલ હાથમાં લઈ દેશી ભાષા અને રાષ્ટ્રભાષાની પ્રતિષ્ઠા વધારી, અનેક વિદ્યાપીઠો સ્થાપ્યાં; અને અંતે ગ્રામોદ્યોગપ્રધાન અનુબંધી શિક્ષણપદ્ધતિનો આવિષ્કાર કરી, રાષ્ટ્રીય મહાસભા તેમ જ સરકાર પાસે તેનો સ્વીકાર કરાવ્યો. અને અહિંસક સમાજમાં વિદ્યાર્થીઓની શ્રમદક્ષિણામાંથી કેળવણી અમુક અંશે મફત કરી શકાય એ બતાવ્યું.

ગોખલેજીએ લડી લડીને મીઠાવેરો થોડા સમય માટે ઓછો કરાવ્યો. ગાંધીજીએ મીઠા જેવી કુદરતની બક્ષિસ ઉપર વેરો હોય જ નહિ, હવા, પાણી અને મીઠું ત્રણેની મનુષ્યજાતને પૂર્ણ છૂટ હોવી જ જોઈએ, એ સિદ્ધાંત આગળ કરી મીઠા મારફતે સરકારની સેતાનિયત સામે યુદ્ધનો મોરચો માંડ્યો.

આમ પોતાના રાજદ્વારી દિશાદર્શક ગોખલેજીએ જે જે કામો હાથ ધર્યાં તે બધાંને દિવ્ય ઓપ આપી ગાંધીજીએ એકદમ ઉચ્ચ ભૂમિકા ઉપર ચઢાવ્યાં અને ગોખલેજીના કોલોનિયલ સેલ્ફ-ગવર્નમેન્ટ (વસાહતી સ્વરાજ્ય)ના આદર્શને સબ્સ્ટન્સ ઑફ ઇન્ડિપેન્ડેન્સ (સ્વાતંત્ર્યના સાર) સુધી પહોંચાડી દીધો.

આનું નામ તે સતશિષ્ય મેળવવાનું સદ્‌ભાગ્ય.

* * *

ગોખલેના સ્વભાવ વિષે પરસ્પર વિરોધી લાગતી એવી બે વસ્તુઓ આપણે સાંભળીએ છીએ. કેટલાક — ઘણાખરા — લોકોનો અનુભવ છે કે ગોખલેના સ્વભાવનો મુખ્ય ગુણ એની નિખાલસતા અને માધુર્ય છે. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનો સવાલ ઉઠાવી હિંદુસ્તાનમાં જે પહેલવહેલી મુસાફરી કરી તે વખતે હિંદુસ્તાનના તમામ આગેવાનોમાં ગોખલેજીએ જ ગાંધીજીના મન પર વધારેમાં વધારે અસર કરી. ગાંધીજીએ શું ખાધું, શું પીધું એની પણ સંભાળ રાખવાનું તેઓ ચૂકતા નહિ.

જે રાષ્ટ્રપુરુષે, ભારત સેવક સમાજ જેવી આધ્યાત્મિક આદર્શ-વાળી સંસ્થા સ્થાપન કરી, અને દેશસેવા માટે જીવન અર્પણ કરનાર એવા લોકોનો સારો સરખો સંઘ ભેગો કર્યો, તે પુરુષના સ્વભાવમાં મીઠાશ અને અનેક લોકોને એકત્ર રાખવાની ઉદારતા હોવાં જ જોઈએ.

આમ છતાં ગોખલેજીમાં ખટાશ પણ સારા પ્રમાણમાં હતી એમ એમના નિકટ સહવાસમાં રહેનાર લોકો પાસેથી આપણે જાણીએ છીએ. વાત વાતમાં તેઓ ચિડાઈ જતા, પોતે અસ્વસ્થ થતા અને બીજાને પણ અસ્વસ્થ કરતા એમ કહેવામાં આવ્યું છે.

પોતાના પર થયેલી ટીકા તેઓ સહન તો કરતા પણ લાંબા વખત સુધી અસ્વસ્થ થયા વગર નહિ; એમ પણ કહેવામાં આવ્યું છે. એટલે સહેજે પ્રશ્ન ઊઠે છે કે, આમાં સાચી વસ્તુ શી હતી? શું એમનો સ્વભાવ મૂળે ખાટો હતો અને એને કાબૂમાં રાખવાનો ભગીરથ પ્રયત્ન કરી એમણે સ્વભાવનું માધુર્ય કેળવ્યું હતું? કે

મીઠાશ એ જ એમના સ્વભાવની ખાસિયત હતી પણ પરિસ્થિતિ પરત્વે એમનામાં ખાટાપણું આવી ગયું હતું?

પહેલી વાત સાચી હોત તોયે આપણા મનમાં તેમને વિષે ભારે માન ઊપજત. જન્મજાત મૂળ સ્વભાવ કેવો હોય એના ઉપર માણસનો કાબૂ શી રીતે હોઈ શકે? પણ જેવો સ્વભાવ કુદરતે કે ઈશ્વરે આપ્યો એની સામે ઝૂઝીને પોતીકાંઓને તેમ જ વિરોધીઓને પોતાની મીઠાશથી જીતી લેવા જેટલી મધુરિમા કેળવવી એ કાંઈ નાનોસૂનો પુરુષાર્થ નથી. ક્રોધ ઉપર વિજય મેળવવો, ક્રોધ કાબૂમાં આણવો, એટલું કરતાં પણ માણસની એક જિંદગી ખપી જાય છે. ક્રોધ જીતવો એ માણસ માટે ગમે તેટલું અઘરું હોય તોયે અશક્ય નથી; પણ એ જીતની માત્રા મીઠાશ સુધી લઈ જવી એ તો અલૌકિક સફળતા છે.

પણ સાચી વાત એમ લાગે છે કે, કોમળતા અને મધુરતા એ જ એમનો મૂળ સ્વભાવ હતા અને વિપરીત પરિસ્થિતિએ જ એમનામાં ચીડિયાપણાનાં મોજાંઓ આવવા દીધાં હતાં; પૃષ્ઠભાગ ઉપર ભલે અસ્વસ્થ કરનારાં આવાં મોજાંઓ આવ્યાં હશે પણ સ્વભાવના ગંભીર સાગરના ઊંડાણમાં તો કેવળ મીઠાશ છલોછલ ભરેલી હતી.

ત્યારે એ વિષમ પરિસ્થિતિ કેવી હશે અને એને માટે જોખમદાર કોણ, એ સવાલ મનમાં સહેજે ઊઠે છે.

જે માણસને સેવાનાં બધાં કાર્યો ભગવતપૂજાની ચીવટથી કરવાની ટેવ છે, તેને ઉપરછલ્લા અને પ્રમાદિયા કામથી સંતોષ નહિ થાય એ તો સમજાય એવી વાત છે. અને આપણા દેશમાં ચીવટ-પૂર્વક ખંતથી કામ કરનારાઓની સંખ્યા ઓછી જ છે. સાથીઓ પાસેથી કેવળ કામ લેવાનો આદર્શ નહિ રાખતાં, તેમને પોતાના જેવા જ સેવક તરીકે કેળવવાનો આગ્રહ રાખ્યો હોય તો પ્રેમની ઉત્કટતા જ કોક કોક વખતે ચીડનું રૂપ ધારણ કરે છે.

અને બીજું એક મહત્ત્વનું કારણ પણ આપણે ભૂલી ન જવું જોઈએ. મહારાષ્ટ્રમાં શું અને હિંદુસ્તાનમાં શું, જ્યાં મતભેદ કે પક્ષભેદ થયો ત્યાં અંગત અણગમો કેળવવાની અને સામા ધણીને અને તેમ ઉતારી પાડવાની પ્રથા આપણે ત્યાં છે જ. અને જાહેર જીવનનો એ દોષ દુર્દૈવે મહારાષ્ટ્રમાં જરાય ઓછો નથી. નામદાર ગોખલે નરમ દળના આગેવાન, અને મહારાષ્ટ્રની જનતા જહાલ વિચારને તાળીઓથી

વધાવનારી. એ સ્થિતિમાં ગોખલેને નિષ્કારણ નિંદાના ભોગ થવાના પ્રસંગો ડગલે ને પગલે આવતા. જનતાએ એમની સેવાથી લાભ તો ઘણો ઉઠાવ્યો પણ તેઓ જે કરે એની તો નિંદા જ થાય. જ્યાં ત્યાં એમની નબળાઈ, એમનો સરકાર પરનો વિશ્વાસ અને એમનું બીકણપણું ગવાતું. નગુણા લોકો વિષે મરાઠીમાં એક કહેવત છે કે "માથું ઉતારીને આપીએ તો પણ કહેશે કે માથું જ આપ્યું ને! ધડ ક્યાં આપ્યું?" ગોખલેજીને અનેક વાર આવો અનુભવ થયો હતો. ન્યાય ખાતર અહીં કહેવું જોઈએ કે રાજદ્વારી ક્ષેત્રમાં ગોખલેનો અખંડ વિરોધ કરનાર લોકમાન્ય તિલકે, ગોખલે વિલાયત જઈ આવ્યા પછી એમનું જે સન્માન કર્યું હતું તે નાનુંસૂનું ન હતું. અને ગોખલેજીના મરણ પછી લોકમાન્યે સ્મશાનમાં તેમ જ 'કેસરી'માં જે હાર્દિક ઉદ્‌ગારો કાઢ્યા હતા તે ગમે તે માણસને અમર કરવા માટે બસ હતા.

દુનિયાદાર જનતાનો રિવાજ જ છે કે પોતાના પેગંબરોને પ્રથમ ક્રૂસ ઉપર ચઢાવી પાછળથી એમની પૂજા કરવી, જીવતાં અજ્ઞાનમાં કંજૂસાઈ કરવી અને મરી ગયા પછી પિંડપ્રદાનમાં ઉડાઉપણું કરવું. પાછળની પૂજા જનતાના હૃદયને ભલે શુદ્ધ કરે અને મરનારની કીર્તિને વધારે, પણ જીવતાં એને એનો લાભ મળતો નથી. કરોડો જેને અનુસરે છે તે ઈશુને મૃત્યુની ઘડીએ એના અંતેવાસી શિષ્યોએ તજી દીધો હતો, એ પણ આ જ લોકસ્વભાવનો એક દાખલો છે.

આટલા લાંબા વિવેચન ઉપરથી કોઈ એમ ન માને કે ચીડિયાપણું એ ગોખલેજીના ધ્યાન ખેંચે એવો મહાન દોષ હતો, અથવા તો એમને એમની જિંદગીમાં કેવળ અન્યાયનો જ અનુભવ કરવો પડ્યો હતો. એમ માની બેસીએ તો બંનેને અન્યાય થાય. અહીં તો માત્ર એક નાનીસરખી બીનાનો આધાર લઈ જાહેર જીવનના એક પાસાનું પૃથક્કરણ કરવાનો જ વિચાર હતો.

* * *

ગોખલેજીની ધાર્મિકતાનું સ્વરૂપ પણ આપણે ઓળખવું જોઈએ. હિંદુમાત્રને જે ધાર્મિકતા સ્વાભાવિક છે તે એમનામાં પ્રથમથી હતી એ વિષે શંકા નથી. જીવનનો પહેલવહેલો મોટો સંકલ્પ કરતી વખતે એમણે પોતાની વાસરીમાં — ડાયરીમાં — જે

નોંધ લખી છે તેમાં ગુરુ દત્તાત્રેયનો ઉલ્લેખ છે. 'ભારત સેવક સમાજ'ની સ્થાપના વખતે એમણે જાહેર કરેલી શ્રદ્ધામાં ડિવાઇન ડિસ્પેન્સેશન એટલે કે ઈશ્વરી યોજના અથવા સંકેતનો ઉલ્લેખ છે.

આમ જીવનના પ્રારંભમાં તેમ જ પરિપક્વ દશામાં તેમની ઈશ્વરનિષ્ઠા સહેજે પ્રગટ થઈ છે. હિંદુસ્તાનની રાજદ્વારી લડત ઠીક ઠીક ચલાવ્યા પછી એ લડતની નબળાઈ દૂર કરવાના ઓસડ તરીકે એમણે જે વસ્તુ સૂચવી તે એમણે એક વાક્યમાં મૂકી છે, "We must spiritualize politics," — આપણે રાજકારણમાં ધર્મકારણનું, આધ્યાત્મિકતાનું સત્ત્વ રેડવું જોઈએ. ગોખલેજીના આ સૂત્રનો ગાંધીજીએ નીચે પ્રમાણે અર્થ કરી બતાવ્યો છે:

"સદ્ગત ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. . . . કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થદૃષ્ટિએ કદી કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર શૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નિડરપણે, હસમુખે ચહેરે કરવાની તેમનામાં શક્તિ હતી એવી મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા તેમને સારુ શૂળી ઉપર ચઢવું એ, જે દશામાંથી તેઓ નીકળી ચૂક્યા તેમાં રહેવા કરતાં ઘણું સહેલું હતું. આવી વિકટ સ્થિતિ તેમની એકથી વધારે વાર થયેલી. પણ તેમણે પાછી પાની કરી જ નથી.

"આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે, જો આપણે આ મહાન દેશભક્તના જીવનમાંથી કંઈ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ વડી ધારાસભામાં પેસી શકતા નથી, તેમાં પેસવામાં દેશસેવા થઈ જ જાય છે એવું આપણે હંમેશાં જોયું નથી. આપણે સહુ પબ્લિક સર્વિસ કમિશનમાં જઈ નથી શકતા અને જનાર બધા દેશના ભક્ત જ હોતા નથી. આપણે સહુ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી અને વિદ્વાનમાત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરળતા, અડગતા વગેરે ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. 'રાજકીય જીવન ધર્મમય કરવું' એ મહાવાક્યનો આ અર્થ છે.

એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હમેશાં સૂઝી રહેશે; એ સદ્‌ગત ગોખલેના વારસામાં ભાગીદાર થશે. એ નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઈશ્વરી વચન છે ને સદ્‌ગત ગોખલેનું જીવન તેનો મહાન પુરાવો છે."

ધાર્મિક જીવન, ગાંધીજીની તેવા જીવનની વ્યાખ્યા પ્રમાણે ગોખલેજીએ અવશ્ય જીવી બતાવ્યું. એ જ ધાર્મિક જીવનની પરાકાષ્ઠા એમના એ સત્‌શિષ્ય આપણને જીવી બતાવે છે.

નહિ તોયે આપણને એ ખાતરી હતી જ કે રાનડેના શિષ્ય અને ગાંધીજીના ગુરુ ધર્મવિમુખ તો હોઈ જ ન શકે. ગોખલેજી પોતાનાં ભાષણોમાં તેમ જ જાહેર પ્રવૃત્તિમાં ધર્મનું અને ઈશ્વરનું નામ વારે ઘડીએ આણતા નહિ એ એમની વૃત્તિની નમ્રતા હશે, ધર્મને ખાનગી વસ્તુ તરીકે બાજુ પર મૂકી રાખવાની આજના જમાનાની નીતિ હશે, અથવા ધાર્મિક ઝઘડાથી ભરેલા આ દેશની સેવા પરત્વેની કુનેહ હશે, અથવા ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અધ્યયન ને મનનને પરિણામે નીપજતા સ્યાદ્‌વાદની–સંશયવાદની અસર હશે: ગમે તે કારણ હોય પણ દબાવી રાખેલી એમની ધાર્મિકતા એમના જીવનમાંથી સુવાસરૂપે પ્રગટ થાય જ છે.

*　　*　　*

ઋષિ શબ્દ ઉચ્ચારતાંની સાથે ઇન્દ્રિયાતીત વસ્તુને ઓળખનારો, ત્રિકાળદર્શી, ધર્મસમર્થ, એવા પૂર્ણ પુરુષનો ખ્યાલ નજર આગળ આવે છે. પણ એ શું દરેક ઉદાહરણમાં સાચો છે? વસિષ્ઠ, વિશ્વામિત્ર, નારદ, અંબરીષ, વાલ્મીકિ, વામદેવ, ત્રિશંકુ, યાજ્ઞવલ્કય ઇત્યાદિ અનેક હિમાલય સમા ભવ્ય વિભૂતિવાળા ઋષિઓનાં નામ આપણે સાંભળીએ છીએ અને એમનું નામ સાંભળતાંવેંત આપણે ભક્તિનમ્ર થઈએ છીએ. જે ધર્માનુભવ અને ધર્મજ્ઞાન એ લોકોએ કેળવ્યાં એ વસ્તુનું સામાન્ય આકલન પણ આપણે માટે કઠણ જેવું લાગે છે. છતાં બધા જ ઋષિઓ કાંઈ લોકોત્તર વ્યક્તિઓ હતા એમ ન કહેવાય. પુરાણોમાં જે અનેક ઋષિઓનાં વર્ણનો આવે છે તે ઉપરથી જોતાં આજકાલના સંખ્યાબંધ સંસ્કૃતિસેવકો આપણે ઋષિ-કોટિમાં સહેજે મૂકી શકીએ. દયાનંદ સરસ્વતી, દેવેન્દ્રનાથ ટાગોર,

રાનડે, અણ્ણાસાહેબ પટવર્ધન વગેરે લોકોને આપણે ઋષિનું નામ આપતા થયા જ છીએ. છતાં ઋષિ શબ્દ સાથે કોઈ ચોકસ આદર્શ અને ચોકસ જીવનકાર્ય આપણે નક્કી નથી કર્યાં. આપણે એમ કેમ નક્કી ન કરીએ કે જેમની જીવન પ્રત્યે કાંઈક વિશિષ્ટ દૃષ્ટિ છે, જેમણે જીવનના તમામ પ્રશ્નોનો કાંઈક ઉકેલ જોયો છે અને જેમણે જીવનના કોઈ પ્રધાન ક્ષેત્રની સેવા કરતી એક પરંપરા અથવા સંસ્થા સ્થાપી છે તે ઋષિ, પછી એ જીવનદૃષ્ટિ એમણે પોતે ખીલવી હોય કે કોઈની પાસેથી પ્રેરણારૂપ મેળવી હોય.

આ નવી વ્યાખ્યા જો આપણે સ્વીકારીએ તો સ્વામી વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રદ્ધાનંદ, ગોખલેજી, ગાંધીજી, શ્રી અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ઠાકુર, શ્રીમતી એની બેસંટ, વગેરે લોકોને ઋષિની કોટિમાં જ મૂકવા જોઈએ. ઋષિનો સંબંધ ઇહલોક સાથે વધારે હોવો જોઈએ અને તે પરલોકનો વિરોધી ન હોવો જોઈએ. ઉપર ગણાવેલી બધી વ્યક્તિઓએ પોતાની પાછળ પોતાની પરંપરા ચલાવી શકે એવી સંસ્થાઓ મૂકી છે.

હવે સવાલ એ ઊઠે છે કે આ લોકોની સંસ્થાઓ મૂળ સંસ્થાપકને તોલે આવે એવી છે ખરી? આ લોકોની વિભૂતિ શ્રેષ્ઠ કે એમની સંસ્થાની વિભૂતિ શ્રેષ્ઠ? શું ગોખલેના જીવનની ભવ્યતા એમના ‘સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી’ ભારત સેવકસમાજમાં પ્રતિબિંબિત થઈ છે? શું ગાંધીજીનું માહાત્મ્ય એમના સત્યાગ્રહ આશ્રમમાં ઊતર્યું છે? શું રવીન્દ્રનાથ ઠાકુરની પ્રતિભા એમના શાંતિનિકેતન કે વિશ્વભારતીમાં સંગઠિત થઈ છે? શું દયાનંદ સરસ્વતીનું ધર્મતેજ તમામ આર્યસમાજીઓમાં પ્રગટેલું છે? શું અરવિંદ ઘોષના શિષ્યો શ્રી અરવિંદે જોયેલા દિવ્ય જીવનનો સાક્ષાત્કાર કરી શક્યા છે? આ અત્યંત સ્વાભાવિક અને મહત્ત્વના પ્રશ્નોનો અનુકૂળ જવાબ આપણે આપી શકતા નથી. ત્યારે શું એ જ સાચું છે કે, પ્રતિભાશાળી પુરુષોને સંસ્થાની પરંપરા વગર ચાલતું નથી અને છતાં એમનું દૈવત ઝીલી શકે એવા લોકો તેઓ મેળવી અથવા કેળવી શકતા નથી? આવા સવાલોનો જવાબ આપણી પાસે નથી. નાના પાયા ઉપર ગોખલે શું અને મોટા પાયા ઉપર ગાંધીજી શું, બંને જણા પોતાના જીવનમાં ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકાઓ ધારણ

કરી શક્યા છે. સાથીઓ તેમ નથી કરી શક્યા તેઓ તેમનો સાથ નથી ટકાવી શક્યા.

*       *       *

ગોખલેજી છેક નાનપણની નાની નાની ટેકોમાંથી વધતા વધતા અને કુમળી અઘરી કસોટીમાંથી પસાર થતા થતા કેમ ઉત્તરોત્તર ચઢતા ગયા એનો સુંદર ચિતાર શ્રી. જુગતરામભાઈએ આ નાની સરખી ચોપડીમાં આપ્યો છે. ગુજરાત માટે ગોખલેજી વિષે લખાય તે ગાંધીજીના જીવનની ધરતી ઉપર જ લખાય, એ સ્વાભાવિકતા ઓળખીને જ જુગતરામભાઈએ પોતાની ચોપડીનો પ્રારંભ કર્યો છે. ગોખલેજીના જીવનના બહિરંગ સાથે એમનું અંતરંગ પણ ચીતરવાનો એમણે સફળ પ્રયત્ન કર્યો છે. રાજદ્વારી સમાજનેતાના જીવનની જેટલી વિગતો આપવી જોઈએ એના કરતાં જુગતરામભાઈએ કંઈક ઓછી વિગતો આપી છે એમ આપણને લાગે; પણ ગોખલેજીના ભાષણોમાંથી કળાના નમૂના જેવા સંખ્યાબંધ સારા ઉતારાઓ ભરી કાઢી તેમણે એ ખામી પૂરી કરી છે. અને સાથે સાથે ભાષાંતર-ણામાં પોતે કુશળ હોવાનો પરિચય આપતાં પણ જુગતરામભાઈ ચૂક્યા નથી. રાનીપરજની સેવાનું પોતાનું દીક્ષાકાર્ય ચલાવતાં જેમતેમ વખત મેળવીને એમણે આપણને એક ઉત્કૃષ્ટ ભારતસેવકનું ચરિત્ર આપી દીધું એટલા માટે ગુજરાતી વાચકવર્ગ હૃદયથી એમનો ઉપકાર માનશે; અને સાથે સાથે ગોખલેના આવા સરસ જીવનચરિત્ર પછી એક બાજુ રાનડેનું અને બીજી બાજુ લોકમાન્ય તિલકનું જીવનચરિત્ર એમની પાસેથી જરૂર માગશે.

*       *       *

ગોખલેજીનું જીવન વાંચતાંની સાથે આપણે અનેક વિષયોના ઠીક ઠીક જાણકાર થઈ શકીએ છીએ. ગોખલેજીનું જીવન એટલે મહાસભાની સ્થાપનાથી માંડીને ગાંધીયુગની સ્થાપના સુધીનો દેશનો ઇતિહાસ છે. એની અંદર ફરજિયાત અને મફત કેળવણીનો સવાલ, મીઠાવેરો નાબૂદ કરવાનો સવાલ, લશ્કરી ખર્ચ ઓછું કરી એનું હિંદીકરણ કરવાનો સવાલ, હિંદુસ્તાનમાં જ દેખાઈ આવતી પરદેશી સનંદી નોકરોની જબરદસ્ત કૉર્પોરેશન (જમાત)નો સવાલ,

બંગભંગ, સ્વદેશી, બહિષ્કાર, હિંદુસ્તાનનો રાજદ્વારી આદર્શ, હિંદુસ્તાન બહારની હિંદુસ્તાની વસાહતોનો પ્રશ્ન વગેરે તમામ રાજદ્વારી અને રાષ્ટ્રીય સવાલોનું સંગીન અધ્યયન કરવું હોય તો ગોખલેજીના જીવનથી આરંભ કરવો એ ખોટો રસ્તો નથી. કેમ કે આ રીતે આપણે ભારદસ્ત, પ્રામાણિક, સંગીન અને સમતોલ અધ્યયનથી પરિચિત થઈએ છીએ અને આવો પરિચય એ જ જાહેર જીવન માટેની એક કીમતી કેળવણી છે.

काका कालेलकर

# ૧

# "માતા જેવા અને ગંગા જેવા"

## ૧

ગોખલેજીને આપણે મહાત્મા ગાંધીના ગુરુ તરીકે ઓળખીએ છીએ. પ્રથમ જ વાર બન્નેની નજરોનજર થઈ ને બન્ને વચ્ચે કોઈ અલૌકિક ગાંઠ બંધાઈ ગઈ.

ઈ. સ. ૧૮૯૬માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી સ્વદેશમાં આવ્યા હતા. દરિયાપારના દેશમાં વસતા હિંદીઓના હકો ઉપર ત્રાપ મારવામાં આવી હતી તેથી તેઓ સળગી રહ્યા હતા. તેમને હિંદુસ્તાનમાં લોકમત કેળવવાની ઇચ્છા હતી. પણ તે વખતે તેમને કોણ ઓળખે? તેઓ હજુ મહાત્મા થોડા જ થયા હતા? છતાં શરમાતા અને સંકોચાતા તેઓ તે જમાનાના પ્રખ્યાત નેતાઓને મળ્યા.

જેને મળે તે ડોકાં ધુણાવે.

કોઈ કહેશે, "આપણા દેશમાં જ આપણા હકનું ઠેકાણું મળે નહિ ત્યાં તમારા પરદેશમાંના હકો તમને કોણ જીતી આપવાનું હતું?"

કોઈ વળી કહેશે, "તમે તાજા તાજા જુવાન છો તેથી જ અકળાઓ છો. દુનિયાનો અનુભવ લેશો તેમ શીખશો કે આવાં ટપલાં તો સહન કરી લીધે જ છૂટકો."

કોઈ વળી તેમને મનમાં હસતા, "ભલા માણસ ભેરવાઈ પડ્યા છે!" તેઓ એમને બીજી ઉપાધિ મૂકી પોતાનો ધંધો સંભાળવાની સલાહ આપતા.

નેતાઓ પાસે ગાંધીજી પોતાની અંતરની શ્રદ્ધા અને પોતાની કામ કરવાની પદ્ધતિનું વર્ણન કરે: "અમે સત્યને અને અહિંસાને વળગીને લડત ચલાવવામાં માનીએ છીએ. ગોરાઓ માટે અમારે ઝેરવેર ફેલાવવાં નથી."

નેતાઓ તેમના મોં સામું તાકી રહેતા હશે — 'રાજકારણમાં બાળક જેવો છે!' અને એમ મનમાં કિંમત આંકી તેઓ મૂછમાં હસતા હશે.

ગાંધીજી નેતાઓને સમજાવે, "દક્ષિણ આફ્રિકાવાસી હિંદીઓનો પ્રશ્ન માત્ર તેમના એકલાના હિતનો છે એમ ન જાણશો. તેમના અપમાનમાં ભારતમાતાનું પણ અપમાન સમાયેલું છે."

"વાત તો સાચી!" એમ કહી ઢીલી ઢીલી સહાનુભૂતિ ઘણાએ આપી, પણ હૂંકાર કરીને હિંમત થોડાએ આપી.

મોટા મોટા નેતાઓએ તે વખતે ગાંધીજીની પીઠ થાબડી, તેમને સભાઓ ગોઠવી આપી, ભાષણો કરીને ટેકો આપ્યો. છતાં એ કશાથી ખરો રંગ ચઢતો નહોતો.

છેવટે તેઓ ગોખલેજીને મળ્યા ને વાતાવરણ ફરી ગયું. નવી આશા ઉદય પામી. ગાંધીજીના પ્રશ્નને તેમણે તો પોતાના જ પ્રશ્ન બનાવી લીધો. તેમાં ગાંધીજીને ઉત્સાહ હતો તે કરતાં એમને સવાયો ઉત્સાહ ચઢ્યો. દક્ષિણ આફ્રિકાની વાત કરતાં ગાંધીજીની આંખો ચમકતી તેવી જ ગોખલેજીની પણ ચમકવા લાગી. ત્યાંની ઝીણામાં ઝીણી વિગત તેઓ વળી વળીને પૂછવા લાગ્યા. અને ગાંધીજી જેવા એક નવજવાન પોતાના કાર્યમાં સત્ય અને આત્મબળ ઉપર ભાર મૂકે છે એમ જ્યારે ગોખલેજીએ જોયું ત્યારે તો તેમનો આત્મા આનંદ અને ઉલ્લાસથી નાચી ઊઠ્યો. "ખરે જ, કોઈ અલૌકિક જુવાન છે! આ દેશનો તે ઊગતો સિતારો છે!" ગોખલેએ મનમાં મનમાં નોંધ લીધી.

૨

આ દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન સંબંધમાં ગાંધીજી પ્રથમ મુંબઈના સિંહ સર ફિરોજશા મહેતાને મળી, લોકમાન્ય તિલકનાં પણ દર્શન કરી, પછી ગોખલેને મળવા ગયા. એ ગાંધી–ગોખલેના પ્રથમ મિલનનું ગાંધીજીએ પોતે રસમય વર્ણન કર્યું છે. આ રહ્યા તેમના ભક્તિપૂર્ણ શબ્દો :

". . . અહીંથી હું ગોખલે પાસે ગયો. તે ફર્ગ્યૂસન કૉલેજમાં હતા. મને ખૂબ પ્રેમથી ભેટ્યા ને પોતાનો કરી લીધો. તેમનો પણ મને પહેલો પરિચય હતો. પણ કેમ જાણે અમે પૂર્વે મળ્યા ન હોઈએ તેમ લાગ્યું. સર ફિરોજશા તો મને હિમાલય જેવા લાગ્યા. લોકમાન્ય સમુદ્ર જેવા લાગ્યા. ગોખલે ગંગા જેવા લાગ્યા. તેમાં હું નાહી શકું. હિમાલય ચઢાય નહિ. સમુદ્રમાં ડૂબવાનો ભય રહે. ગંગાની તો ગોદમાં રમાય. તેમાં હોડકાં લઈને તરાય. ગોખલેએ મારી ઝીણવટથી તપાસ કરી, જેમ એક નિશાળિયો નિશાળમાં દાખલ થવા જાય તેની થાય તેમ. કોને કોને મળવું ને કેમ મળવું એ બતાવ્યું ને મારું ભાષણ જોવા માગ્યું. મને કૉલેજની ગોઠવણ બતાવી. જ્યારે મળવું હોય ત્યારે ફરી મળવાનું કહી . . . મને વિદાય કર્યો. રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં જે સ્થાન ગોખલેએ જીવતાં મારા હૃદયમાં ભોગવ્યું ને હજી દેહાન્ત થયા છતાં ભોગવે છે તે કોઈ ભોગવી શક્યું નથી."

ફરી પણ ગાંધીજીએ એક વાર એવા જ ભક્તિના ઊભરા સાથે ગોખલે ઉપરની પોતાની શ્રદ્ધા પ્રગટ કરી હતી :

". . . શિષ્યત્વ એ તો નિરાળી જ વસ્તુ છે. એ એક પવિત્ર અંગત વિષય છે. છેક ૧૮૮૮ની સાલમાં હું દાદાભાઈને ચરણે બેઠો, પણ મને એ મારાથી કેટલાય દૂર જણાયા. હું એમનો પુત્ર થઈ શકત. શિષ્ય એ પુત્રથી અધિક નિકટતાનો નાતો છે. શિષ્ય થવું એ નવો જન્મ લેવા જેવું છે. એ સ્વેચ્છાથી કરેલું આત્મસમર્પણ છે.

". . . ગોખલેની વાત નિરાળી જ હતી. કેમ તે હું નહિ કહી શકું. ફર્ગ્યૂસન કૉલેજના કંપાઉંડમાં એમને ત્યાં હું એમને મળેલો. જાણે કોઈ પુરાતન મિત્રને મળવાનું થયું હોય, અથવા તો એથીયે વધુ સાર્થ શબ્દોમાં કહું તો જાણે ઘણા વખતથી વિખૂટાં પડેલ માદીકરો મળ્યાં હોય! એમની માયાળુ મુખમુદ્રાએ ક્ષણવારમાં મારા મનની બધી ભીતિ હરી લીધી. મારે વિષે તેમ જ દક્ષિણ આફ્રિકાનાં મારાં

કામોને વિષે તેમણે ઝીણામાં ઝીણી વિગતો પૂછી. તત્કાળ તેમણે મારું હૃદયમંદિર સર કર્યું. અને જ્યારે મેં તેમની વિદાય લીધી ત્યારે મારા મનમાં એક જ ધ્વનિ ઊઠયો: 'આ જ મારો મુર્શિદ!'

"તે દિવસથી માંડી ગોખલેએ મને કોઈ દિવસ વિસાર્યો નહિ. ૧૯૦૧માં હું ફરી વાર હિંદુસ્તાન આવ્યો અને અમે વધુ નિકટ સમાગમમાં આવ્યા. એમણે મને બરાબર હાથમાં લીધો અને ઘડવા માંડયો. હું કેમ બોલતો, કેમ ચાલતો, કેમ ખાતો પીતો—બધાની એ ચિંતા રાખતા. મારી માએ પણ ભાગ્યે જ મારી એટલી કાળજી કરી હશે. મને ખબર છે ત્યાં સુધી અમારી વચ્ચે કોઈ જાતનો પડદો નહોતો. ખરે જ પહેલી દષ્ટિએ પ્રેમમાં પડેલાંઓના જેવો અમારો સંબંધ હતો. . . . રાજદ્વારી કાર્યકર્તા વિષેના મારા આદર્શનો એ સંપૂર્ણ નમૂનો હતા.

"સ્ફટિક જેવા નિર્મળ, ગાય જેવા ગરીબ, સિંહ જેવા શૂર અને ખોડ ગણાય એટલી હદ સુધી ઉદાર હતા. કોઈને તે આ બધામાંથી કશું જ ન દેખાયા હોય. મારે તેની જોડ નિસ્બત નથી. મને પોતાને એમનામાં આંગળી ચીંધવા જેવી એક પણ ખામી ન દેખાઈ એ મારે માટે બસ છે. મારી નજરમાં તો તે આજની ઘડી સુધી રાજદ્વારી ક્ષેત્રમાં આદર્શ પુરુષ જ છે. . . ."

## ૩

શિષ્યને જો ગુરુ ઉપર આવી ભક્તિ હતી તો ગુરુને પણ શિષ્ય માટે અપૂર્વ પ્રેમ અને આદર હતાં. ગોખલેજીના હૃદયના ભાવ દર્શાવનારાં તેમનાં પોતાનાં વચનો આ રહ્યાં.

એક વાર ખુદ રાષ્ટ્રીય મહાસભામાં ગોખલેજી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ બાબતનો ઠરાવ મૂકવા ઊભા થયા હતા. તેમણે તે વખતના ભાષણમાં આ સત્યાગ્રહના સેનાપતિ ગાંધીજી માટે નીચેનાં વાક્યો ઉચ્ચાર્યાં:

"આ લડતમાં શ્રી. ગાંધીએ અમર ભાગ ભજવ્યો છે, અને મારે કહેવું જોઈએ કે કોઈ પણ હિંદી, આ સભામાં અથવા હિંદીઓની બીજી કોઈ સભામાં, એવો નહિ હોય જે સદા તેમનું નામ ઊંડી લાગણી અને અભિમાન સાથે ન ઉચ્ચારે. (આ વખતે આખી સભા ઊભી થઈ અને તેણે શ્રી ગાંધીના નામનો ત્રણવાર ઘણા જ ઉત્સાહપૂર્વક જયઘોષ કર્યો.) ગૃહસ્થો! શ્રી ગાંધીને હું સારી રીતે ઓળખું છું તે હું મારું ભાગ્ય સમજું છું. મારી ખાતરી છે કે તેમના કરતાં વિશેષ પવિત્ર,

ઉદારચરિત, શૂર, મહાનુભાવ આત્માનાં આ પૃથ્વી ઉપર અગાઉ કદી પગલાં થયાં નથી. શ્રી ગાંધી એક એવા પુરુષ છે જે પોતે તપસ્વી જેવું સાદું જીવન ગાળી, સત્યનિષ્ઠ ન્યાયપરાયણ અને પ્રાણીમાત્ર તરફ પ્રેમાર્દ્ર રહી પોતાના નબળા ભાઈઓ ઉપર જાદુઈ અસર કરે છે, અને તેમને નવાં ચક્ષુ અર્પે છે. તેમને માટે કહી શકાય, કે તે એક મર્દ, અદ્વિતીય વીર, અનન્ય દેશભક્ત છે. તેમનામાં ભારતીય આર્ય-જીવનનો પરમોત્કર્ષ પ્રતિફલિત થયો છે."

ગોખલે ગાંધીજીની લડતમાં ખૂબ રસ લેતા, અને તેમને મદદ કરતા. એક વાર જ્યારે દક્ષિણ આફ્રિકાનો મામલો કટોકટીનો હતો ત્યારે તેઓ હિંદુસ્તાનના એક માનવંતા દૂત થઈ દક્ષિણ આફ્રિકા વિષ્ટિ કરવા ગયા હતા. ત્યાં તેમનો ભવ્ય સત્કાર થયો હતો. . . . તેમના માનમાં કાળા તેમ જ ગોરાઓની મોટી મોટી સભાઓ થઈ હતી. તેવી એક સભામાં ગોખલેએ ગોરાઓને હિંદીઓની બાજુ સમજાવી અને હિંદીઓને ગોરાઓની બાજુ સમજાવી, અને ત્યાર પછી તેમણે સત્યાગ્રહના નેતાનો પરિચય આવા શબ્દોમાં આપ્યો :

"હિંદુસ્તાનની આબરૂ અને નામને માટે સત્યાગ્રહીઓએ બહુ વેઠયું છે, અને તેમને માટે હિંદુસ્તાનને ભારે માન છે. હું તેમનાં નામ આપતો નથી. કારણ બધાંનાં નામ આપવાં શક્ય નથી અને થોડાંનાં આપવાં અને થોડાંનાં ન આપવાં તે ઠીક નહિ. પરંતુ એક નામ સૌથી ઉપર તરી આવે છે તે નામ જે પુરુષ લડતમાં સર્વને મોખરે હતા તે મારા મિત્ર, તમારા મિત્ર, અહીં હાજર છે તે સર્વેના મિત્ર શ્રી ગાંધીનું છે. ભારતવર્ષ ગાંધીને પોતાનો પનોતો પુત્ર ગણે છે અને તેમને માટે તેને અનિર્વચનીય અભિમાન છે. મારી ખાતરી છે કે બીજી જાતિના અને બીજા ધર્મના લોકો પણ ગાંધીને વર્તમાન સમયના એક અસાધારણ પુરુષ લેખશે. પરંતુ તેમના નિકટ પરિચયનો જેમને લાભ મળ્યો છે તેઓ જ માત્ર જાણી શકશે કે આ નબળા દેખાતા ખોળિયામાં કેટલો વિશુદ્ધ અને અદમ્ય આત્મા વાસ કરી રહેલો છે. જેને તે સ્પર્શે તેને તે અજવાળે છે. ન્યાય અને ધર્મના કામમાં તે શીષ કપાવશે પણ નમશે નહિ. મને જાણીને આનંદ થાય છે કે શ્રી ગાંધીની આ કદર માત્ર હિંદીઓ જ જાણે છે તેમ નથી. ચોતરફ યુરોપીય કોમમાં પણ મારા આ અનેરા મિત્ર તરફ કેટલું માન છે તે જોઈને મારા આત્માને જે આનંદ થયો છે તેટલો મારી આ મુસાફરીમાં મને બીજા

કશાથી નથી થયો. જ્યાં જ્યાં અમે ગયા ત્યાં મેં યુરોપીય લોકોને તેમની સાથે હાથ મિલાવવાને આતુરતાથી વીંટળાઈ વળતા જોયા છે. તે ઉપરથી તેઓ સ્પષ્ટ જણાવે છે કે ભૂતકાળમાં જોકે તેઓએ એ લોકોની સાથે સખત લડત કરી હતી અને ભવિષ્યમાં પણ કદાચ તેઓ લડે, છતાં એક મર્દ તરીકે તેઓ તેમને માન આપે છે. યુરોપીય લોકોમાં શ્રી ગાંધીની આ પ્રતિષ્ઠા કોઈ પણ વખતે ભવિષ્યમાં લડત ચલાવવાનો પ્રસંગ આવશે ત્યારે હિંદીઓને કીમતી મદદ રૂપ થઈ પડશે.”

બીજા એક પ્રસંગના ગોખલેના ભાષણમાં એક એવું વાક્ય આવે છે કે તે વાંચતાં આપણને લાગે કે તેમણે પોતાનો બધો ભાવ એ એક વાક્યમાં સમાવી દીધો છે:

“શ્રી ગાંધી જે પ્રકારનું ધાર્મિક વાતાવરણ મારા હૃદયમાં ફેલાવે છે તેને મળતો અનુભવ મારી આખી જિંદગીમાં મને કરાવ્યો હોય તેવા બે જ પુરુષો હું જાણું છું. એક આપણા હિંદના દાદા દાદાભાઈ નવરોજી તથા બીજા મારા સદ્ગત ગુરુ શ્રી રાનડે. આ પુરુષોની સમક્ષ કંઈ પણ અપવિત્ર કામ કરતાં આપણને શરમ ઊપજે છે, એટલું જ નહિ, આપણાં મન તેમની હાજરીમાં અપવિત્ર વિચારો કરતાં પણ ડરે છે.”

૪

પોતાના પરમ શ્રદ્ધેય પુરુષના સ્વમુખે આવાં કદરનાં વચનો સાંભળી ગાંધીજીને તે વખતે લડતનો બધો થાક ઊતરી ગયો હશે એમાં શંકા નથી. પણ તેનાથી પણ વધારે આનંદ અને કૃતાર્થતા તો ગોખલેએ સત્યાગ્રહના સિદ્ધાંતની કિંમત આંકી તે સાંભળી એમણે અનુભવ્યાં હશે.

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતનો મુંબઈની જનતાને ખ્યાલ આપતાં ગોખલેજીએ નીચેની ભાષામાં સત્યાગ્રહનો સિદ્ધાંત સમજાવ્યો હતો:

“હું ધારું છું અને આ હું બરાબર સમજીને કહું છું કે ટ્રાન્સવાલમાં જે સ્થિતિ છે તેની સામે શ્રી ગાંધીએ સત્યાગ્રહનો ઝુંડો ઉઠાવ્યો છે તે માત્ર વાજબી છે એટલું જ નહિ, પરંતુ કોઈ પણ સ્વમાનવાળો માણસ તેમ જ કરવાની પોતાની ફરજ સમજે. આ સત્યાગ્રહ શું છે? અન્યાયી કાયદો અથવા જુલમી કૃત્ય હોય તેની સામે થવું, તે કાયદો અથવા તે કૃત્ય કબૂલ કરવા ના પાડવી, અને તેના બદલામાં તે તોડવાની જે સજા હોય તે ભોગવી લેવી.’ જો કોઈ કાયદો અત્યંત અન્યાયી છે એવું

આપણને સ્પષ્ટ રીતે અંતરથી પ્રતીત થાય, અને તેનાથી છૂટવાને બીજો કોઈ ઉપાય ન હોય તો હું ધારું છું, કે જે માણસ પોતાના આત્માને અને સ્વમાનને પોતાના ભૌતિક તથા તાત્કાલિક લાભોથી ઊંચા ગણતો હોય તેને માટે આવો કાયદો નહિ માનવાનો અને તે નહિ માનવાનાં જે પરિણામો હોય તે વેઠી લેવાનો જ માર્ગ ખુલ્લો છે."

વળી ખુદ મહાસભામાં ગોખલેએ સત્યાગ્રહની ખૂબી સમજાવી હતી તે વખતનાં વચનો પણ સદા યાદગાર રહે તેવાં છે:

"ટ્રાન્સવાલમાં વસતા આપણા થોડા દેશબંધુઓ પોતાની ફરજ બજાવી રહ્યા છે. તેમણે કંઈ જ અઘટિત નહિ પરંતુ બધું યોગ્ય કર્યું છે. તેમની લડતને સત્યાગ્રહની લડત કહેવામાં આવે છે. આ સત્યાગ્રહની લડત શું છે? તે માત્ર આત્મસંરક્ષણાર્થે છે, અને તેમાં હથિયાર નૈતિક અને આધ્યાત્મિક છે, સત્યાગ્રહી પોતે દુઃખ વેઠી લઈને જુલમની સામે થાય છે. તે શરીરબળ સામે આત્મબળ વાપરે છે, મનુષ્યની આસુરી શક્તિ સામે દૈવી શક્તિ ધરે છે, જુલમની સામે તે સહન કરી લેવાનો ઉપાય લે છે. શરીરની સામે તે આત્માને મૂકે છે, અન્યાયની સામે શ્રદ્ધા ખડી કરે છે, અસત્યની સામે સત્ય રજૂ કરે છે. અન્યાયી કાયદા અથવા હુકમની સામે સત્યાગ્રહી બુદ્ધિપૂર્વક અને ખુલ્લી રીતે થાય છે, કારણ તેવા કાયદા અથવા હુકમને તેનું અંતઃકરણ માન્ય કરી શકતું નથી. કાયદો તોડવાના પરિણામમાંથી સત્યાગ્રહી છટકી જવા ઇચ્છતો નથી. પરંતુ તે તેનાં પરિણામો વહોરી લે છે અને તેમાં ઇજ્જત રહેલી માને છે. આ લડત ખરેખરી આધ્યાત્મિક છે અને હિંદની અધ્યાત્મભાવનાની ઉચ્ચ પરંપરાને તે તાત્ત્વિકરૂપે અનુરૂપ છે. હું ફરીથી કહું છું કે આપણા દેશબંધુઓએ ન છાજે એવું કાંઈ કર્યું નથી. ઊલટું તેમણે જે કાંઈ કર્યું છે તે છાજતું જ કર્યું છે."

## ૨

# રાનડેના શિષ્ય

ગોખલે મહાદેવ ગોવિંદ રાનડેના શિષ્ય તરીકે ઓળખાય છે. એવા મહાન અને પવિત્ર પુરુષના શિષ્ય કહેવડાવવામાં તે મોટું ગૌરવ માનતા. તેઓ અભિમાન સાથે કહેતા, "હું મહારાષ્ટ્રી બ્રાહ્મણ છું. આપણા દેશમાં ગુરુના ચરણમાં બેસી અભ્યાસ કરવાનો બાર વર્ષનો અવધિ ઠરેલો છે. પણ મને તો રાનડેના ચરણમાં ચૌદ વર્ષ બેસવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે." ગોખલે માનતા અને કહેતા કે પોતે જે કંઈ છે તે રાનડેના ચરણમાં બેસી ચૌદ વર્ષ સુધી શીખવાની તેમને તક મળી, રાનડેએ તેમનો હાથ સાહ્યો તેનું જ પરિણામ હતું.

રાનડે પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ ઊઠતાં, બેસતાં ને વાતચીતમાં ઊભરાયાં જ કરતો. રાનડેનું નામ તેમના મુખથી કદી મુકાતું જ નહિ. મિત્રો સાથે સામાન્ય વાતો ચાલતી હોય તેમાં 'રાનડે આમ કહેતા' એવું ધ્રુવપદ સદા આવ્યાં જ કરે. અવારનવાર રાનડેના પ્રસંગોનાં સંસ્મરણોનું વર્ણન તેમની વાતોમાં આવતું જ રહે. સભાઓમાં ભાષણ કરે તેમાં પણ રાનડેનાં વચનામૃતો આવ્યા વિના ન રહે. ૧૯૦૫માં ગોખલે રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાયા હતા. તે પ્રસંગે બનારસ મહાસભાના માંચડા પરથી કરેલા ભવ્ય ભાષણને છેડે પણ ગોખલેએ રાનડેનું એક

અમૂલ્ય અવતરણ મૂકી કહ્યું, "આથી વધારે સારી ભાષામાં હું આજે શો સંદેશો આપી શકું ?"

એક વાર મુંબઈ પ્રાંતની ધારાસભામાં સરકાર ખેડૂતોના સંબંધમાં એક કાયદો કરવા માગતી હતી. ખેડૂતો પોતાની જમીનો વેચી શકે નહિ એવો પ્રતિબંધ તેને મૂકવો હતો. આ કાયદાથી તો ખેડૂતો જમીનના ધણી છે તે મટી સરકારના ભાડૂત બની જશે એમ પ્રજાપક્ષના નેતાઓનો અભિપ્રાય હતો. તેથી તેઓએ સર ફિરોજશા મહેતાની આગેવાની નીચે તે કાયદાનો સખત વિરોધ કર્યો. વાદવિવાદમાં સરકારી પક્ષ તરફથી એવી ટીકા કરવામાં આવી કે આ ભણેલાગણેલા સભ્યોને ગરીબ ખેડૂતોની કંઈ પડી નથી, તેઓ તો શાહુકાર લોકોના દલાલ બની ગયા છે. આવા હલકા આરોપથી ગોખલે અત્યંત ઊકળી ઊઠ્યા. તેમના તે વખતના જવાબમાં તેમનો આ ઉકળાટ પ્રગટ થાય છે. તે સાથે તેમના મનમાં પોતાના ગુરુ માટે કેટલું ઊંચું સ્થાન હતું તે પણ દેખાઈ આવે છે. ગોખલેએ લાગણીભર્યા અવાજે કહ્યું :

"અમે શાહુકારોની વકીલાત શા સારુ કરીએ ? અમે પોતે કંઈ શાહુકાર નથી કે અમે તેમના પક્ષ કરીએ. નબળા અને સબળા વચ્ચેનો ઝઘડો ચાલતો હોય તો નબળા પક્ષ તરફ ઢળવાનો મનુષ્યસ્વભાવ જ છે. આ સહજ સ્વભાવ અમે ખોઈ બેઠા છીએ એમ માની લો તોપણ શાહુકારોના હિતના અમે શા સારુ વકીલ થઈએ એ બુદ્ધિમાં ઊતરતું નથી. મારે પોતાને વિષે કહું તો— મેં તો હિંદી અર્થશાસ્ત્ર અને નાણાંશાસ્ત્રનું શિક્ષણ સ્વ. ન્યાયમૂર્તિ રાનડે જેવા પુરુષને ચરણે બેસીને લીધું છે. એઓ ગરીબોના પક્ષકાર હતા અને દક્ષિણ ખેડૂતહિતનો કાયદો કરાવવામાં તેમણે કેટલો રસ લીધો હતો તે સુપ્રસિદ્ધ છે. તેથી હું મારા સદ્‌ગત ગુરુના શિક્ષણને દગો દેનાર નીવડું તો જ મારે માટે ખેડૂતના હિતવિરોધી પક્ષમાં ઊભા રહેવું અને શાહુકારો પ્રત્યે પક્ષપાત કરવો સંભવિત થાય. નહિ સાહેબ નહિ, હું આ ખરડો પસાર કરવાનો વિરોધ કરું છું તે શાહુકારોનું તેમાં કંઈક અહિત થવાનું છે એ ખાતર નથી જ, પણ એટલા જ ખાતર છે કે તેનાથી

ખેડૂતના હિતનું ખરેખર નુકસાન થવાનું છે એમ હું માનું છું — અને તે દઢતાપૂર્વક માનું છું."

ગોખલેના જીવન ઉપર રાનડેની પાવન અસર સદા રહ્યાં જ કરતી તેનું વર્ણન કરતાં તેમણે કહ્યું છેઃ

"જે કોઈ જુવાનિયાઓ તેમના અંગત સમાગમમાં આવતા તેમને કોઈ પવિત્ર વિભૂતિ સમક્ષ આવી ચઢ્યા હોય એવો ઉન્નત અનુભવ થતો. ત્યાં અપવિત્ર વચન તો બોલાય જ કેમ? પરંતુ મનમાં પણ અપવિત્ર વિચાર લાવતાં ડર લાગે. એમના જેવી અસર મારા ઉપર બીજા કોઈ પુરુષે ઉપજાવી હોય તો તે દાદાભાઈ હતા."

૩

# રત્નાગિરીનું રત્ન

રત્નાગિરી જિલ્લો એ મહારાષ્ટ્રની રત્નોની ખાણ છે. ત્યાં જડ રત્નો પાકતાં નથી, પણ નરરત્નો પાકે છે. તિલક, રાનડે, આગરકર, ચિપળૂણકર એ સર્વે રત્નાગિરીનાં રત્નો હતાં. ગોપાળ કૃષ્ણ ગોખલે પણ એ જ ખાણનું રત્ન હતા. રત્નાગિરી જિલ્લાનું કોતળુક ગામ તેમની જન્મભૂમિ હતું.

ભૂમિમાં જેમ રત્નાગિરી તેમ કુળમાં રત્નાગિરીના ચિત્પાવન બ્રાહ્મણોનું કુળ પ્રખ્યાત છે. ઉપરના સર્વ મહાપુરુષો એ જ કુળના તેજસ્વી સિતારાઓ હતા. તીવ્ર બુદ્ધિ અને કઠણ જીવન એ આ કુળના ખાસ ગુણો છે. ભારે મસ્તકો, તેજસ્વી ચક્ષુઓ, ગૌર વાન, એવાં લક્ષણોથી આ બ્રાહ્મણો જુદા તરી આવે છે. આવા પરાક્રમી કુળમાં ગોપાળરાવ ગોખલેનો જન્મ ઇસ્વી સન ૧૮૬૬ ના મે માસની ૯મીએ થયો હતો.

પિતા કૃષ્ણરાવ અતિ ગરીબ છતાં પાણીવાળા હતા. નાના છોકરા તરીકે તે ઘણા તોફાની હતા અને શેરીના છોકરાઓને બહુ કનડતા હોવાથી લોકોએ તેમનું નામ 'વાઘોબા' પાડયું હતું. તે મોટા થયા અને માથે કુટુંબનો ભાર આવ્યો ત્યારે પણ તેમનો 'વાઘોબા' નો સ્વભાવ ઢીલો પડ્યો નહોતો. ગરીબાઈને કારણે તે ઝાઝું ભણી શકયા નહિ અને તેમને નાની ઉંમરે જ કારકુનીની નોકરી લેવી પડી. તે પ્રમાણે તે કાગલ ગામમાં નોકરી કરતા હતા ત્યારે એક વખત પોતાના ઉપરીની ઉપર તે વાઘની જેમ ધસી ગયા હતા. આ ઉપરી ખરાબ સ્વભાવનો હતો અને

કૃષ્ણરાવને આખો દિવસ ટોક ટોક કર્યાં કરતો. રોજની સતામણી સહન ન થવાથી એક દિવસ તેમનો નાનપણનો 'વાઘોબા' નો સ્વભાવ જાગી ઊઠ્યો અને તે પેલા ઉપરીને મારવા ધાયા. 'હું ગરીબ ને બચરવાળ માણસ છું. મારી નોકરી જશે, મને સજા કરાવશે,' એવા નબળાઈના વિચારોથી કૃષ્ણરાવ વાઘ મટીને બકરી બની ગયા નહોતા. આસપાસના લોકોએ એમને ઝાલી રાખ્યા. સારા નસીબે પરિણામ અવળું ન આવ્યું, ઊલટો પેલો ઉપરી તે દિવસથી સીધો થઈ ગયો અને કૃષ્ણરાવને પજવવાનું ભૂલી ગયો.

ગોખલેજીનાં માતા સત્યભામાબાઈ ભલાં, ભોળાં અને ભક્તિવાળાં હતાં. ગોપાળરાવને પોતાની પ્રેમળ માતા ઉપર ઘણો જ પ્રેમ હતો. તે મોટા થયા અને માતા મરણ પામ્યાં ત્યાર પછી તેમનો એવો નિયમ હતો, કે જ્યારે જ્યારે માતાની મૃત્યુશય્યા-વાળા ઘર પાસેથી પોતે પસાર થતા ત્યારે પળ વાર ઊભા રહી માતાનું સ્મરણ કરી નમસ્કાર કરવાનું તે કદી ચૂકતા નહિ. પતિવ્રતા સત્યભામાબાઈ પોતાના પતિના મૃત્યુ પછી પતિનું એક ધોતિયું પુણ્ય સ્મૃતિચિહ્ન રૂપે બહુ જ જતન અને ભક્તિથી સાચવતાં. માતા ગુજરી ગયા પછી તેને પ્રિય એવું એ સ્મૃતિચિહ્ન ગોખલેએ પોતે ઘણા જ સન્માનપૂર્વક સંભાળી રાખ્યું. ગોખલેનાં વાણી-વર્તનની કોમળતા અને મધુરતા આ પ્રેમળ માતાનો જ વારસો હતી.

ગોપાળરાવ નાનપણમાં પિતા જેવા 'વાઘોબા' નહોતા, પણ તેજસ્વી તો તેવા જ હતા. તેમનું તેજ સ્વમાન અને સચ્ચાઈને રૂપે પ્રગટ થયું. બાલ્યાવસ્થામાં અતિ ગરીબાઈમાં રહેવું પડ્યું, તેમ જ પિતાનું છત્ર નાની ઉંમરમાં જ ચાલ્યું ગયું તે છતાં તેમનું એ તેજ ઝાંખુ ન પડ્યું, પણ ઊલટું વધારે ચળકી ઊઠ્યું. ગોખલેની સત્યપ્રિયતા અને સ્વમાનરક્ષા બાલ્યાવસ્થામાં તેમ જ મોટી ઉંમર થયા પછી પણ અનેક પ્રસંગોએ ઝળકી ઊઠી છે. મોટા થયા ત્યારે તો તેમની કીર્તિ આખા દેશમાં એટલી બધી ચમકી રહી હતી કે લોકમાન્ય તિલકે તેમને 'હિંદનો હીરો, મહારાષ્ટ્રના નરરત્ન, કર્મવીર ગોખલે' એવા ગૌરવપૂર્ણ શબ્દો વડે શ્રદ્ધાંજલિ અર્પી હતી.

# સત્યવાદી ગોપાળ–બે પ્રસંગો

## ૧

ગોખલેના નાનપણના જીવન વિષે આપણે બહુ ઓછું જાણીએ છીએ. થોડા બનાવો પ્રસિદ્ધ થયા છે તે પરથી એટલું તો સ્પષ્ટ છે કે ગોખલે છેક બાળપણથી સત્યવાદી હતા, અને સત્યવાદીપણું એ તો બધા સદ્‌ગુણોનો આધાર છે.

તેમના પિતા કાગલ ગામમાં નોકરી કરતા ત્યાં જ ગોખલે દશ વર્ષની વય સુધી રહ્યા હતા, અને તેમનું પ્રાથમિક મરાઠી શિક્ષણ ત્યાંની જ નિશાળમાં થયું હતું.

એ શાળામાં એક દિવસ પહેલો નંબર મળતાં બાળક ગોખલે હરખાવાને બદલે રડી પડેલા! એણે એ ઇનામનો અસ્વીકાર કર્યો. સામાન્ય રીતે તો છોકરાઓ પહેલા નંબર માટે પડાપડી કરતા હોય છે, અને તે મળી જાય ત્યારે ફુલાય છે. ત્યારે ગોખલે કેમ રડ્યા? કારણ કે તે સત્યવાદી હતા.

બન્યું હતું એમ કે નિશાળના શિક્ષકો ઘેરથી કરી લાવવાનો અભ્યાસ આપે છે તે રિવાજ પ્રમાણે આ નિશાળના શિક્ષકે પણ એક વાર વર્ગના સર્વ વિદ્યાર્થીઓને દાખલા ગણી લાવવાનું સોંપ્યું. નાનો ગોપાળ પણ બધાની પેઠે રકમો ઉતારીને ઘેર ગયો. ત્યાં આપેલા દાખલાઓ ગણવા લાગતાં એક કેમે કર્યો બેસે જ નહિ. પ્રસિદ્ધ 'ગોખલે ગણિત'ના રચનાર બાળક હશે

ત્યારે પણ ગણિતના રસિયા હશે એમ આપણે ધારી લઈએ તો ખોટું નથી. એવા છોકરાને કોઈ દાખલો બેસે નહિ તો જીવમાં ચેન કેમ પડે? બીજા સામાન્ય છોકરાઓ તો ન આવડે તો ગમે તેવું અગડંબગડં લખી જાય અથવા શિક્ષકના મોં સામે કોરો કાગળ ધરતાં પણ શરમાય નહિ. ગોપાળ તેવો છોકરો નહોતો. તેને તો દાખલો ગણવાની સાચી રીત હાથ આવે તો જ શાંતિ વળે તેમ હતું. તેને બહુ મથતો જોઈ પિતાએ કે બીજા કોઈ વડીલે તેને દાખલો શીખવ્યો હશે, અથવા તો પોતે થાકીને છેવટે કોઈને શરણે ગયા હશે તે આપણે જાણતા નથી. ગમે તેમ હોય, ગોપાળે તે દાખલો શીખી લીધો ત્યારે જ તે જંપ્યો.

હવે નિશાળમાં શિક્ષકે બધા વિદ્યાર્થીઓના દાખલા તપાસ્યા ત્યારે આ અઘરો દાખલો એકલા ગોપાળનો જ ખરો પડ્યો. તેમણે નિશાળના ન્યાય પ્રમાણે ગોપાળને પહેલા નંબરે ચઢી જવાની આજ્ઞા કરી.

ગોપાળ હતો તો નાનો બાળક. છતાં આજે તે વિચારમાં પડી ગયો. પહેલે નંબરે જવાને તેના પગ ઉપડે જ નહિ. તે પોતાની જગ્યાએ ઊભો ઊભો રડી પડ્યો. શિક્ષકને કે વિદ્યાર્થીઓને કેમ સમજાય કે પહેલો નંબર મળતાં છતાં આ વિચિત્ર છોકરો કેમ રડે છે? એના બાળમગજમાં તો અત્યારે ધર્મ–અધર્મની ગડમથલ ચાલી રહી હતી: "હું પહેલો નંબર પચાવી લઉં એ તો મોટું જૂઠાણું ચલાવ્યું કહેવાય! હું દાખલો પારકા પાસે શીખી લાવ્યો છું, અને શિક્ષક તો એમ જ માને છે કે મેં તે જાતે ગણ્યો છે. મારે સત્ય વાત કહી દેવી જોઈએ અને અણહકનો પહેલો નંબર લેવાની ના પાડવી જોઈએ."

ગોપાળે રડતાં રડતાં ગળગળે અવાજે સત્ય હકીકત જાહેર કરી. વર્ગના છોકરાઓ તેને ભોળિયો માની હસ્યા હશે, પરંતુ ગોપાળને તો તે દિવસે સત્યપાલન કર્યાનો પરમ આનંદ થયો.

## ૨

આટાપાટા અથવા અગરપાટા એ આપણા દેશની એક ઉમદા રમત છે. મહારાષ્ટ્રીઓમાં બીજી બધી રમતો કરતાં આ રમત

સૌથી માનીતી છે. ગામડે ગામડે, શેરીઓમાં અને પાદરોમાં, શહેરોના મેદાનોમાં અને દરિયાની ચોપાટીઓમાં તેઓ થાકીને લોથ થતાં સુધી અગરપાટા રમતા જોવામાં આવે છે.

તે જ પ્રમાણે કોતળુક ગામના છોકરાઓ પણ અગરપાટા રમતા. નાનો ભાઈ ગોપાળરાવ શાળામાં છૂટી પડવાથી કોલ્હાપુરથી પોતાને મોસાળ મા પાસે આવ્યો હતો. મોટા ભાઈ ગોવિંદરાવ પણ નોકરીમાંથી થોડા દિવસની રજા લઈ કુટુંબમેળો કરવા આવ્યા હતા. ગામના છોકરાઓની રમતમાં આ બે ભાઈઓ પણ ભળ્યા.

આજની રમત ગોપાળરાવ ગોખલે એવી સુંદર રીતે રમ્યા કે તે એમના જીવનચરિત્રમાં અમર રહી ગઈ છે.

એટલે શું? શું ગોપાળરાવ સૌથી વધારે વાર પાણી લાવ્યા? ના, એમ નહોતું. શું તેમણે મોભ પર રહીને કે ખૂણા ઘેરીને સૌથી વધારેને પકડ્યા? ના, તેમ પણ નહિ. શું બીજા બધા છોકરાઓમાં આજે ગૌરવનું પદ તેમને મળ્યું? તેમ પણ નહિ. આજની રમત અમર રહેવાનું કંઈક જુદું જ કારણ હતું.

રમતમાં છોકરાઓનાં બે દળ બન્યાં હતાં. બે ગોખલે ભાઈઓને બે દળોએ જુદા જુદા માગી લીધા હતા. રમત ચાલી ત્યારે નાનો ભાઈ રક્ષક દળમાં હતા અને મોટો ભાઈ આક્રમક દળમાં.

કોતળુક ગામના બે ચાલાક છોકરાઓની, એક ચોકડી ઉપર ઝપાઝપી મંડાઈ, અને સૌનું ધ્યાન ત્યાં જ લાગ્યું. જેઓ આગળના પાટ સર કરી ગયા હતા તેઓ પણ ક્ષણ વાર થોભી જઈ પાછી ડોક એ રસાકસીની મજા જોવા લાગ્યા. તમે પણ એ તરફ જ જોવા લલચાશો, પણ ખરી રમત તો છેક છેવટના પાટા ઉપર ગોવિંદ અને ગોપાળ એ બે ભાઈઓ રમી રહ્યા છે. છતાં તેમની તરફ કોઈનું ધ્યાન નથી. એ છેલ્લા પાટાનો રક્ષક નાનો ભાઈ છે, અને મોટો ભાઈ ધસારાભેર ત્યાં સુધી પહોંચતાં ગોપાળરાવે તેને આાંઠ્યો છે. ગોવિંદરાવે બે ચાર વાર ચોકીદારને ચૂકવી કૂદી જવાના પ્રયત્નો કર્યા, પણ ફાવ્યા નહિ. ત્યારે એ કટોકટીના વખતે તેના ચિત્તમાં પાપ પેઠું.

"હમણાં પાણી લાવી આખી રમત જિતાડી આપું. ખરેખરો લાગ છે — જો આ ગોપાળ આડો ન આવે તો!" ગોવિંદરાવ મનમાં વિચારવા લાગ્યા.

"અરે, બધાનાં ધ્યાન પેલી રસાકસીમાં રોકાયાં છે. પાછો ફરી ચૂપચાપ પાણીએ પહોંચું તોયે કોઈને ખબર પડે નહિ એવો લાગ છે. પણ આ મૂર્ખ ગોપાળ ખસે તોને?"

"અરરર! પળો ગણાઈ રહી છે. હમણાં પેલી રસાકસી તૂટી તો મોંમાં આવેલો કોળિયો જશે. ખરેખર આ ગોપ્યો જ બાજી બગાડે છે!"

ગોવિંદરાવનું મગજ અત્યારે મોહથી ઘેરાઈ ગયું હતું. "કોઈ જાણે નહિ તેમ પાણી લઈ પાડું, રસાકસીવાળાઓને ચાટ પાડું, બધા ભેરુઓની વાહવાહ મેળવું! કોઈ તાળીઓ પાડશે, કોઈ મને ભેટી પડશે, કોઈ મને ઊંચકીને નાચશે! પણ અરરર! આ ગોપાળને કંઈ ગમ જ ક્યાં છે?" આવા વિચારોથી જે મગજ ઘેરાય તેમાં પછી સચ્ચાઈ અને દાનાઈ કેમ રહે?

ગોવિંદરાવ કોઈ સાંભળે નહિ એમ કરગર્યાઃ "ગોપાળ, મને જરા નીકળી જવા દે!"

ગોપાળે સાચું જ ન માન્યું. મોટા ભાઈ મશ્કરી કરે છે એમ સમજી તેણે કહ્યું, "હા, નીકળી જવા જ દે તો!"— અને એમ કહી પાટાની રક્ષા માટે વધારે સાવધાન થઈને ઊભો.

મોટાભાઈએ ફરી વિનવણી કરીઃ "માની જાને ગોપાળ! તું મારો નાનો ભાઈ નથી?"

"હા હા! ઠીક આજે મને પટાવવા માંડ્યો છે!" ગોપાળ હજી મશ્કરી જ માની હસવા લાગ્યો.

પળ પછી પળ ઊડતી હતી. લાગ સરી જતો હતો. તેથી ગોવિંદરાવ હવે ચિડાયા. તેણે હોઠ ભીંસીને હુકમ કર્યો, "ખસને ગોપ્યા! મોટા ભાઈનું કહેવું માનતો નથી!" એમ કહી, ગોપાળ દબાઈ જશે એવું ધારી તેણે હદ કુદાવવાનો પ્રયત્ન કરી જોયો. પણ તે તો પૂરો જાગ્રત હતો.

"દુશ્મન છે દુશ્મન! નહોય તું મારો નાનો ભાઈ!" આંખ કાઢી ગોવિંદરાવે ફૂંફાડો માર્યો.

હવે ગોપાળરાવની ખાતરી થઈ કે મોટો ભાઈ મશ્કરી કરતો નથી, પણ તેને ખરેખર જ સગાઈનો લાભ લઈ રમત જીતવાનું મન થયું છે. તેથી હવે વિનોદમાં જવાબ ન દેતાં તેણે ગંભીર અવાજમાં કહ્યું, "જો અણ્ણા! આવો ખોટો હુકમ તું મને ન કરીશ. તું કહે તો રમતમાંથી નીકળી ઘેર જતો રહું. પણ રમું છું ત્યાં સુધી મારા પક્ષને દગો નહિ દઉં."

આ પ્રમાણે એ અગરપાટાની રમતમાં એક છેડાના પાટા પર છોકરાઓની શારીરિક ઝપાઝપી ચાલી રહી હતી, અને આ છેડે કોઈ ન દેખે ન સાંભળે એવી બે ગોખલે ભાઈઓની આત્મિક ઝપાઝપી મચી હતી.

એવામાં કોઈ એક છોકરાએ કોઈ બીજા છોકરાને પકડ્યો. છોકરાઓ તાળી પાડવા ને કૂદવા ને હસવા ને બરાડવા મંડ્યા, અને ગોખલે ભાઈઓની ઝપાઝપી પણ આપોઆપ છૂટી ગઈ. એ રમતમાં એક દળ જીત્યું એમ સહુ કહેવા લાગ્યા. પરંતુ ખરું જોતાં છૂપો છતાં સાચો વિજય આ રમતમાં ગોપાળ કૃષ્ણ ગોખલેનો થયો હતો.

# ૫

# તપશ્ચર્યામય વિદ્યાર્થીજીવન

## ૧

કાગલની પ્રાથમિક શાળાનું ભણતર પૂરું થતાં કૃષ્ણરાવ ગોખલેએ પોતાના બે દીકરાઓને કોલ્હાપુરની અંગ્રેજી નિશાળમાં ભણાવવાની વ્યવસ્થા કરી. ગોપાળની ઉંમર હજી કાચી હતી, તેને માત્ર ૧૦ વર્ષ થયાં હતાં, પરંતુ મોટો ભાઈ ગોવિંદ તેની સંભાળ રાખે એવો સાથે હતો, એટલે તેને પણ કોલ્હાપુર જવાનું મળ્યું.

એ પ્રમાણે કોલ્હાપુરમાં નાના ગોપાળનાં બે ત્રણ વર્ષ આનંદમાં ગયાં. મોટાભાઈની છાયામાં રહેવાનું, એટલે તેને માથે કોઈ વાતની ચિન્તા હતી નહિ. પિતાજી પાસેથી પૈસા આવ્યા કે ન આવ્યા, કેટલા ખર્ચાયા કેટલા રહ્યા, અમુક ખર્ચ કરવું કે કાપ મૂકવો, અમુક કામ કરવું કે ન કરવું એ બધી ચિન્તાઓ કરનારો મોટો ભાઈ તેને માથે હતો.

પરંતુ દુર્દૈવે કોલ્હાપુરમાં બે ભાઈઓની આનંદી જોડી લાંબો વખત અખંડિત રહી શકી નહિ. તેમના પિતા કૃષ્ણરાવ ગોખલે રોગગ્રસ્ત થઈ અકાળે મૃત્યુ પામ્યા (સને ૧૮૭૯)માં. પોતાની

પાછળ આ બે પુત્રો, ચાર પુત્રીઓ તથા વિધવાને નિરાધાર દશામાં મૂકી તે ચાલી નીકળ્યા. તે વખતે ગોવિંદરાવનું વય અઢાર વર્ષનું અને ગોપાળરાવનું તેર વર્ષનું હતું.

કમાણીનો એકનો એક આધાર ઊપડી જતાં આ ગરીબ ગોખલે કુટુંબમાં તત્કાળ મોટા ફેરફારો કર્યા વિના છૂટકો નહોતો. પ્રથમ તો વિધવા માતા નોકરીના ગામમાંનો બધો પથારો સંકેલી લઈ, નાનાં બાળકોને લઈ પિયરને આશરે જઈને રહ્યાં. બીજી તરફથી મોટા દીકરા ગોવિંદરાવે હવે અભ્યાસ છોડી કંઈક નોકરીધંધે વળગવું એમ ઠરાવવામાં આવ્યું. પિતાના મિત્રોએ લાગવગ લગાડી કાગલ દરબારમાં જ તેને પંદર રૂપિયાની કારકુની અપાવી.

આ આપત્તિકાળમાં નાના ગોપાળનું ભાવિ પણ ડોલમડોલ થયું. અંગ્રેજી ભણતર માટે ગામડાગામમાં સગવડ ન મળે, અને કોલ્હાપુર જેવા શહેરનું ખર્ચ પોષાય નહિ. મોટો ભાઈ ગમે તેટલું ઇચ્છે તોપણ પોતાના ટૂંકા પગારમાં કુટુંબના નિર્વાહ ઉપરાંત એનું કોલ્હાપુરમાં વસવાનું ખર્ચ ઉપાડે એવી આશા કેમ કરી શકાય? પણ ધન્ય છે ગોવિંદરાવને કે તેણે અઢાર વર્ષની ઊગતી ઉંમરે પણ પોતાની મોટાઈ બતાવી. તેણે કહ્યું, "મારે અભ્યાસ છોડવો પડ્યો એટલું બસ છે; ગોપાળ પાસે પણ છોડાવવાની જરૂર નથી. તેને હું મારા પગારમાંથી અરધા પૈસા દર મહિને મોકલીશ, અને બાકીના અરધામાંથી અમે સુખેદુઃખે અમારું ગાડું ગબડાવીશું."

અને ગોવિંદરાવ બોલ્યા તે પ્રમાણે બરાબર પળ્યા. દર માસે વખત થયો કે પૈસા આવી જ રહ્યા છે. ચિન્તાતુર ચહેરે ટપાલીની રાહ જોવી પડી હોય એવો પ્રસંગ એમણે ગોપાળને કોઈ દિવસ આવવા ન દીધો.

ગોપાળ નાની ઉંમરનો હતો, છતાં ઉપકારી મોટાભાઈના આવા ઉદાર ત્યાગની ઊંડી અસર તેના ઉપર થયા વિના રહી નહિ. આ પવિત્ર અસરથી. તેમનું વિદ્યાર્થીજીવન એક પ્રકારની તપશ્ચર્યા સમું વીતવા લાગ્યું.

## ૨

પહેલાં મોટાભાઈની હૂંફમાં બેફિકર રહેતા તેમ રહેવાનું હવે ગોપાળરાવે છોડી દીધું. હવે તો તેમણે મોટાભાઈ તરફથી આવતા પૈસાનો હિસાબ રાખવાનો તથા દર મહિને તે એમને મોકલવાનો નિયમ રાખ્યો. સાત કે આઠ રૂપિયાની નિયમિત માસિક રકમ ભાઈ મોકલી શકતા તેની હદમાં જ ખર્ચ રહે એની તે કાળજી રાખવા લાગ્યા. મોટાભાઈ પોતાને ખાતર કેવા ગરીબાઈમાં ગુજરાન ચલાવે છે એ વિચાર તેમના મનમાં સદા જાગૃત રહેતો, અને ગમે તેવું કારણ આવી પડે તોપણ ઠરેલી રકમ ઉપરાંત વધારાની એક પાઈ પણ ઘેરથી મંગાવવી નહિ એવું વ્રત જ લીધું ન હોય એ રીતે ગોપાળરાવ ગોખલે વર્તતા હતા.

વિદ્યાર્થીઓ જે વીશીમાં જમતા તેમાં બે વર્ગો રાખેલા હતા. માસિક સાડાચાર રૂપિયા ભરે તેમને ભાત સાથે દહીં આપવામાં આવતું, અને ચાર રૂપિયાવાળા વર્ગમાં દહીંની લહેજત વિનાનો ભાત જ મળતો. ગોપાળરાવ પોતાની સ્થિતિ વિચારી દહીં વિનાનું ભોજન લેતા.

હવે એક વખત એવું બન્યું કે વીશીનો ભટ્ટ સાડાચાર વાળાઓને દહીં પીરસવા નીકળ્યો. તેની પાસે ગોપાળરાવે દહીં માગ્યું. કોઈ દિવસ નહિ ને આજે એમને માગવાની ઇચ્છા કેમ થઈ આવી તેની આપણને ખબર નથી. તે પોતાની ગરીબાઈ એવા સ્વમાન સાથે ભોગવતા હતા કે માનખંડન થાય એવું વર્તન કદી કરતા નહિ. સાડાચારની પંગતમાં સરખેસરખા મિત્રો બેઠા હશે અને પીરસનાર ભટ્ટજીએ ગોપાળરાવનું ભાણું ટાળ્યું હશે? અથવા વીશીવાળા પાસે દાળશાક ખૂટ્યાં હશે તેથી ગોખલેએ અવેજીમાં દહીંની આશા કરી હશે? અથવા શું ખરેખર જ આજે તેમનામાં મહારાષ્ટ્રીઓના દહીં માટેનો સ્વભાવજન્ય રસ જાગી ઊઠ્યો હશે? ગમે તે કારણ હોય, પણ ગોપાળરાવે આજે ભટ્ટ પાસે દહીં માગ્યું. ભટ્ટ મહારાજ ઘડીભર એમની સામે કતરાયા, અને પછી 'ચાર રૂપિયામાં જમવું છે ને રાવસાહેબને દહીંના સ્વાદ કરવા છે!' એવું કંઈક વાક્યબાણ છોડીને ચાલ્યા ગયા.

ભટ્ટનું વચન સાંભળી માનધન ગોપાળરાવને હાડોહાડ ઝાળ વ્યાપી.

આ પ્રસંગ ઉપરથી શું ધ્રુવની જૂની કથા યાદ નથી આવતી? ધ્રુવજી હોંશભર્યા પિતાના ખોળામાં બેસવા ગયા હતા. અપરમાતાએ એમને ધુતકારી કાઢ્યા હતા. આ અપમાનથી નાનકડો રાજકુમાર સળગી ઊઠ્યો હતો અને ઘોર તપ કરવા વનમાં ચાલી નીકળ્યો હતો. કંઈક આવો જ અનુભવ આજે વિદ્યાર્થી ગોપાળરાવ ગોખલેને થયો.

તે વખતે તો એ ખાધું ન ખાધું કરી ભાણા પરથી ઊઠી ગયા, પણ બીજે જ દિવસે વીશીના વ્યવસ્થાપકને મળી પોતાનું નામ એક મહિના માટે સાડાચાર રૂપિયામાં દાખલ કરાવ્યું. તેમણે નિશ્ચય કર્યો હતો કે એ રસોઇયાની આંખ સામે બેસીને દહીં ખાઇશ, અને છતાં તે ખાતર મોટાભાઈ પાસેથી એક પાઈ પણ વધારે મંગાવીશ નહિ. એ માટે તેમણે પોતાનો રસ્તો વિચારી લીધો હતો. વીશીમાં કોઈ વિદ્યાર્થી આખો દિવસ જમે નહિ તો તેને બે • આના કાપી દેવાનો રિવાજ હતો. ગોપાળરાવે એ મહિનાના ચાર શનિવારના ફાકા કરી આઠ આના કપાવ્યા અને દહીં ખાવા છતાં માસિક ખર્ચ ચાર રૂપિયાથી વધવા ન દીધું.

આગળ જતાં એક વાર વીશીના દર વધારવામાં આવ્યા. ગોપાળરાવ એથી ભારે મૂંઝવણમાં આવી પડ્યા. તે વખતે પણ ભાઈ ઉપર વધારે ભાર ન નાખવાની ટેક એમણે છોડી નહિ, પરંતુ હાથે રાંધી લેવાનું રાખ્યું. બધા છોકરાઓ ચિન્તા વિનાના થઈને ફરતા હોય, તેમની વચ્ચે સ્વયંપાકી થઈને રહેવું એ કાચાપોચા છોકરાનું ગજું નથી, એમ આપણે કબૂલ કરવું જોઈએ.

૩

આવા કડક અને ટેકીલા વિદ્યાર્થીના જીવનમાં નાટકતમાશા જેવા મોજશોખને સ્થાન ન જ હોય એ કહેવાની જરૂર નથી. ગોખલેને એનો શોખ નહોતો, તેમ એમના તંતોતંત અંદાજપત્રમાં એનો સમાસ પણ નહોતો. છતાં એક વાર એક સહાધ્યાયી મિત્ર બહુ આગ્રહ કરી એમને નાટકમાં ઢસડ્યા. બહુ ના પાડી, ફરી

ફરી ના પાડી, પરંતુ પેલો મિત્ર માન્યો નહિ, અને ગોખલેની ટિકિટ પણ પોતાના બે આના ખરચીને લઈ આવ્યો. મિત્રના આટલો બધો આગ્રહ અને પ્રેમ જોઈ ગોખલે કબૂલ થયા. નાટક જોવા ગયા અને ઊંઘ વેચીને ઉજાગરો કરી આવ્યા.

થોડા દિવસ પછી ગોખલેના આશ્ચર્ય વચ્ચે પેલા આગ્રહ કરનાર ભાઈબંધે ટિકિટના બે આનાની ઉઘરાણી કરી! ગોખલે તો આભા જ બની ગયા. એમને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહોતો કે ટિકિટના પૈસા એમને આપવા પડશે. તેમણે તો ભોળા ભાવે માન્યું હતું કે પેલો આટલો આગ્રહ કરે છે અને ના પાડવા છતાં ટિકિટ પણ પોતે જ લઈ આવ્યો છે તો પૈસા તે જ આપવાનો હશે. પણ હવે શું થાય? પૈસા માગે ને આપવાની આનાકાની કરે તો સ્વમાન ઘવાય ને? એટલે ગોપાળરાવે ચૂપચાપ બે આના આપી મિત્રનું કરજ ચૂકવી દીધું.

પરંતુ હવે માસિક ખર્ચપત્રમાં તેની કેવી રીતે જોગવાઈ કરવી? વિચાર કરતાં ગોખલેને સૂઝયું કે જો આખો માસ દીવાબત્તી વિના ચલાવું તો ગ્યાસતેલના બે આના બચી જાય. તે સ્વમાની વિદ્યાર્થીએ એ વિચાર અમલમાં મૂકયો અને આખો માસ ઘરમાં દીવો ન બાળ્યો. પરંતુ કોઈ એમ ન ધારે કે એમણે ત્રીસ રાત્રિઓ અભ્યાસ છોડીને ઊંઘી કાઢી. નહિ. રોજ રાત્રે તે પોતાનું પુસ્તક લઈ રસ્તા પરનાં સુધરાઈનાં ફાનસોનો આશરો લેતા અને થાંભલા પાસે ઊભા ઊભા તેના પ્રકાશે વાંચતા.

## ૪

એવી સ્થિતિમાં પણ ગોખલે એક પ્રસંગે તક આવતાં પોતાની દેશભક્તિની ભાવના દર્શાવવાનું ચૂક્યા નહિ. તે રાજારામ કૉલેજમાં હતા ત્યારે એક વાર વિદ્યાર્થીઓએ તિલક આગરકરને અર્પણ કરવાની થેલી કરેલી. મોટાભાઈ ઉપર ભાર વધાર્યા વિના ગોખલેએ થેલીમાં પોતાનો ફાળો ભરવાનો નવો જ રસ્તો શોધ્યો.

તિલક મહારાજનું નામ આજે તો નાનું બચ્ચું પણ જાણે છે, પરંતુ તે જમાનામાં તેઓ મહારાષ્ટ્રના એક ઊગતા તારક હતા. તેઓ 'કેસરી' પત્ર કાઢતા. 'કેસરી'ના સપાટા જેના ઉપર

ઊતરે તેને બરાબર ચમચમતા. કોલ્હાપુર રાજ્યના ઍડમિનિસ્ટ્રેટર (સરકારી કારભારી) બર્વેને એનો સપાટો એવો વસમો લાગ્યો કે એણે રોષમાં આવી તિલક આગરકર ઉપર આબરૂ-નુકસાનીનો દાવો માંડ્યો, જેના પરિણામે બન્ને પત્રકારોને એકસો એક દિવસોની કેદની સજા થઈ. સરકારે સજા કરી, પણ લોકોમાં તો તેઓ લોકમાન્ય થયા. કોલ્હાપુરનો રાજવંશ શિવાજી મહારાજના કુળમાંથી ઊતરી આવેલો હોવાથી મહારાષ્ટ્રમાં તેને માટે સ્વાભાવિક માન હોય જ. તે રાજવંશના સગીર વારસનું આ અધિકારી અહિત કરતો હતો એવી લોકોની માન્યતા હતી, પણ જાહેરમાં બોલવાની હિંમત કોની ચાલે? તેથી જ્યારે 'કેસરી'એ ખુલ્લેખુલ્લું લખ્યું કે બર્વેએ બાળરાજાને ઝેર દેવાની ખટપટ કરી છે ત્યારે તિલક આગરકરની હિંમત જોઈ લોકો ધન્ય ધન્ય કહેવા લાગ્યા, અને તેમના ઉપર કેસ થયો ત્યારે પોતાની લાગણી પ્રદર્શિત કરવા ખાતર કેસ લડવાના ખર્ચમાં મદદ રૂપે ઠેકાણે ઠેકાણે થેલીઓ ભરાવા લાગી.

આખા મહારાષ્ટ્ર કરતાંયે રાજારામ કૉલેજના વિદ્યાર્થીઓની લાગણીનો ઊભરો અધિક હોય એ સ્વાભાવિક હતું, કારણ કે આ કૉલેજ ખુદ કોલ્હાપુર શહેરમાં હતી. છોકરાઓએ તિલક આગરકરના લાભમાં એક નાટ્યપ્રયોગ રાખ્યો. અને તેની ટિકિટો હોંશે હોંશે ખરીદી. વિમાસણમાં પડ્યો માત્ર એક વિદ્યાર્થી ગોપાળ કૃષ્ણ ગોખલે. તે કેવી વિષમ ગરીબાઈમાં રહેતા હતા તે આપણે જાણીએ છીએ. અને છતાં ગરીબાઈને કારણે પોતે બીજા બધાની સાથે પોતાની ભક્તિ દર્શાવી ન શકે એ તેને માટે અસહ્ય હતું. આ નાટ્યપ્રયોગમાં એક પાત્ર સાધ્વીનું આવતું હતું. કૉલેજના છોકરાઓ તેવો પાઠ લેવા તૈયાર ન થયા એ કારણ હોય કે બીજું ગમે તે હોય, પણ આ પાઠ ભજવી ગોખલે આઠ આના કમાયા અને તેનાથી તેમણે ટિકિટ ખરીદ કરી.

પોતાની છેક કિશોર વયમાં વિદ્યાર્થી ગોપાળ કૃષ્ણ ગોખલે પોતાની ગરીબાઈ કેવી શોભાવી રહ્યા હતા, પોતાની સ્વમાનરક્ષા કેવી ઝીણવટથી કરી રહ્યા હતા એનાં આ દૃષ્ટાંતો વાંચી કોને માન ઊપજ્યા વિના રહેશે? ખરેખર, ગોખલેના

ચારિત્ર્યનું ઘડતર માત્ર વર્ગોમાં સાંભળેલાં વ્યાખ્યાનોથી થયું નહોતું, પણ આવી અનેક તપશ્ચર્યાઓથી થયું હતું.

## ૫

સન ૧૮૮૧ માં ૧૫ વર્ષની વયે ગોખલે મેટ્રિકમાં પાસ થયા. મેટ્રિકની પરીક્ષા આપવા ગોખલે મુંબઈ ગયા હતા. ત્યાંથી પાછા પોતાને ગામડે ફરતાં એમણે કોઈ સંબંધી સાથે પરિણામનો તાર કરવાની ગોઠવણ કરી હતી. આખું વર્ષ મહેનત કરીને, ઘણા ઉજાગરાઓ કરીને, દસ રૂપિયા રોકડા ભરીને અને ઠેઠ મુંબઈ સુધીનું ગાડીભાડું ખર્ચીને જે પરીક્ષા આપી હતી તેના પરિણામ માટે કેટલી ઉત્કંઠા થાય એ તો અનુભવી જ જાણે.

પરિણામના એ મહા ચિન્તાના દિવસ ઊગ્યો. સવાર પસાર થઈ, બપોર પસાર થઈ જવા આવી, પણ તારવાળાનાં દર્શન થાય નહિ! ઘરમાં બેઠાં બેઠાં લાંબી ડોક રાહ જોયાં કરવી એ અત્યંત આકરી કસોટી હતી. ગોખલેને એવી સ્થિતિમાં ટીંગાયાં કરવું ગમ્યું નહિ. આતુરતાનું ખેંચાણ કંઈક હળવું કરવા ખાતર તે વગડામાં ફરવા ઊપડી ગયા. ખૂબ ફર્યાં, ખૂબ ફર્યાં, એટલું ફર્યા કે મનને નિરાશ થવાની નવરાશ જ ન રહે. છેક સંધ્યાકાળે ફરીને તે પાછા ઘેર આવતા હતા ત્યાં રસ્તામાં જ કોઈએ તાર આવ્યાની ખુશખબર આપી.

મેટ્રિકમાં તો પાસ થયા, પણ પછી? કૉલેજનું શિક્ષણ લેવાનું સ્વપ્નું પણ એમના જેવા ગરીબ સ્થિતિના છોકરાને આવી શકે એમ નહોતું. જે હોય તે એમ જ સલાહ આપે કે ગોપાળ હવે બહુ ભણ્યો, હવે તેને કંઈક નોકરીએ લગાડી દો. પરંતુ મોટા ભાઈ ગોવિંદરાવે નિશ્ચય કર્યો કે ગમે તે ભોગે ગોપાળને કૉલેજ શિક્ષણ અપાવવું જ. પોતાના ૧૫ રૂપિયાના પગારમાંથી અરધોઅરધ ગોપાળને મોકલવા સુધી તે તૈયાર થયા એ આપણે જોઈ ગયા છીએ.

આમ મોટા ભાઈના ત્યાગને લીધે ગોપાળરાવ ગોખલે માટે કૉલેજ શિક્ષણ લેવું શક્ય બન્યું, અને તે કોલ્હાપુરમાં ચાલતી રાજારામ કૉલેજમાં દાખલ થયા. ત્યાં ફક્ત પ્રિવિયસ એટલે કે

પ્રથમ વર્ષનો જ વર્ગ હોવાથી ઇન્ટર વર્ગ માટે તે પૂનાની ડેક્કન કૉલેજમાં ગયા. પાછળથી રાજારામ કૉલેજમાં વર્ગો વધારવામાં આવતાં તે બી. એ. ના પ્રથમ સત્રમાં પાછા પોતાની જૂની કૉલેજમાં ગયા. બી. એ. ના બીજા વર્ષમાં તેમણે મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવાનું ઠરાવ્યું. ત્યાં એમના ઉપર મમતા રાખનાર, એમની કદર બૂજનાર અધ્યાપકો મળવાથી તેમનો ઉત્સાહ વધ્યો. અત્યાર સુધી તે કોઈ વાર ઊંચા વર્ગમાં પાસ થયા નહોતા. પરંતુ બી. એ. માં તે પહેલી જ વાર બીજા વર્ગમાં આવ્યા, અને તેમને માસિક રૂ. ૨૦ ની શિષ્યવૃત્તિ પણ મળી. બી. એ. થયા તે વખતે ગોખલેનું વય ૧૮ વર્ષનું હતું.

# બાળલગ્ન

આપણે જે જમાનાની વાત કરીએ છીએ તે બાળલગ્નનો જમાનો હતો, એટલે ગોખલેના વિદ્યાર્થીજીવન સાથે જ તેમના ગૃહસ્થજીવન વિષે પણ માહિતી આપી દેવી જોઈએ.

પિતાના મરણ પછી બીજે જ વર્ષે, એટલે સને ૧૮૮૦માં ગોખલેનાં લગ્ન થઈ ગયાં. હજુ તો તેમને ચૌદમું જ વર્ષ ચાલતું હતું અને તે મૅટ્રિક પણ થયા નહોતા.

એ જમાનામાં દક્ષિણી બ્રાહ્મણનો છોકરો આવડી ઉંમર સુધી કુંવારો રહે એ નાનીસૂની વાત નહોતી.

ગોપાળરાવને કુંવારા ને કુંવારા ચૌદમું વર્ષ થયું, એ તેમના કાકા અન્તાજીપંત ગોખલેને બહુ જ ખટકતું હતું. તેમણે તો એ ૧૧–૧૨ વર્ષના હતા ત્યારથી ખટપટ કરવા માંડેલી. પોતે મોટા ભાઈ રહ્યા, એટલે કુટુંબની આબરૂ સાચવવાની તેમને સવિશેષ કાળજી રહેતી. પરંતુ કૃષ્ણરાવ જીવ્યા ત્યાં સુધી તેમણે મોટાભાઈને વારી વારીને ઠેકાણે રાખ્યા. "હજુ તો છોકરો ભણે છે, અત્યારથી શી ઉતાવળ છે?" એમ કહી તેમણે વાત ઉડાવી દીધી હતી.

કૃષ્ણરાવ ગુજરી ગયા પછી નબાપાં થયેલાં છોકરાંઓની જવાબદારી અંતાજીપંતને માથે આવી. તેઓ વિધવા તથા

બાળકોને શરૂઆતમાં પોતાને ઘેર તેડી ગયા હતા, અને પોતાની સ્થિતિ ગરીબ હોવા છતાં બધો ભાર ઉપાડવા તૈયાર થયા હતા. તેમણે જ ખટપટ કરીને મોટા છોકરા ગોવિંદરાવને નોકરી શોધી આપી હતી. ત્યાર પછી વિધવા પોતાનાં બાળકો સહિત પિયર રહેવા ગયાં હતાં, છતાં ગોપાળ કુંવારો રહ્યાં કરે તેનો ઠપકો તો લોકો કુટુંબના વડા અંતાજીપંતને જ સંભળાવેને ?

તેથી આટલો વખત પણ અંતાજીપંત કેમ ધીરજ કરી શક્યા એ જ મોટું આશ્ચર્ય હતું.

અંતાજીપંતને બીજી દૃષ્ટિએ પણ ઉતાવળ કર્યાં સિવાય છૂટકો નહોતો. ગોપાળરાવની સગાઈ તો તેમણે કેટલાંક વર્ષોથી એક સારું કુળ જોઈને કરી મૂકી હતી. તે કન્યાનો કન્યાકાળ વહી જતો હતો, કારણ કે તે અત્યારે બાર તેર વર્ષની થઈ ગઈ હતી! આપણને આ સાંભળી હસવું આવે છે, કારણ કે આપણે તો માનીએ છીએ કે કન્યાઓએ પણ છોકરાઓની જેમ જ ૨૦ થી ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઈએ. પરંતુ અંતાજીપંત જેવાંઓનું શાસ્ત્ર જુદું હતું. તેમના શાસ્ત્ર પ્રમાણે તો સૌથી શ્રેષ્ઠ લગ્ન આઠ વર્ષની ગૌરીનું, તેનાથી હેઠે. નવ વર્ષની રોહિણીનું, તેનાથી હેઠે દસ વર્ષની કન્યાનું; અને તેનાથીયે મોટી કરવામાં આવે તો તો તે માબાપને નિશ્ચે નરકમાં લઈ જનારી નીવડે! હવે જે કુટુંબ સાથે સગાઈ કરી અંતાજીપંત વચનથી બંધાયા હતા તેને નરકમાં પડવાની મુદત છેક પાસે આવી હતી! એમાં અંતાજીપંત ગોખલે ચોખ્ખો વિશ્વાસઘાત જોતા હતા. આથી તે ઘણા જ અસ્વસ્થ થઈ ગયા.

આવી બધી પરિસ્થિતિને કારણે ગોપાળરાવને ચૌદમું વર્ષ પૂરું થતાં પહેલાં પરણાવી દેવામાં આવ્યા.

આપણને આ જમાનાના લોકોને હજી એક આશ્ચર્ય તો રહી જ જાય છે. ગોખલેએ પોતે કેમ ના ન પાડી? એ પણ તે જમાનાનો જ પ્રભાવ હતો. લગ્ન ક્યારે અને કોની સાથે કરવાં એમાં છોકરું શું સમજે? એ તો વડીલોનું કામ છે; આવી માન્યતા તે દિવસોમાં પ્રવર્તતી હતી. ગોખલેની ઉંમર સ્વતંત્ર

વિચાર કરવા જેવડી થયેલી ખરી, પણ તે કાકા સમક્ષ જાહેર કરવા જેટલી હિંમત હજી તેમનામાં ફૂટી નહોતી.

એમાં ગોખલેની શરમાળ પ્રકૃતિ પણ કારણરૂપ હતી. મોટાઓ પાસે, અને ખાસ કરી કાકા અંતાજીપંત પાસે તે છેક જ શરમાઈ દબાઈ જતા. તેમની હાજરીમાં અમસ્તું પણ બોલે નહિ, તો પોતાના સ્વતંત્ર મત દર્શાવવાની અને તેમાંયે લગ્નની ચર્ચા કરવાની વાત જ કેવી? આવા સ્વભાવને લીધે તે પોતાની ઇચ્છા કે અનિચ્છા ન બતાવતાં ચુપચુપ પરણી ગયા, અને બાળવધૂ સાવિત્રીબાઈ ઘરમાં આવ્યાં.

વખત જતાં આ બાળા બિચારી અતિ રોગી નીવડી. તેને પાંડુરોગનો વ્યાધિ લાગુ પડ્યો. તેથી તે દિવસે દિવસે ગળાવા લાગી, ફીકી પડવા લાગી અને તેના શરીરમાં લોહી સુકાવા લાગ્યું. ગોખલેજી જેવા લાગણીશીલ જુવાનને પત્ની માટે લાગતું નહિ હોય એમ તો કેમ મનાય? પરંતુ એમની શરમાળ પ્રકૃતિ આ બાબતમાં પણ આડે આવતી. પત્ની સંબંધમાં વડીલો પાસે વાત કરવી તેમને માટે અશક્ય હતી, તો પછી તેમની સમક્ષ પત્નીની તબિયતની ચિંતા પ્રગટ કરવી કે ઉપચારની ચર્ચા કરવી એ માટે તો હોઠ જ કેમ ઊઘડે?

એક તરફથી સાવિત્રીબાઈ બિચારાં પોતાના રોગ સાથે દિવસો ગુજારી રહ્યાં હતાં, ત્યારે બીજી તરફથી ગોખલે કોલ્હાપુરની શાળામાં અભ્યાસ ચલાવતા હતા. આગળ જતાં કોલ્હાપુર કૉલેજમાં તે ભણતા હતા તે વખતે સાવિત્રીબાઈને ઘર ચલાવવા જેવડાં ગણી વડીલ જનોએ ત્યાં વળાવ્યાં. વિદ્યા-વ્યાસંગી પતિ અને રોગગ્રસ્ત પત્નીએ થોડો વખત કોલ્હાપુરમાં ઘર માંડ્યું. તે વખતે ગોખલેને પૂરા મનથી, શરમ કે સંકોચ વગર પત્નીની સેવા કરવાની તક મળી. તેમણે પત્નીને ભણાવવાનો પણ કાંઈક પ્રયત્ન કર્યો. પરંતુ રોગ વધતો જતો હતો અને વધારે ને વધારે શુશ્રૂષા માગતો હતો. તેથી સાવિત્રીબાઈને લાંબો વખત કોલ્હાપુરમાં રાખી શકાય તેમ નહોતું. તેમને કાકા અંતાજીપંતના કુટુંબમાં મોકલી દેવામાં આવ્યાં. ગોપાળરાવ આ રીતે રોજની ઉપાધિમાંથી મુક્ત થયા, પણ ચિંતામાંથી કેમ મુક્ત થઈ

શકે ? પરંતુ તેમની ચિંતા, શરમને લીધે, મનની મનમાં સમાઈ રહેતી હતી. કાકાને સાવિત્રીબાઈ સંબંધમાં પત્ર લખવો કે કંઈ સૂચના મોકલવી કે સાવિત્રીબાઈને જાતને સીધું લખવું એ માટે તેમનો હાથ જ ઊપડતો નહોતો. બહુ ચિંતા વધી જાય ત્યારે માંડ માંડ કાકાના દીકરા ઉપર કાગળ લખી ખબર પુછાવવાની હિંમત કરતા. ક્યારેક રજા પડતી તો થોડા દિવસ ત્યાં આંટો મારી આવતા. પરંતુ ત્યારે પણ તે પત્ની પાસે વિનાસંકોચે બેસી તેને આશ્વાસન આપી શકે અથવા વાતચીત પણ કરી શકે એમ ભાગ્યે જ બનતું.

ગોખલે કૉલેજમાં ભણ્યે જતા હતા, પરીક્ષાઓ પછી પરીક્ષાઓ પસાર કર્યે જતા હતા. પરંતુ તેમના હૃદયના ભીતરમાં દુઃખિયણ સાવિત્રીબાઈ માટે પોતે કંઈ કરી શકતા નથી એ વાતનો ઊંડો ઉદ્વેગ વાસ કરતો હતો એમ લાગે છે. કારણ કે તેનું નામ કોઈ કાઢે તો ગોખલેનું મોઢું પડી જતું, એમનો આનંદ ઊડી જતો, અને ઘણી વાર તે ચિડાઈ જતા.

# અદ્‌ભુત સ્મરણશક્તિ

ગોખલે વિદ્યાર્થીજીવન દરમ્યાન ખાસ હોશિયાર વિદ્યાર્થી તરીકે પંકાયા નથી, પણ તેમની અદ્‌ભુત સ્મરણશક્તિની વાતો રહી ગઈ છે.

‘ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે’ એવી આપણા અનુભવી પુર્વજો સલાહ આપી ગયા છે, પણ આજે તો ઘણાખરા વિદ્યાર્થીઓ પોતાની વિદ્યા પાઠે રાખવાની તસ્દી ન લેતાં પુસ્તકમાં જ રાખતા જોવામાં આવે છે! પરંતુ ગોખલેજીને મુખપાઠ કરવાનો કોઈ અજબ શોખ હતો. સાધારણ વિદ્યાર્થીઓ નાની નાની કવિતાઓ કંઠે કરતાં પણ કંટાળે છે, અને અભ્યાસક્રમમાં એ વિષય રાખનારાઓને શાપ દેતા મહા પરાણે નક્કી થયેલી થોડી લીટીઓ મગજમાં વળગાડી લે છે, અને તે પણ એટલી બધી આછી રીતે કે પરીક્ષા આપી કે તરત એ લીટીઓ મગજમાંથી ઊડીને પાછી ચોપડીઓમાં ભરાઈ જાય છે!

શાળાઓના નાના વિદ્યાર્થીઓને પણ મુખપાઠ કરવાનો આવો અણગમો હોય ત્યાં કોલેજમાં જતા મોટા વિદ્યાર્થીઓનું તો પૂછવું જ શું? કંઈ પણ મુખપાઠ કરવું એને તેઓ તો પોતાના કોલેજિયનપણાને લાંછન લગાડનારું જ માને. પરંતુ તે જ વસ્તુનો ગોખલેને ભારે શોખ હતો, અને એમના

કૉલેજજીવનમાં એમણે પોતાની મુખપાઠ કરવાની અદ્ભુત શક્તિથી જ પ્રસિદ્ધિ મેળવી હતી. નાની નાની કવિતાઓ જ નહિ, પણ લાંબાં કાવ્યો અને ગદ્યગ્રંથો પણ તે મોઢે કરતા.

છોકરાઓ તેમને 'ગોખણિયો' કહી ચીડવતા, પણ ગોખલેને પોતાની સ્મરણશક્તિનું અભિમાન હતું. છોકરાઓ ચીડવે ત્યારે તે ઘણી વાર કહેતા, "ગોખણિયો ગોખણિયો કહો છો, પણ ગોખી તો જુઓ! આખી કૉલેજમાં કોઈને મારા જેટલું મોઢે આવડતું હોય તો બતાવો!" પણ છોકરાઓ એમના આ શોખમાંથી પુષ્કળ ગંમત ઉપજાવતા. ઘણી વાર તેઓ એમને ઘેરી વળી તેમની સ્મરણશક્તિની પરીક્ષા કરતા. "અમુક કાવ્યમાં 'હવે' શબ્દ આવતો હોય એવી લીટીઓ બોલ." ગોખલે એક ક્ષણ એકાગ્ર બની તરત તેવી લીટીઓ પોતાના સ્મૃતિસંગ્રહમાંથી કાઢી આપે. છોકરાઓને તો આ એક નવી રમત જ થઈ પડી. 'પછી' શબ્દ વાળી લીટી બોલ, 'અને' વાળી બોલ, 'છે' વાળી બોલ, એમ તેઓ એક પછી એક પૂછે અને ગોખલે અભિમાન સાથે લીટીઓ બોલી બતાવે! ગુણીજનને કદરદાન ગ્રાહકો મળે પછી ખીલવામાં શી બાકી રહે? પણ ગોખલેના આ કદરદાન ગ્રાહકો ગંભીર ગુણગ્રાહકો ક્યાં હતા? તેઓ તો એમને ભોગે બે ઘડી મોજ કરવા જ તેને લઈ બેસતા. ગોખલે પાછળથી સમજી જાય ત્યારે ચિડાય, અને તે જોઈ છોકરાઓ તેને વધારે ચીડવે. આનું છેવટ ઘણી વાર એવું આવે કે છોકરાઓ 'ગોખણિયો ગોખણિયો' કહેતા તેના સામે દાંતિયાં કરે, અને ગોખલે રાતાપીળા થતા એ લોકોને મારવા દોડે, અને એમાંથી કોઈ કોઈ વાર બાથંબાથા પણ આવી જાય! પરંતુ નાના સરખા કોમળકાય ગોખલેની મુક્કીઓ પેલા તોફાનીઓને શા હિસાબમાં?

આમ જો કે ગોખલેને છોકરાઓ ખીજવતા, છતાં તેમને 'ગોખણિયા' માં ગણી નહિ શકાય. કારણ કે તે જે કંઈ કંઠ કરતા તેનો અર્થ તે બરાબર સમજતા, એટલું જ નહિ પણ જે ગ્રંથોના વિચારોમાં તેમને બહુ જ રસ પડતો તે જ ગ્રંથો તે કંઠ કરતા. તેથી તેમને કંઠ કરવાનો શ્રમ કરતાં કંટાળો કદી ન આવતો, પણ ખૂબ રસ છૂટતો. 'ફ્રાન્સની રાજ્યક્રાંતિ ઉપરના

વિચારો' એ નામનો બર્કનો પ્રસિદ્ધ ગ્રંથ તેમને ઇન્ટર વર્ગમાં ચાલતો. બર્કના રાજદ્વારી વિચારો અને તેની ભાષાની છટાથી નવજુવાન ગોખલે મુગ્ધ થઈ ગયા અને એ દળદાર ગ્રંથ એમણે આખો મુખપાઠ કર્યો. વિદ્યાર્થીઓની ચર્ચાસભાઓમાં ભાષણ કરવા ઊભા થાય ત્યારે ગોખલે એ મોઢે કરેલા ગ્રંથના ઉતારા ઉપર ઉતારાઓ ફેંકી શ્રોતાઓને વિસ્મય પમાડતા.

કૉલેજમાંથી ભણી ઊતર્યા બાદ ગોખલે શિક્ષક થયા ત્યારે પણ તેમનો આ પાઠ કરવાનો શોખ સુકાયો નહિ, પણ ઊલટો વધ્યો. તેમને ભાગે કાવ્યગ્રંથો ભણાવવાના આવે તે તો એ મોઢે કરી જ નાખે. હાથમાં ચોપડી ઝાલીને ભણાવવું તેમને ઘોડીની મદદથી લૂલો ચાલે એના જેવું જ લાગતું હોવું જોઈએ. ગ્રે કવિની 'એલિજી' તથા મિલ્ટન કવિનું 'પૅરેડાઇઝ લૉસ્ટ' એ કાવ્યો આ રીતે વગર પુસ્તકે તેઓ શીખવતા એમ તેમના વિદ્યાર્થીઓ સાક્ષી પૂરે છે. એ જ રીતે બર્કના વિચારો અને શૈલી ઉપર તે એટલા મુગ્ધ હતા કે તેનાં બીજાં પુસ્તકો પણ એમણે કંઠ કરી નાખ્યાં. ઘણી વાર વર્તમાનપત્રોના અગ્રલેખો તેમને ગમી જતા તો તે પણ મોઢે કરી નાખતા.

આ રીતે કંઠ કરવામાં ગોખલેને મહેનત પડતી હશે કે તેમની સ્મૃતિ જન્મથી જ એવી તેજ હશે એ જાણવાની આપણને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. એમનાં માતુશ્રી ભણેલાં ન હોવા છતાં એમની સ્મરણશક્તિ ઘણી જ તેજ હતી અને તેમને ઘણાં મરાઠી ભજનો અને કાવ્યો કંઠ હતાં એમ સાંભળ્યું છે. માતાનો વારસો પુત્રમાં ઉતર્યો હોય તો તે કુદરતના ન્યાયને અનુસરીને જ છે. પણ તેથી આપણે એમ ન માની લઈએ કે કોઈ પણ વસ્તુ વાંચી કે તરત જરાય મહેનત કર્યા વગર તે તેમના મગજમાં ચોંટી જતી હશે. ગોખલેજી વિષે સાંભળ્યું છે કે કોઈ કોઈ વાર તે પ્રતિજ્ઞા લઈને બેસતા કે કાલ સવાર સુધીમાં આટલાં પાનાંનો થોકડો મોઢે કરવો, અને ન થાય તો અમુક પ્રાયશ્ચિત્ત કરવું, અને પછી એક પછી એક પાનું કંઠ કરતાં કરતાં એક તરફથી દીવાનું તેલ ખૂટવા આવે, બીજી તરફથી રાતનું અંધારું અજવાળાતું આવે, અને સૂર્યનારાયણનાં દર્શન થતાં થતાંમાં છેલ્લી

લીટીઓ મોઢે થઈ જાય. કોઈ કોઈ વાર મોટું પાંચસો પાનાનું પુસ્તક મોઢે કરી મિત્રો સાથે 'એક ભૂલ પકડે તો એક પાઈ આપું' એવી હોડમાં ઊતરતા. અને પછી ગોખલે કડકડાટ જિહ્‌વાગ્રેથી વાક્યો વરસાવતા જાય, અને પેલો ભાઈબંધ પાઈઓ જીતવાની આશામાં પાનાંનાં પાનાં તપાસતો જાય, અને આખરે નિરાશ થઈ હાર કબૂલે.

બર્ક જેવા લેખકોનાં પુસ્તકો પાઠ કરવાના મહાવરાથી ગોખલેને અંગ્રેજી ભાષાનો શોખ લાગ્યો, તેમનાં ઉચ્ચારણ ઘણાં જ અણિશુદ્ધ થયાં, તેમની ભાષા સ્પષ્ટ અને મધુર થઈ, તેમને ભાષણ કરવાની મનમોહક શૈલી સિદ્ધ થઈ, તેમના વિચારો ઘડાયા અને તેમને રાજકારણનો રંગ લાગ્યો. જેને છોકરાઓ ગોખણિયો ગોપાળ કહીને હસતા, તેની મધુર મોહક વાણી સાંભળી હિંદની સભાઓ અને રાષ્ટ્રીય મહાસભાઓ ડોલી, કર્ઝનની ધારાસભાઓ ચકિત થઈ, વિલાયત અને આફ્રિકાના ગોરા શ્રોતાઓ પાણી પાણી થયા.

## ૮

# જાળમાં સપડાયા

મોટાભાઈના આઠ રૂપિયા કોઈ દિવસ સમય ચૂક્યા વિના નિયમસર આવ્યે જતા. પણ તેથી તેમના બધા દિવસો સરખા જતા હશે અને એમને કશી મુસીબત પડતી જ નહિ હોય એમ કેમ માનીએ? ઘણી વાર એવા મૂંઝવણના દિવસો આવતા કે જ્યારે ગોવિંદરાવ હિંમત હારી જતા, અને ગોપાળને કોલેજમાંથી ઉઠાડી લઈ કંઈક નોકરીએ વળગાડવાનો વિચાર કરતા. પરંતુ મોટાભાઈની પત્ની ઘણી શાણી અને પ્રેમાળ બાઈ હતી. દિયર ઉપર એને અપાર હેત હતું. આવી વાત નીકળે કે તરત તે તેને દબાવી દેતી. તેણે વિકટ પ્રસંગોમાં પોતાના સ્ત્રીધનનાં ઘરેણાં વેચીને પણ કુટુંબને મૂંઝવણમાંથી પાર ઉતાર્યું, પણ ગોપાળરાવના શિક્ષણમાં ભંગાણ પડવા દીધું નહિ.

એ દિવસોમાં રાનડે, તિલક, આગરકર જેવા પ્રખર દેશસેવકોને લીધે મહારાષ્ટ્ર દેશભક્તિનાં મોજાંઓથી ઊછળતું હતું. જે વર્ષે ગોખલે મેટ્રિક પાસ થઈ રાજારામ કોલેજમાં ગયા તે જ વર્ષે રાનડેએ પ્રસિદ્ધ સાર્વજનિક સભા સ્થાપી, તેમ જ તે જ વર્ષે તિલક, આગરકર આદિ ત્યાગી અને વિદ્વાન વીરોએ રાષ્ટ્રીય શિક્ષણ માટે પૂનામાં ન્યુ ઇંગ્લિશ સ્કૂલ નામે શાળા કાઢી. ગોખલે

જેવો નવયુવક આ મોજાંઓથી ઘેરાયા વિના કેમ રહી શકે ? છતાં સંજોગોના બળે અત્યારે તેમનામાં દેશભક્તિ કરતાંયે ઉપકારી ભાઈ-ભાભીની ભક્તિ જ વિશેષ જોસથી વહેતી હતી. ત્યાગભોગ આપી સ્વરાજ માટે લડવું એ ભાવના કરતાં આજે ગોખલેના હૃદયમાં વધારે જોર આ ભાવનાનું હતું, કે ક્યારે ભણીગણી કમાતો થાઉં અને ભાઈને ગરીબાઈના સંકટમાંથી મુક્ત કરું? ક્યારે મારે ખાતર પોતાનાં વહાલાં ઘરેણાં વેચવા દેનાર ભલી ભાભીનાં ઘરેણાં પાછાં લાવું અને તેને ઘણાં નવાં પણ અપાવીને રાજી કરું?

કૉલેજનો અભ્યાસ ચાલતો હતો ત્યારે કંઈક આવી ભાવનાઓ ગોખલેના હૃદયમાં ઊછળતી હતી. તેથી બી. એ. થયા બાદ શો રસ્તો લેવો એનો નિર્ણય કરતાં ગોખલેને બહુ મૂંઝવણ પડી.

મિત્રો જુદી જુદી સલાહો આપતા. ગોખલેને ઘડીમાં એક ગમે તો ઘડીમાં બીજી ગમે. તેવામાં વળી ત્રીજી સલાહ તરફ આકર્ષણ થાય. પણ એકેમાં દેશસેવાની કલ્પના તો નહોતી જ. કઈ કારકિર્દીમાં સારી કમાણી માટે અવકાશ છે એ જ મુખ્ય વિચાર હતો.

તે ૧૮ વર્ષની નાની ઉંમરે બી. એ. થયા હતા તેથી કેટલાક હિતેચ્છુઓએ એમને સનદી નોકરી માટે નસીબ અજમાવવાની સલાહ આપી. પણ તે માટે વિલાયતમાં લાંબો વખત રહેવું પડે, એનું ખર્ચ ગોખલે ક્યાંથી લાવે ? તેથી સનદી નોકરીમાં જોડાઈ કલેક્ટર કે જડજ થવાનું સ્વપ્નું થોડા જ દિવસમાં ઊડી ગયું.

ત્યાર પછી તેમનો ગણિતનો વિષય સારો હતો તે જોતાં એમને ઇજનેરી શાસ્ત્રમાં વિશારદ થવાનો ભાવ થયો. થોડા દિવસ એ વિષયની કૉલેજમાં બેઠા પણ ખરા. પરંતુ વળી વિચાર બદલાયો, અને એલ એલ. બી. પાસ કરી વકીલ થવાનો રસ્તો છેલ્લે લીધો. પસંદગીનાં બીજાં કારણો હશે, પણ મુખ્ય કારણ તો એ હતું કે આ જ અભ્યાસ એવો હતો કે તેનો વર્ગ ભરવા સાથે સાથે કમાણીનો કંઈક ધંધો કરવાનો પણ સમય મળી શકે એમ હતો.

તેવા ધંધાની તપાસ કરતાં ગોખલેને માસિક રૂા. ૩૫ની શિક્ષકની નોકરી મળી. એમ તો વીસ રૂપિયાની શિષ્યવૃત્તિમાં

તેમનું નભી જાય એમ હતું, પરંતુ હવે તે કંઈક કમાવાને અધીરા થયા હતા. બી. એ. તો થયા; હજી પણ ભાઈભાભીને ગરીબાઈના દુઃખથી મુક્ત ન કરી શકે તો ભણ્યાની સાર્થકતા શી?

તેથી નોકરી અને શિષ્યવૃત્તિ ઉપરાંત પણ આવક વધારવાનો પુરુષાર્થ ગોખલેએ કર્યો. એક મિત્ર જોડે મળી તેમણે એક સરકારી નોકરીની તૈયારી કરાવી દેનાર વર્ગ ખોલ્યો. આથી એમને વખતની મારામારી તો પડતી, પણ જ્યારે મહિનાને છેડે દરેક ભાગિયાના હાથમાં ૩૦–૩૫ રૂપિયાની ઢગલી પડતી ત્યારે ગોખલે એક પ્રકારનો નવો જ રસ અનુભવતા. એક મહિને આ વર્ગમાંથી એમના એકલાના ભાગમાં ૪૩ રૂપિયા આવ્યા ત્યારે ગોખલે ખુશી ખુશી થઈ ગયા હતા એમ તેમના મિત્રો વર્ણન કરે છે.

આમ ગોખલેના હાથમાં પૈસા ફરતા થતાં તે એક પ્રકારનો રસ અનુભવવા લાગ્યા હતા, તેમ જ મોટાભાઈના ચરણમાં પૈસાનો ઢગલો કરી સંતોષ મેળવતા હતા, તે જ વખતે તેમને ભાગ્યે જ ખબર હતી કે તે તો એક જબરી જાળમાં સપડાયે જતા હતા. તેમને રૂ. ૩૫ની શિક્ષકની નોકરી મળી હતી એમ ઉપર જણાવ્યું છે. તે નોકરી ન્યુ ઇંગ્લિશ સ્કૂલ નામની રાષ્ટ્રીય સંસ્થામાં હતી. આ શાળામાં તેમને એવા પુરુષોનો સહવાસ મળ્યો, તે એવા વાતાવરણમાં આવી પડ્યા કે પરિણામે એમના જીવનમાં કદી ન કલ્પેલું એવું મોટું પરિવર્તન થયું.

પૂનામાં ત્યાગવીર, બહાદુર, ઉત્સાહી, દેશભક્તિથી ઊભરાતા વિદ્વાન તરુણોની એક મિત્રમંડળી હતી. તેઓ તાજા તાજા ગ્રેજ્યુએટો થયેલા હતા. તેમને કમાઈને સુખ ભોગવવાનો શોખ નહોતો. તેઓ રાષ્ટ્રીય શિક્ષણ દ્વારા દેશમાં સ્વરાજ સ્થાપન કરવા ઇચ્છતા હતા. પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે તેમણે પાંચ વર્ષથી ડેક્કન એજ્યુકેશન સોસાયટી બાંધી હતી અને એ સોસાયટી તરફથી ન્યુ ઇંગ્લિશ સ્કૂલ કાઢી હતી. પોતાની સંસ્થામાં તેઓએ 'મોટી લાયકાતનો મોટો પગાર' એવો બજારુ નિયમ ન રાખતાં પેટપૂરતું જ વેતન લેવું અને રૂ. ૩૫થી વધારે તો કોઈએ ન જ લેવું એવો દેશની ગરીબાઈને શોભતો નિયમ રાખ્યો હતો. વિષ્ણુ-

શાસ્ત્રી ચિપળુણકર આ શાળાના સંસ્થાપક હતા, તિલક આગરકર જેવાઓ તેના અધ્યાપકો હતા. તેઓ કોઈ માસિક રૂ. ૩૫થી વધારે વેતન ન લેતા. તેઓમાંના ઘણા કુટુંબકબીલાવાળા હતા અને તેમને બહુ જ કઠણાઈમાં જીવન ગુજારવું પડતું હતું.

આ સંસ્થા પાંચ વર્ષથી ચાલી રહી હતી. જે વર્ષે ગોખલે મેટ્રિક પાસ થયા અને આગળના અભ્યાસનું તેમનું ભાવિ ઝોલાં ખાઈ રહ્યું હતું તે જ વર્ષમાં આ ઉત્સાહી મિત્રોનાં મગજમાં સ્વરાજની અદમ્ય ભાવના જોર કરી રહી હતી, અને તેના પ્રેર્યા તેઓએ પોતાની રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા સ્થાપી હતી. પાંચ વર્ષમાં તો એ ત્યાગવીરોએ પોતાની સંસ્થાને પ્રખ્યાત બનાવી અને પૂનાના જાહેર જીવનમાં પોતાની છાપ પાડી.

પરંતુ ગોખલે કંઈ આ કશાથી આકર્ષાઈને ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં શિક્ષક રહ્યા નહોતા. સંસ્થાના પ્રસિદ્ધ ચાલકોમાંના કોઈને તે ઓળખતા નહોતા. પૂનાના કે હિંદુસ્તાનના જાહેર જીવનમાં કોણ ખેલી રહ્યા છે, સ્વરાજ્ય માટે અને સંસારસુધારા માટે શી શી પ્રવૃત્તિઓ ચાલી રહી છે એમાં હજુ એમને રસ પેદા થયો નહોતો. પોતે આ રાષ્ટ્રીય શાળામાં જોડાયા તે જ વર્ષે મુંબઈમાં કેટલાક દેશભક્તોએ રાષ્ટ્રીય મહાસભા સ્થાપન કરી એની તો તેમને ખબર જ ક્યાંથી હોય? એ મહાસભાના મૂળ સ્તંભો સમાન નેતાઓમાંના અન્ય પ્રાંતના નેતાઓનાં તો એમણે નામ પણ ભાગ્યે જ સાંભળ્યાં હશે; પણ પૂનાના જ એક મહાન નેતા, જેમની છાપ મહારાષ્ટ્રની એકેએક જાહેર પ્રવૃત્તિમાં હોય જ, જેમના નામથી પૂનાનું નાનું બાળક પણ અજાણ ન હોવું જોઈએ, અને જેમના તે પોતે થોડા સમય પછી જિંદગીભરના શિષ્ય થઈ રહેવાના હતા, એવા મહાદેવ ગોવિંદ રાનડેને પણ એ ઓળખતા નહોતા!

એક વાર ન્યુ ઇંગ્લિશ સ્કૂલ તરફથી મેળાવડો હતો, અને તેમાં પૂનાના સજ્જનોને આમંત્રવામાં આવ્યા હતા. શાળાના શિક્ષકો તે પ્રસંગે સ્વયંસેવકો તરીકે વ્યવસ્થા જાળવવાનું કામ કરી રહ્યા હતા, અને ગોખલેને ભાગે દરવાજા પર ઊભા રહી આવનારાઓની આમંત્રણપત્રિકાઓ તપાસવાનું કામ આવ્યું હતું. ભોગજોગે રાનડેજી પોતાની પત્રિકા ઘેર વીસરી આવ્યા હતા.

દ્વારપાળ ગોખલે તેમને ઓળખે નહિ, એટલે એમણે તો તેમને નિયમ અનુસાર અટકાવ્યા! એવામાં કોઈ જવાબદાર સંચાલકનું ધ્યાન ખેંચાતાં તેમણે દોડી જઈ મહારાષ્ટ્રના એ પૂજ્ય પુરુષને ક્ષમાયાચનાપૂર્વક અંદર લીધા અને યોગ્ય સ્થાને બેસાડયા.

આમ ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં રહ્યા ત્યારે ગોખલે એક કોરી પાટી જેવા જ હતા. પરંતુ એ ગમે તેવા કોરા હોય છતાં એ સ્થળ જ એવું હતું કે ત્યાં લાંબો વખત અલિપ્ત રહેવું એ સંભવિત નહોતું. કારણ કે આ સંસ્થા પૂનાના જાહેર જીવનના અખાડા સમી હતી, તેના સંચાલકો અત્યંત આકર્ષક વ્યક્તિત્વવાળા હતા. તિલક અને આગરકરની તીણી નજરમાંથી પૂનાનો કોઈ પણ હોનહાર તરુણ છટકવા પામતો નહિ, તો પછી તેમની જ વચમાં આવી પડેલ આ તરુણ તો કેમ જ છટકી શકે? તેઓએ જોયું કે ગોખલે પોતાના કામમાં અત્યંત નિયમિત છે, પોતાના ચોવીસે કલાક તે કામથી ભરેલા રાખે છે. બપોરે આરામનો અરધો કલાક મળે તેમાં પણ તે બીજાઓની જેમ કાંઈ ઝોકું ખાતા નથી કે ગપ્પાં મારતા બેસતા નથી; પણ કાં તો કંઈક વાંચવા લાગે છે, અથવા છેવટે પુસ્તકાલયમાં જઈ પુસ્તકો ગોઠવવાનું કે એવું કંઈ પણ મહેનતનું કામ શોધી કાઢે છે. વળી મોટેરાઓ માટે તેમના મનમાં સ્વભાવસિદ્ધ પૂજ્યબુદ્ધિ હોવાથી તેમના વર્તનમાં હંમેશાં આજ્ઞાધારકતા અને આદર જોવામાં આવતાં, અને તે ગુણોને લીધે પણ એમને સંસ્થામાં સર્વના પ્રેમપાત્ર થતાં વાર લાગી નહિ. ગોખલે સામાન્ય રીતે શરમાળ હતા, તોપણ તેમનાં મધુર કંઠ અને તીવ્ર સ્મરણશક્તિ ઢાંકયાં રહી શકે તેમ નહોતાં. આ રાષ્ટ્રીય શાળાના ચાલકોએ જોઈ લીધું કે જો ઉત્તેજન આપી ખીલવવામાં આવે તો આ નવયુવકની પાસે ઉત્તમ વક્તૃત્વકળાનો ભરપૂર મસાલો પડેલો છે.

ધીરે ધીરે તિલકે તેમના ઉપર ભૂરકી નાખવા માંડી. એમને સંસ્થાના આજીવન સભ્ય થવા તે હર પ્રસંગે આગ્રહ કરવા લાગ્યા. ગોખલેનું મૂળ વલણ જુદું હોવા છતાં દિવસે દિવસે તે પલળતા ગયા. છેવટે પૈસાનો મોહ તેમના મનમાંથી ઊડી ગયો. દુઃખિયા ભાઈને પૈસા રળી આપી સુખી કરવાનો મોહ પણ ઊડવા

લાગ્યો. ભારતમાતાના સ્વરાજ્ય ખાતર કુટુંબસુખનો ત્યાગ કરવાની તેમની તૈયારી વધવા લાગી. આજીવન સભ્ય થવું એટલે જિંદગીનાં વીસ આશાભર્યાં વર્ષો માસિક ૩૫ રૂપિયાના વેતન ઉપર વહન કરવાં. ગોખલેને લાંબા મન્થન પછી આ પગલું ભરવાની હિંમત આવી. હવે આડું એક જ વિઘ્ન રહ્યું હતું. ઉપકારી મોટાભાઈની સમક્ષ જઈ રજા માગવાની હિંમત તેમનાથી થઈ શકે તેમ નહોતું. આગ્રહી મિત્રો બોલી ઊઠ્યા, "એ અમારું કામ. મોટાભાઈની રજા અમારે મેળવી આપવી."

ગોવિંદરાવ ગોખલે જેવા ઉદાર દિલના માણસ પાસેથી રજા મેળવવી એ પૂનાના આ લોકપ્રિય સેવકો માટે જરા પણ મુશ્કેલ નહોતું. આખરે મોટાભાઈની રજા આવી અને ગોખલેએ પ્રતિજ્ઞા-પત્ર ઉપર સહી મૂકી. તે ક્ષણે તેમણે હૃદયનું સમસ્ત બળ ભેગું કરી પોતાના મનમાં સેવેલી આશાઓને તિલાંજલિ આપી અને એક નિકટના મિત્ર પાસે ગંભીર નિઃશ્વાસપૂર્વક આવું વચન કહ્યું: "તું તો, ભાઈ, ગાડીઘોડે ફરશે; અને આપણે હવે આખું જીવન પગ ઘસડતા ચાલશું. ચાલો એ પણ ઠીક છે!"

# એક ઉપર બીજી

ન્યુ ઇંગ્લિશ સ્કૂલના દેશભક્ત કાર્યકર્તાઓ ગોખલે ઉપર પોતાની અસર પાડવામાં સફળ થયા ખરા, પરંતુ તેમ કરતાં તેમને બે ત્રણ વર્ષ લાગ્યાં. આ અસર ગોખલે વહેલી ઝીલી શકયા હોત તો તેમના જીવનની એક ખેદજનક ઘટના કદાચ અટકી ગઈ હોત.

ગોખલે બી. એ. પાસ કરી ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં દાખલ થયા અને ત્રણ દિશાઓમાંથી પૈસો કમાઈ મોટાભાઈને રાજી કરવા લાગ્યા, તેથી ભાઈભાભીને મોહ ઉત્પન્ન થયો. તેઓ વિચારવા લાગ્યાં: "અમારા ગોપાળનું લગ્ન નાનપણમાં થયું છે; પણ સ્ત્રી સદા માંદલી રહેનારી નસીબે મળી હોવાથી તે લગ્નજીવનનું કશું જ સુખ ભોગવી શક્યો નથી. આ સ્ત્રી ભવિષ્યમાં કોઈ દિવસ સાજી થાય અને પતિનો સંસાર સુખી કરે એવો સંભવ પણ નથી, ત્યારે શા માટે ગોપાળને બીજી ન કરાવવી?"

એ જમાનો આપણી જડતાનો હતો, અને સ્ત્રીજાતિ પ્રત્યેની ન્યાયબુદ્ધિ ઝંખવાઈ ગયેલી હતી. એક સ્ત્રી ન ફાવે તો જીવતી ઉપર બીજી કરવામાં હિંદુઓને બહુ શરમ ન આવતી. રાનડે

જેવા સંસારસુધારકોને લીધે આ જડતા નીકળવા લાગી હતી. અને ગોખલે જાહેર જીવનથી ગમે તેટલા નિરાળા રહેવા છતાં સુધારાના પવનથી છેક અસ્પૃષ્ટ હોય એ બનવાજોગ નહોતું. ખરું જોતાં તેમણે જાહેર જીવનમાં ઠીક ઠીક ખેંચાવા માંડયું હતું. ડેક્કન એજ્યુકેશન સોસાયટીના તે ગયા જ વર્ષમાં આજીવન સભ્ય થઈ ચૂકયા હતા. તે 'મરાઠા' પત્રમાં લેખો પણ લખતા, અને રાજદ્વારી વિષય ઉપર કોલ્હાપુરમાં જઈ ભાષણ કર્યાનો પણ પ્રસંગ બન્યો હતો. વળી આ જ તે યાદગાર વર્ષ હતું જેમાં તે રાનડેને પ્રથમ મળ્યા. તેથી ભાઈ ભાભીની દરખાસ્તને તે વગર વિરોધે વશ થયા હોય એ માનવું મુશ્કેલ છે.

ભાભીએ બીજી સ્ત્રી પરણવાની વાત પ્રથમ કાઢી ત્યારે તો ગોપાળરાવ આવી વિચિત્ર વાત સાંભળી ઊઠી જ ગયા. પણ ભાભી દિયરનો સંકોચશીલ સ્વભાવ ઓળખતાં હતાં. તેથી એમણે કળે કળે કામ લેવા માંડયું. પછી તો મોટાભાઈ પોતે પણ દબાણ કરવા લાગ્યા. ગોપાળરાવને હવે મૂંઝવણનો પાર નહોતો. શરમને લીધે, માનને લીધે, મોટાભાઈ સાથે કદી તે ગંભીર ચર્ચામાં ઊતર્યા નહોતા અને આવી લગ્ન જેવી બાબતમાં ચર્ચા કરતાં વિશેષ શરમ થતી હતી. "જવા દેને અણ્ણા, એ કદી સાજી નહિ જ થાય એમ શા માટે માની લેવું?" આવો કંઈક જવાબ આપી તે ઊઠી જતા, અને વાત ટાળતા. છેવટે મોટાભાઈએ વિશ્વાસુ દાક્તર પાસે કહેવડાવ્યું કે આ બાઈનો રોગ અસાધ્ય છે, અને મટવાનો સંભવ બિલકુલ નથી. તે સાથે ભાભીએ બીમાર બાઈ પાસે કહેવડાવ્યું કે "બીજી કરો એમાં હું રાજી છું, મને જરાયે ખોટું લાગવાનું નથી." હવે ગોપાળરાવ પાસે છટકવાની બારી રહી નહિ. લૂલી ઢીલી દલીલોથી બચાય એમ હતું જ નહિ. ધર્મને મજબૂત આધાર પકડે તો જ બચી શકાય તેમ હતું. સંસારસુખ ગમે તે ભોગે મેળવવું એ કંઈ ધર્મ નહોતો. સ્ત્રી માંદી મળી, તો આજીવન તેની સેવા કરવી એ પતિ માટે ધર્મ હતો. પરંતુ ગોપાળરાવમાં શરમ છોડીને આ કહેવાની હિંમત ન આવી. પોતાની માતા તેમ જ કાકા અંતાજી પંતના દબાણે પણ આમાં ઓછો ભાગ ભજવ્યો નહોતો. પરિણામે થોડા જ માસમાં બાઈ

ભાભીના પ્રયત્ન સફળ થયા. તેઓ ગોપાળરાવને એક ઉપર બીજી પરણાવી સુખી થયાં (સને ૧૮૮૭).

પણ ગોપાળરાવ પોતે કેટલા સુખી થયા?

આ બીજાં પત્નીએ તેમનું ગૃહસ્થજીવન તો સારી રીતે સુખમય કર્યું. પરંતુ સાવિત્રીબાઈનો પોતે દ્રોહ કર્યો છે એ વિચાર ગોખલેના હૃદયને આખી જિંદગી કોર્યા કરતો રહ્યો. વળી નજીકના જ ભવિષ્યમાં તે ગોપાળ ગણેશ આગરકર તથા મહાદેવ ગોવિંદ રાનડે જેવા સમર્થ સંસારસુધારકોની અસર નીચે આવ્યા અને પોતે વિચાર તેમ જ આચારમાં ચુસ્ત સુધારક થયા ત્યારે તેમનો પશ્ચાત્તાપ કેટલો વધી ગયો હશે એની કલ્પના આપણે ન કરી શકીએ. ગોખલે એક સંકોચશીલ શરમાળ તરુણમાંથી ઘણી ટૂંકી મુદતમાં હિંદી જાહેર જીવનના એક તેજસ્વી સિતારા નીવડ્યા. પોતાનાં વાણી, બુદ્ધિ અને હિંમતના બળે તેમણે દેશનાં ઘણાં ઘણાં કામ કર્યાં, પરંતુ સંસારસુધારાનો વિષય તેમને માટે સદા તાળાબંધ રહ્યો. તેમના ખાનગી જીવનમાંથી તેમણે રૂઢિનાં બંધનો તોડી નાખ્યાં હતાં, પરંતુ પોતાને અનધિકારી માની તેમણે જાહેરમાં આગેવાની કદી લીધી નહિ.

સાવિત્રીબાઈ પાંડુરોગથી ઘસાઈ ઘસાઈ આખરે સને ૧૮૯૯માં બીજીવારના લગ્ન પછી બાર વર્ષે પરલોકવાસી થયાં.

## ૧૦

# રાનડેને ચરણે

### ૧

ગોખલે દાખલ થયા ત્યારે ન્યુ પૂના સ્કૂલ કાઢ્યાને પાંચ વર્ષ થવા આવ્યાં હતાં. ડેક્કન એજ્યુકેશન સોસાયટીના સભ્યો કે જેઓ આ શાળા ચલાવતા હતા તેમની અંદરની ઇચ્છા તો પૂનામાં રાષ્ટ્રીય કૉલેજ ઊભી કરી મહારાષ્ટ્રના નવયુવકોને હાથમાં લેવાની હતી, અને તે ઇચ્છા પાર પાડવા તેઓ હવે અધીરા થયા હતા. ૧૮૮૫માં તેઓએ શાળા સાથે પ્રીવિયસનો વર્ગ જોડી પોતાની યોજનાનો આરંભ કર્યો, ત્યાર પછી ત્રણેક વર્ષમાં તેઓના તનતોડ પ્રયત્નથી તેમની સંસ્થા નાની શાળામાંથી સર્વાંગ-સંપૂર્ણ ફરગ્યૂસન કૉલેજ બની.

એક તરફથી સંસ્થા વેગથી ખીલી રહી હતી તેમ બીજી તરફથી ગોખલેનું જીવન પણ વિકસી રહ્યું હતું, પહેલાં બે વર્ષ તો તેમને કૉલેજના પ્રોફેસરનું કામ સોંપવામાં આવ્યું નહિ. તે નીચલા વર્ગોમાં જ અંગ્રેજી અને ગણિત શીખવ્યા કરતા. ગણિતશિક્ષક તરીકેના અનુભવને પરિણામે તેમણે એ વિષયનું એક સુંદર પાઠ્ય-પુસ્તક રચ્યું. તિલક જેવા ગણિતવેત્તાએ તેને વખાણી છપાવવાનું ઉત્તેજન આપ્યું. તે જ આપણું શાળાજગતમાં જાણીતું અને દર વર્ષે હજારો વિદ્યાર્થીઓના ભણવામાં આવતું "ગોખલે ગણિત".

કૉલેજના વર્ગો વધતા ગયા અને તેમાં મહારાષ્ટ્રના ઉત્તમોત્તમ વિદ્વાનો અધ્યાપકનું કાર્ય કરવા લાગ્યા. બે ત્રણ વર્ષમાં ગોખલેનું ઝવેરાત પ્રકાશી ચૂક્યું અને તેમની યોગ્યતા પ્રોફેસરના કામ માટે સ્વીકારાઈ. તેમણે પરિશ્રમપૂર્વક પોતાનું અંગ્રેજી કેળવ્યું હોવાથી તેમને પ્રીવિયસ વર્ગનું અંગ્રેજી લેવાનું સોંપવામાં આવ્યું. પાઠ્યપુસ્તક તરીકે એક લાંબો કાવ્યગ્રંથ હતો તે ગોખલેએ પોતાના સ્વભાવને અનુસરીને મોઢે કરી નાખ્યો. ભણાવતી વખતે પુસ્તક બિલકુલ હાથમાં રાખ્યા વિના લીટીઓ ઉપર લીટીઓ મધુર કંઠે ગાનાર આ નવા અધ્યાપકે કૉલેજમાં પોતાની ભાત પાડી.

શીખવવાના વિષય પાછળ જેટલાં શ્રમ, ખંત ગોખલે વાપરતા તેટલાં થોડા જ પ્રોફેસરો વાપરતા હોય છે. વિષયોની તૈયારી તરીકે પુસ્તકાલયોનાં પુસ્તકો ફેંદવાની ટેવ તો ઘણાને હોય છે, પણ ગોખલેની જેમ જાતમાહિતી માટે થોડા જ પ્રયત્ન કરતા હશે. ગોખલેને એક વર્ષે નેલ્સનચરિત્ર શીખવવાનું હતું. આ નૌકાસેનાપતિનું ચરિત્ર નૌકાયુદ્ધનાં, લશ્કરી વહાણોનાં અને સમુદ્રને લગતી ભૂગોળનાં વર્ણનોથી ભરપૂર હતું. તે જાતમાહિતીથી સમજવા માટે ગોખલે વખતોવખત મુંબઈના બંદર પર જઈ ત્યાં આગબોટોનું નિરીક્ષણ કરી આવતા અને એ પ્રત્યક્ષ જ્ઞાનનો લાભ વિદ્યાર્થીઓને આપતા.

આમ ગોખલેનો વિકાસ થયે જતો હતો. એક શરમાળ શિક્ષક હતા તે જ ત્રણ વર્ષની અંદર કૉલેજના અધ્યાપક માટે લાયક મનાયા. ત્રણ દિશાઓમાંથી ધન રળી ભાઈભોજાઈને રાજી કરવાં એ જ જેનું ધ્યેય હતું તે બે જ વર્ષના ગાળામાં ડેક્કન એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય થયા, એટલે કે આજીવન ગરીબાઈ અને સેવાનું વ્રત લઈને બેઠા. પણ એટલે સુધી ગયેલા ગોખલેએ જ શરમને વશ થઈ એક ઉપર બીજી પરણવાની નબળાઈ બતાવી એ પણ આપણે જોયું. તેથી આવી કાચી સ્થિતિમાં ગોખલેને મહાદેવ ગોવિંદ રાનડે જેવા સદ્‌ગુરુ મળી ગયા એ ખરેખર એક ઈશ્વરી યોગ હતો એમ જ કહેવું જોઈએ. આ યોગ કેવા સંજોગોમાં આવી મળ્યો તે હવે જોઈએ.

તિલક અને આગરકરની નજર ઘણી તીણી હતી. પોતાની આંખ સમક્ષ જ એક ઊછરતા યુવકના જીવનમાં ભારે વેગવાન પ્રગતિ થઈ રહી હતી એ તેમના લક્ષ બહાર કેમ રહી શકે? ગોખલે નમ્ર, વિનયી અને શરમાળ દેખાતા, પણ તેમનામાં મહાન નરનાં લક્ષણો હતાં એ જોનારાઓને તો જણાઈ ગયું હતું. ગોખલેની રહેણીકરણી બીજાઓથી વિલક્ષણ જ હતી.

દેશસેવાના વ્રતધારીઓ પણ કલાકોના કલાકો ટોળટપ્પાંમાં ગાળી નાખતા, ત્યારે ગોખલે કદી એ રીતે વખત બગાડતા નહિ. તે કંઈ ને કંઈ કામમાં જ મચ્યા હોય. બપોરના આરામના સમયમાં પણ કાં તો વર્ગની તૈયારીમાં હોય, અથવા હાથ ઉપર કશું કામ ન હોય તો છેવટે લાયબ્રેરીનાં પુસ્તકો ગોઠવવા લાગે. મોટા દેશસેવકો પણ પોતાની ટેવો સંબંધમાં ઘણી વાર શિથિલ જોવામાં આવે છે, 'એમાં શું થઈ ગયું?' એવી બેદરકારીની વૃત્તિ સેવી તેઓ પાન, સોપારી, બીડી જેવાં વ્યસનો બાંધી બેસે છે. ગોખલેએ પોતાના ઊગતા જીવનમાં ચાની આદતને માટે પણ સ્થાન રાખ્યું ન હતું. રૂઢિઓ સામે ગરમાગરમ ભાષણો કરનાર સંસાર-સુધારાના આગેવાનો પણ જ્ઞાતિઓથી ડરીને પોતાનાં ખાનગી જીવનમાં પંક્તિભેદ વગેરે રૂઢિઓ પાળી લેતા. પણ ગોખલે તો જેટલું માને તેટલું આચારમાં ઉતારે જ. ઉતારવા તેમને શ્રમ કરવો પડતો જ નહિ. બીજા લગ્નની બાબતમાં જો કે તે સામાજિક દબાણ સામે પૂરું બળ ન બતાવી શક્યા એ જુદી વસ્તુ છે, પરંતુ પોતાના નિત્ય જીવનમાં ગોખલે સત્યાગ્રહી પ્રકૃતિના હતા.

ગોપાળ ગણેશ આગરકર ઉપર ગોખલેના આવા જીવનની ઊંડી છાપ પડી. તે પોતે સંસારસુધારાના મોટા આગ્રહી હતા, અને ગોખલે જેટલું માને છે તેટલું તરત પાળે છે એમ જોઈ તે ઘણા જ પ્રસન્ન થયા હતા. ગોખલેના તેજસ્વી વિચારો, તેમનો ઉત્સાહી સ્વભાવ એમના હૃદયમાં વસી ગયાં હતાં. ચર્ચાઓમાં અને કૉલેજનાં વ્યાખ્યાનોમાં તેમણે તેમ જ બીજાઓએ ક્યારનું જોઈ લીધું હતું કે ગોખલેને અત્યંત મધુર વક્તૃત્વશક્તિ અને મોહક વિવાદશક્તિની કુદરતી બક્ષિસ છે. સુંદર સુંદર સાહિત્ય મુખપાઠ કરવાનો શોખ કેળવીને ગોખલેએ પોતાની એ

શક્તિને ખૂબ કેળવી હતી. એક ધન્ય પળે ગોખલેને જોઈને આગરકરની આંખ ઠરી, અને તેમના મનમાં વિચાર આવ્યો: મહારાષ્ટ્રના અજોડ નેતા મહાદેવ ગોવિંદ રાનડેના હાથ નીચે આ યુવકને કેળવણી મળે તો તે ખરેખરી ઊગી નીકળે. સમય સાધી તેમણે રાનડેને મળીને ગોખલેની ભલામણ કરી. એ મહાપુરુષ ઊગતા યુવકોના મોટા સંગ્રાહક હતા, અને સૌને તેને તેને યોગ્ય કાર્યો સોંપી ઘડવામાં ભારે કુશળ હતા. તેમણે આગરકરની ભલામણ ધ્યાનમાં રાખી અને પોતાના મિત્ર શિવરામ હરિ સાઠેને ગોખલેને મળી તેના વિચારો જાણી લેવાનું સોંપ્યું. તે પ્રમાણે તપાસ કરતાં સાઠેને સંતોષ થયો. તેમણે એક દિવસ ગોખલેને રાનડેજી સમક્ષ હાજર કર્યા અને કહ્યું: "આપને માટે આ સર્વોત્તમ કાચો મસાલો છે."

તે દિવસથી ગોખલેએ રાનડેનાં ચરણ સહાયાં તે જિંદગીના છેડા સુધી છોડયાં નહિ. ત્યાર પછી તો ગોખલે સામાન્ય શિક્ષકમાંથી વધીને એક સમર્થ દેશનેતા બન્યા. પરંતુ જેમ જેમ પોતે મોટા થતા ગયા તેમ તેમ એમને પોતાના ગુરુ વધારે મોટા, વધારે અદ્‌ભુત ભાસતા ગયા.

પોતાને યોગ્ય કાળે યોગ્ય ગુરુનો ભેટો કરાવી આપનાર તરીકે ગોખલે સદા આગરકર તેમ જ આબ્બા સાહેબ સાઠેને પોતાના મહાન ઉપકારીઓ માનતા. વર્ષો પછી ગોખલે પોતે અનેક શિષ્યોના ગુરુ થયા અને એમણે પોતાના પ્રખ્યાત ભારત સેવક સમાજની સ્થાપના કરી ત્યારે તેમણે આ ઉપકાર યાદ કર્યો. તે વખતે આગરકર હયાત નહોતા, પણ આબ્બા સાહેબ સાઠે સદ્‌ભાગ્યે જીવંત હતા. ગોખલેએ એ પરમ ઉપકારી વૃદ્ધને ખાસ બોલાવી તેમના પવિત્ર હસ્તે પોતાની સંસ્થાનું ખાતમુહૂર્ત કરાવ્યું.

## ૨

મહાદેવ ગોવિંદ રાનડે પૂનામાં ન્યાયાધીશની નોકરી કરતા, અને નોકરી બહારનો બધો સમય પૂનાના જાહેર જીવનને દોરવણી આપવામાં ગાળતા. સરકારી નોકરી અને લોકસેવા એ બે કામ સાથે કરવાં કેમ શકય થયાં હશે એનું આ જમાનામાં આપણને

આશ્ચર્ય લાગે છે. પણ રાનડે તે પૂર્ણ માનભરી રીતે કરી શકતા. રાનડે પોતાની મર્યાદા સંભાળવામાં અત્યંત ઝીણવટ રાખતા. નવી સ્થાપન થયેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાના સંસ્થાપકોમાંના તેઓ એક હતા અને વર્ષોવર્ષ તેમાં હાજરી આપતા, એટલું જ નહિ પણ તેની વિષયવિચારિણીમાં પણ દોરવણી આપતા. પરંતુ પોતાની મર્યાદાનું પાલન કરી તેઓ જાહેરમાં તો એક પ્રેક્ષક તરીકે જ રહેતા. એમ સૂક્ષ્મતાથી મર્યાદા પાળવા છતાં પૂનાના તેજસ્વી યુવકોના એ સાથી અને આગેવાન હતા, એ કારણે તેમને સીધાં તેમ જ આડકતરાં સરકારી ખફામરજી અને અપમાન ભોગવવાં પડતાં. તે ગળી જવા જેટલું તેમનું મન મોટું હતું. ડરીને જાહેર કાર્યનો ત્યાગ તેમણે કદી કર્યો નહોતો.

ઉગ્ર વિચારોવાળા ગોખલેને ગુરુનો આવો મર્યાદાધર્મ પચાવતાં શરૂઆતમાં મહેનત પડી. પરંતુ ગુરુની પ્રતિભા એવી વિશાળ હતી અને શિષ્યની ભક્તિ એવી ઊંડી હતી કે એમની વચ્ચે ટીકાવૃત્તિ કદી જન્મી જ નહિ. પણ બન્નેની વચ્ચે કશાથી ન છૂટે એવી દૃઢ ગાંઠ બંધાઈ.

ગુરુએ શિષ્યના ઉત્સાહને અભ્યાસના શ્રમભર્યા માર્ગમાં વાળ્યો. રાનડે માનતા કે અંગ્રેજોનું રાજ્ય અનેક દુઃખોનું મૂળ છે એ ખરું, પણ તે તેની સામે ફૂંફાડા મારવાથી ખસવાનું નથી. તેમનો દૃઢ અભિપ્રાય હતો કે આ બળવાન રાજ્ય સામે સીધી લડાઈ કરી તેને ટાળવું શક્ય નથી, પણ જો તેના તંત્રના પૂરા માહિતગાર થઈ સતત હથોડા મારતા રહીએ તો તેને ધીરે ધીરે સુધારવું અશક્ય નથી. આવી સમજથી રાજદ્વારી વિષયોનાં ચર્ચા અને અભ્યાસને ઉત્તેજના આપવા રાનડેએ પૂનામાં 'સાર્વજનિક સભા' નામની સંસ્થા કાઢી હતી. પૂનાના ઉત્તમોત્તમ પુરુષો આ સભામાં ભાગ લેતા. ડેક્કન એજ્યુકેશન સોસાયટીવાળા તિલક, આગરકર જેવાઓ પણ તેમાં ભળ્યા હતા. રાનડેએ હવે આ સાર્વજનિક સભાને ગોખલે માટેની શાળા બનાવી.

પ્રાન્તના અને સમસ્ત દેશના જીવતા પ્રશ્નો આ સભા તરત હાથમાં લેતી. મહારાષ્ટ્રના નવલોહિયા તરુણોની તીક્ષ્ણ બુદ્ધિ મેદાનમાં ઊતરે ત્યાં ચર્ચા કેવી ગરમાગરમ થતી હશે એ કલ્પી જ લેવું રહ્યું.

પરંતુ રાનડેના વ્યક્તિત્વનો પ્રભાવ અતિ મોટો હોવાથી તરુણો છેવટે કાબૂમાં રહેતા, અને સભાના ઠરાવો હમેશાં વિવેક અને શાણપણ ભરેલા થતા, અને સભાનું વજન દેશજનો સમક્ષ તેમ જ સરકાર સમક્ષ જળવાતું. આ સભાના કોઈ પણ બાબત ઉપર ઠરાવ આવે ત્યારે સરકાર તે ઉપર ધ્યાનથી વિચાર કરતી, અને કોઈ વાર માગણી પ્રમાણે વર્તતી પણ ખરી.

સાર્વજનિક સભાની ચર્ચાઓમાંથી જ રાનડેએ જોયું કે તરુણોની દલીલોમાં ઉત્સાહ હોય છે પણ હકીકતનું બળ હોતું નથી. રાજતંત્રનાં અંગઉપાંગોથી પૂરા માહિતગાર થયા વિના ખાલી ઉત્સાહથી સરકારને માત ન કરી શકાય. રાનડે પોતે એવા અભ્યાસી હતા. પણ પોતાને નોકરીને લીધે સમયની તાણ રહેતી, તેથી કેટલોક અભ્યાસ તે શિષ્યમંડળ પાસે કરાવી લેતા.

હવે ગોખલે આવી મળતાં તેમણે એમને આ પ્રકારની તાલીમ આપવા માંડી. રાજ્યબંધારણ, જમીનમહેસૂલ, નાણાંપ્રકરણ વગેરે વિષયોનો અભ્યાસ કરવાની તેમણે એમને પ્રેરણા આપી. તે માટે મુખ્ય સાહિત્ય વર્ષોવર્ષ પ્રસિદ્ધ થતા સરકારી રિપોર્ટો હતા. જે કોઈ પ્રશ્નની ચર્ચા નીકળવાની હોય તે સંબંધી માહિતી એકત્ર કરી લાવવાનું કામ તે ગોખલેને સોંપતા અને તે માટે ક્યાં ક્યાં શોધખોળ કરવી વગેરે સૂચનાઓ આપતા. રાનડેના એક મિત્ર જી. વી. જોષી એમના મંડળમાં આંકડાઓના એક અઠંગ અભ્યાસી હતા. તે હતા તો એક હાઈસ્કૂલના હેડમાસ્તર. મંડળ બહાર તેમને કોઈ જાણતું નહિ, કારણ કે પોતાના અભ્યાસનું ફળ પોતાને નામે તે કદી બહાર ન પાડતા. ક્યારેક 'જે' એવા તખલ્લુસથી તે પ્રસંગોચિત લેખો લખતા, અને તેમાંના ભારદસ્ત આંકડાઓથી તેમના મિત્રો કોનો લેખ છે તે સમજી જતા. રાનડે આદિને જ્યારે જ્યારે અગત્યના આંકડાઓની જરૂર પડતી ત્યારે તેઓ જોષીબુવાનું શરણ શોધતા, અને તેમની નોંધપોથીઓમાંથી તેમને જોઈતી વસ્તુ અચૂક મળી જતી. આ અનુભવી આંકડાશાસ્ત્રી સાથે રાનડેએ નવા અભ્યાસી ગોપાળરાવનું જોડાણ કરી આપ્યું.

ગણિતરસિક ગોખલે થોડા જ વખતમાં નીરસ આંકડાઓનાં સૂકાં પાનાઓમાં જોષીજીની માફક રસપૂર્વક ડૂબકી મારતા થયા

અને તેમની માફક તે પણ એ આંકડાઓમાંથી નવો જ પ્રકાશ પાડનારા સ્વતંત્ર કોઠાઓ રચવા લાગ્યા. ગોખલેમાં વિશેષતા એ હતી કે પોતાના આંકડાઓનો જાહેર ઉપયોગ કરવાની કળા પણ તેમનામાં હતી. સમય આવ્યે યોગ્ય કાળે તે યોગ્ય આંકડાઓની ગોળી મારી જાણતા. જેમ જેમ તે ઘડાતા ગયા તેમ તેમ તેઓ માહિતીઓના ભંડાર બન્યા. સરકારી મંત્રીઓ કરતાં પણ ઘણી વાર એમની માહિતી વધારે ચોકસ રહેતી.

યોગ્ય કાળે યોગ્ય હકીકત વાપરવાની કળા તેમણે સુંદર પ્રકારે સિદ્ધ કરી. પરંતુ આ કળા એક દિવસમાં સિદ્ધ થઈ નહોતી. મહિનાઓ અને વર્ષોના પરિશ્રમનું એ ફળ હતું. ગુરુ પોતે કામ કરવામાં કડક હતા, અને શિષ્ય પાસે કામ લેવામાં દયા-માયા રાખે એવા નહોતા. અમુક દિવસમાં અમુક કામ કરી લાવવાનું સોંપ્યું એટલે તે બરાબર સમય પર હાજર થવું જ જોઈએ. જેવો ગુરુનો આગ્રહ હતો તેવી જ શિષ્યની ખંત હતી. રાતની રાત બેસીને તે રિપોર્ટોના આંકડાઓ ગણતા અને ધારેલું કામ સમાપ્ત કરીને જ ઊઠતા.

આવી રીતે અભ્યાસ કરી ચોકસ પ્રશ્નો ઉપર વર્તમાનપત્રો માટે લેખ લખવાનું અથવા ભાષણ તૈયાર કરવાનું ગોખલેને સોંપવામાં આવતું. અલબત્ત, પ્રસિદ્ધ કરતાં પહેલાં રાનડેને બતાવવાનું હોય જ. ગોખલે પોતાની જિંદગીમાં આ રીતે સૌથી પ્રથમ તૈયાર કરેલું લખાણ લઈને ગુરુ સમક્ષ ઊભા રહ્યા હશે ત્યારે તેમનું હૃદય આશાથી કેવું ધબકતું હશે? અને જ્યારે ગુરુએ 'ચાલશે' કહી તે પસાર કર્યું હશે ત્યારે તેમનો ઉત્સાહ કેટલો વધ્યો હશે?

રાનડેનો 'ચાલશે' શબ્દ ધન્યવાદના ઢગલાઓ કરતાં પણ વધારે કીમતી હતો. એ ગંભીર પુરુષના ચહેરા ઉપર આનંદ અગર શોક એમાંથી એક પણ લાગણી ઊભરો ચઢાવી શકતી નહિ. પસંદ પડે તો 'ચાલશે' કહી છાપવા મોકલે, પસંદ ન પડે તો ટીકા કે ઠપકા વિના સુધારી આપે. કોઈ વાર આખું જ નવેસરથી લખી આપે. કોઈ વાર ગોખલેનું લખાણ સીધું કચરાની ટોપલીને સ્વાધીન કરી ફરી વાર લખી લાવવા આપે. એવા પણ પ્રસંગો બન્યા છે કે ગોખલેનું લખેલું એક વાર નાપાસ થાય ને એ બીજી વાર લખી

લાવે, બીજી વાર પણ નાપાસ થાય ને ખંતથી ત્રીજો પ્રયત્ન કરે. એમ જરા પણ નિરાશ થયા વગર ગોખલેએ ઉપરાઉપરી ચાર ચાર –પાંચ પાંચ પ્રયત્નો કર્યા છે.

ગોખલેનાં શરૂઆતનાં લખાણોમાં ભાષાની ઉગ્રતા પુષ્કળ આવતી. જે વિનીતવાદના નેતા તરીકે તે પ્રખ્યાત થયા છે, તે તેમનામાં હજુ ખીલ્યો ન હતો. રાનડે ભાષાની નકામી ઉગ્રતા છેકી કાઢતા અને વખતોવખત શીખવતા કે, "જોમ તમારા વિચારોમાં આણો, ભાષામાં નહિ."

થોડા જ વખતમાં ગોખલેએ ગુરુના હૃદયમાં કાયમનું સ્થાન પ્રાપ્ત કર્યું. રાનડેએ પોતાના પ્રેમ અને વિશ્વાસની નિશાનીરૂપે એમને વધારે ને વધારે જવાબદારીનાં કામ સોંપવા માંડ્યાં. સાર્વજનિક સભાના મંત્રીના માનભર્યા પદ પર તેમને ચૂંટવામાં આવ્યા. સામાન્ય લેખો લખાવતા તેને ઠેકાણે હવે સભા તરફથી સરકાર ઉપર મોકલવાના ગંભીર પત્રો ઘડવાનું પણ આ નવા મંત્રીને સોંપવા માંડ્યું.

સાર્વજનિક સભાનું એક ત્રૈમાસિક મુખપત્ર હતું. તેના તંત્રી તરીકે પણ ગોખલેનું નામ મૂકવામાં આવ્યું. આમ કરવામાં ગોખલેને તંત્રીપદની તાલીમ આપવા ઉપરાંત રાનડેનો બીજો પણ ઉદ્દેશ હતો. ગોખલે વિષે તેમને કેવળ શિષ્યભાવ જ નહોતો પણ પુત્ર-ભાવ પણ બંધાવા લાગ્યો હતો. પિતાની માયાભરી દૃષ્ટિથી તે તેમના પ્રત્યે જોતા, અને તેમનું ઘર કેમ નભે છે એની પણ ચિંતા રાખતા. તેમણે જોયું કે ગોખલે જ્યારથી ડેક્કન એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય થયા ત્યારથી તેમણે સોસાયટી તરફથી મળતા રૂ. ૩૫ના વેતન ઉપરાંતની પોતાની બીજી બધી કમાણીનો ત્યાગ કર્યો હતો. રાનડેની ઇચ્છા હતી કે એમને કંઈક વિશેષ આર્થિક ટેકો આપવો. સાર્વજનિક સભા પાસે પોતાના ત્રૈમાસિકના તંત્રીને રૂ. ૪૦નું માસિક વેતન આપવાનું સાધન હોવાથી તે લેવામાં ગોખલેને વાંધો ન હોઈ શકે એમ ધારી તેમણે એમને વેતન લેવા સમજાવ્યા. પરંતુ ગોખલેની ધર્મબુદ્ધિ સૂક્ષ્મ હતી. તેમણે ગુરુની ક્ષમા માગી અને પ્રેમને વશ થઈ પોતાને સોસાયટી સમક્ષ કરેલી પ્રતિજ્ઞાથી ન ચળાવવા વિનંતિ કરી.

ગોખલેનો આ નિશ્ચય સાંભળી તેમના એક કુટુંબીને એટલો બધો લાગણીનો ઊભરો થઈ આવ્યો કે તે ખાસ એમને ધન્યવાદ આપવા તેમની પાસે આવ્યા અને કહ્યું: "ગોપાળરાવ! ધન્ય છે તમને કે આટલી કુમળી વયમાં પણ તમે માતૃભૂમિને અર્થે આવી બલિદાન-ભાવના બતાવી શકો છો. પ્રભુ તમારી સહાયતા કરો!"

આવા ધર્મનિષ્ઠ શિષ્ય પ્રત્યે રાનડેનું મમત્વ દિનપ્રતિદિન વધતું જાય એમાં શું આશ્ચર્ય?

પરંતુ મમત્વને કારણે શિસ્ત કે સમયપાલનનો ભંગ તે હરગિજ ચલાવી ન લેતા. ગોખલે માટે નિયમ હતો કે જે કંઈ કામ સોંપવામાં આવ્યું હોય તે લઈ દર બુધવારે રાનડેને મળવું. બુધવારનો સૂર્ય ચૂકે નહિ તેમ જ બુધવારનું ગુરુશિષ્યનું મિલન પણ ચૂકવું ન જોઇએ. એક વખત શરીરની સ્વસ્થતા ન હોવાથી ગોખલે પોતાનો બુધવાર ચૂક્યા. રાનડેને એટલું પણ ખમ્યું નહિ. તેમણે ટકોર કરી: "અરે બાબા! ગયેલી સ્વસ્થતા તો દવા લીધે પાછી આવે છે પણ ગયેલો બુધવાર કદી પાછો ફરવાનો નથી."

# જાહેર જીવનના વહેણમાં

વાડને આધારે વેલો ચઢે તેમ રાનડેના આધારે ગોખલેને જાહેર જીવન ઉપર ચઢવાને વાર લાગી નહિ. રાનડેએ ઇરાદાપૂર્વક એમને આંગળી ઝાલીને રાજકારણના કંટકિત ક્ષેત્રમાં દોર્યા. જોતજોતામાં, માની ન શકાય એટલાં ટૂંકાં વર્ષોમાં, ગોખલે હિંદુસ્તાનના આકાશમાં એક જાણીતા નક્ષત્ર બની પ્રકાશતા થયા.

૨૨ વર્ષની કાચી ઉંમરે પૂનાની સાર્વજનિક સભા જેવી પ્રતિષ્ઠિત સભાનું મંત્રીપદ એ જેવી તેવી શરૂઆત નહોતી. રાનડેએ એમને પહેલા જ વર્ષમાં એ પદ આપ્યું. બીજે વર્ષે તે રાનડેની સાથે સાથે મુંબઈમાં ભરાયેલી પાંચમી રાષ્ટ્રીય મહાસભામાં ગયા. તે વખતના નેતાઓ ગોખલે જેવા ઊગતા જુવાનોની હાજરીથી ખુશી થયા હોય એમ જણાય છે, કારણ કે તેઓએ એમની પાસે કંઈક હળવા ઠરાવો ઉપર ભાષણો કરાવી એમનો ઉત્સાહ વધારવાનો પ્રયત્ન કર્યો હતો. બાળ ગંગાધર તિલકને પણ આ જ મહાસભામાં પહેલી વાર ભાષણ કરવાની તક મળી. તેમણે ઠરાવ મૂક્યો અને ગોખલેને તેના ટેકામાં બોલવા ઊભા કરવામાં આવ્યા.

આ પહેલા વર્ષમાં ગોખલેને સરકારી નોકરીમાં હિંદીઓને પૂરતો ભાગ મળવા બાબતના ઠરાવ ઉપર અનુમોદન આપવાની તક પણ મળી, અને તેમણે આ મતલબનું ભાષણ કર્યું:—

"હિંદુસ્તાનના કોઈ પણ વતનીને સરકારી નોકરીમાં પહેલું સ્થાન આપવા બાબતમાં જાતિ, ધર્મ કે વર્ણનો કશો જ ભેદ રાખવામાં આવશે નહિ, એવું વચન અપાયાને છપ્પન વર્ષ આવ્યાં અને ગયાં. ઇંગ્લંડ અનેક દેશોની જોડે સંબંધમાં આવ્યું, તેમાં આટલી ઉચ્ચ અને ઉદાર વલણ તેણે બીજા કોઈ દેશ પ્રત્યે દર્શાવી નથી. એ ઉદાત્ત કોલનો ૧૮૫૮ના ઢંઢેરામાં એનાથી પણ મજબૂત શબ્દોમાં પુનરુચ્ચાર કરવામાં આવ્યો હતો. એ ૧૮૩૩ના ધારાની તેમ જ ૧૮૫૮ના ઢંઢેરાની ભાષા એટલી બધી સ્પષ્ટ છે કે જે કોઈ તેમાં વચન આપેલા હકોથી આપણને વંચિત રાખવાનો પ્રયત્ન કરે છે, તેઓએ દંભી અને હિન્દદ્રોહીના કડવા નામ માટે તૈયાર રહેવું પડશે. તેમણે કબૂલ કરવું જ પડશે કે કાં તો એ કોલ આપ્યા તે વખતે ઇંગ્લંડના પેટમાં પાપ હતું, અથવા તો ઇંગ્લંડ વચન આપીને હવે તેનો ભંગ કરવા માગે છે.

"સજ્જનો! તમે જાણતા હશો કે ઇંગ્લંડના એક ન્યાયાધિકારી, જે હવે નામચીન થઈ ગયા છે, અથવા કહો કે બદનામ થયા છે, તેણે આ બીજી સ્થિતિ ધારણ કરી છે. તેણે તો લાજ છોડીને એવો ભયંકર સિદ્ધાન્ત જાહેર કરી દીધો છે કે ૧૮૫૮નો ઢંઢેરો એ એક ગંભીર વસ્તુ તરીકે મૂળથી જ કલ્પેલો નહોતો. પરંતુ મને આશા છે કે એના જેવા બહુ અંગ્રેજો નહિ જ હોય. હું તમને પૂછું છું કે, શું આ ૧૮૩૩ અને ૧૮૫૮ના ઉદાત્ત કોલના જોર ઉપર આપણે એમ કહેવાને હકદાર નથી કે આપણા અંગ્રેજ રાજ્યકર્તાઓ એ વચનોનું વધારે ને વધારે પ્રમાણમાં પાલન કરતા રહે એવી તો આપણે તેમની પાસે અપેક્ષા રાખીએ જ છીએ?"

ત્યારથી ગોખલે પોતાના ગુરુ સાથે દરેકેદરેક મહાસભામાં જવા લાગ્યા, અને વધારે ને વધારે મહત્ત્વના વિષયો તેમના હાથમાં સોંપાવા લાગ્યા.

બીજે જ વર્ષે કલકત્તાની મહાસભામાં ગોખલેને નિમકવેરા સામે પોકાર ઉઠાવનાર ઠરાવને ટેકો આપવાનું સોંપાયું. તેમને ભાગે દસ જ મિનિટ મળવાની હતી, પણ ગોખલે એ વિષયનો અભ્યાસ કરી તૈયાર થઈને આવ્યા હતા, અને એટલા ટૂંકા સમયમાં પણ તે ફિરોજશા મહેતા જેવા આગેવાનનું ધ્યાન ખેંચવા

શક્તિમાન થયા. આ ટેકાના પ્રસંગથી ગોખલેને નિમકવેરા સાથે જે ગાંઠ પડી તે જીવનભર જડાઈ રહી. ગોખલેના પ્રહારોને જ પરિણામે બંગાળી મગ્યું રૂ. રાાનો એ આકરો કર ઘટીઘટીને રૂ. ૧ સુધી ઉતરેલો. પણ તે લડતનો રસિક ઇતિહાસ જુદું પ્રકરણ માગી લે છે.

પછીના વર્ષની એટલે ૧૮૯૧ની નાગપુર મહાસભામાં પણ ગોખલેને એક શિક્ષણવિષયક ઠરાવને ટેકો આપવાનું સોંપવામાં આવ્યું. તેમના ટેકાના ભાષણથી એ મહાસભા ઉપર કેટલી અસર થઈ તે જુદી વાત છે, પણ ગોખલેના પોતાના જીવન ઉપર તો તે કાયમની છપાઈ ગઈ એમ જણાય છે. કારણ કે મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણના મહાન પુરસ્કર્તા તરીકે તેમનું નામ હિંદુસ્તાનના ઇતિહાસમાં અમર રહી ગયું છે.

પછીના વર્ષની અલ્લાહાબાદ મહાસભામાં ૨૫ વર્ષની ઉમરના ગોખલેને પહેલી વાર મુખ્ય ઠરાવ રજૂ કરવાનું માન આપવામાં આવ્યું. આ વખતનો વિષય પણ પ્રથમ પંક્તિના મહત્ત્વનો હતો. સરકારી મોટી નોકરીઓમાં હિંદીઓને કેટલું સ્થાન આપવું વગેરે સંબંધમાં ભલામણો કરવા સરકારે કમિશન નીમ્યું હતું. પણ કમિશને સરકારના ધાર્યા કરતાં હિંદીઓને વધારે લાભ આપ્યા હોવાથી તેની ભલામણો સરકારે ચૂપચાપ દફતરે બાંધી મૂકી હતી. આ માટે સરકાર ઉપર મહાસભાનો રોષ દર્શાવનાર ઠરાવ પેશ કરવાનું માન ગોખલેને મળ્યું હતું. ગોખલેએ પોતાના હમેશના નિયમ પ્રમાણે વિષયનો ઊંડો અભ્યાસ કરી ભાષણની તૈયારી કરી હતી, અને ભાષા પણ વિષયને બંધ બેસે તેવી કડક વાપરી હતી:—

"દુર્ભાગ્યે આ વાત હવે જગજાહેર થઈ ચૂકી છે કે હમણાં હમણાંના આપણા રાજ્યકર્તાઓ તે લોકોએ અગાઉ આપેલાં વચનો માટે પસ્તાતા હોય એવાં લક્ષણો બતાવી રહ્યા છે. એકાદ દિવસ પાછા ફરી જો એ લોકો જાહેર કરી દે કે એ બધાં વચનો પાળવાનો આશય હતો જ નહિ તો મને આશ્ચર્ય નહિ થાય. જો એમ જ હોય તો હું કહું છું કે એ લોકો એ બધાં વચનો અને પ્રતિજ્ઞાઓને રદ્દી કાગળિયાં ગણી ઉઘાડે છોગે અને જગજાહેર દેવતામાં પધરાવી દે, અને આપણને 'તમે જિતાયેલા લોકો છો,

તમારે હકો કેવા અને અધિકારો કેવા?' એમ છેલ્લી વાત સંભળાવી દે તો વધારે સારું. સરકાર હમણાં હમણાંની પીછેહઠની નીતિએ ચાલી રહી છે, એ દરેક જણ જાણી ગયું છે. કોઈ પણ દિશાએ ફરીને જોઈ લો. સરકારની વૃત્તિમાં પલટો આવી રહ્યો છે, અને એ પલટો ખોટી દિશાનો છે. બંગાળનો જ્યુરી બાબતનો હુકમ જુઓ, કેળવણીની ગ્રાન્ટ પરનો કાપ જુઓ, મ્યુનિસિપાલિટી તરફનું વર્તન જુઓ. તમને દેખાયા વિના રહેશે નહિ કે સરકાર દિવસે દિવસે આપણી પ્રત્યે ઈર્ષા અને અવિશ્વાસ કેળવતી ચાલી છે. અને જો આ અવિશ્વાસનું સામ્રાજ્ય તરતમાં બદલવામાં આવશે નહિ, જો સરકારની નીતિમાં વધારે સમભાવ અને લાગણીનો પ્રવેશ થશે નહિ, તો આ ગરીબડા દેશના ભાવિમાં અંધકારમય દિવસો આવ્યા વિના ન જ રહી શકે."

આ શબ્દો માટે ગોખલેનું નામ સરકારી જાસૂસોની પોથીમાં ચડ્યું અને તેમની પાછળ જાસૂસો ફરવા લાગ્યા. છતાં આ વિષય પણ તેમનો કાયમના રસનો થઈ પડ્યો.

આ રીતે જે જે નાના મોટા વિષયો પ્રવાહપતિત રીતે તેમના હાથમાં આવવા લાગ્યા, તેને તેમણે પોતાના જીવનના કાયમના વિષયો બનાવી દીધા. જ્યારે પણ તક મળી આવે ત્યારે તે એના ઉપર પ્રહાર કરવાનું ચૂકતા નહિ. રાષ્ટ્રીય મહાસભાને માંચડેથી જ નહિ, પણ સામાન્ય લોકસભાઓમાં પણ તે આવા રાજદ્વારી વિષયો ઉપર અભ્યાસપૂર્ણ ભાષણો કરી લોકોને ડોલાવતા.

પછીનાં વર્ષોમાં ધારાસભાઓના બંધારણમાં કેવી ખામીઓ છે અને તેમાં કેવા કેવા ફેરફારો કરવા જોઈએ એ વિષય તેમના હાથમાં આવ્યો. સનદી નોકરીની પરીક્ષાઓ ફક્ત વિલાયતમાં જ લેવાના નિયમને લીધે, તેનો લાભ ઘણા જ ઓછા હિંદીઓ લઈ શકતા હોવાથી, તે એકી સાથે ઇંગ્લંડ તેમ જ હિંદમાં લેવાવી જોઈએ એવી મહાસભાની માગણી હતી. આ વિષયો પણ એક વાર ગોખલેની ઝોળીમાં દાખલ થયા એટલે કાયમને માટે તેમાં રહ્યા.

આમ ગોખલે રાજકારણની ગંગોત્રીમાંથી ઝપાટાભેર ગંગાનાં ધસમસતાં પાણીમાં તરતા થઈ ગયા. ગુરુ રાનડેની વાત્સલ્યભરી

દૃષ્ટિ, આશીર્વાદ વરસાવતી અને માર્ગદર્શન કરાવતી, સદા તેમના ઉપર ફરતી હતી જ.

૧૮૯૫માં રાષ્ટ્રીય મહાસભા પૂનામાં, એટલે ગોખલેના ઘર આંગણે, આવી. સ્વાગતમંડળના પ્રમુખ એસ. એમ. ભિડે હતા. પણ ખરો ભાર ઉઠાવનારા મંત્રીઓ તિલક તથા ગોખલે હતા. ગોખલેના ઉત્સાહ અને આનંદનો પાર નહોતો. પૈસા ઉઘરાવવાથી માંડીને મંડપ બંધાવવાની ઝીણામાં ઝીણી વિગતોમાં ઊતરી મહાસભાને સફળ કરવા ગોખલેએ કમાલ પરિશ્રમ કર્યો.

મહાસભાના પૂના અધિવેશને ગોખલેની પ્રસિદ્ધિ ઠીક ઠીક વધારી. ત્યાર પછી તરત તેમનું કાર્યક્ષેત્ર અણધાર્યું વધ્યું, અને હિંદ-દેશના એક એલચી તરીકે વિલાયત જવાની તેમને તક સાંપડી. હિંદુસ્તાન તથા ઇંગ્લંડ વચ્ચેના આર્થિક તેમ જ રાજકીય વ્યવહારોમાં હિંદુસ્તાનને અન્યાય થવાની બૂમ ચાલતી હતી, તે સંબંધમાં તપાસ કરવા માટે પાર્લામેન્ટના સભ્યોનું બનેલું એક બાદશાહી કમિશન લૉર્ડ વેલ્બીના અધ્યક્ષપદે નીમવામાં આવ્યું હતું. તે હિંદી પ્રજાના પોકારના જવાબમાં નિમાયું હતું એમ માનવાની ભૂલ કોઈ ન કરે. હિંદી લોકમતમાં એ જમાનામાં એટલું બળ ક્યાંથી હોય ? એ તો રાજ્યકર્તાઓનાં બે મોટાં ખાતાંઓ વચ્ચેનો ઝઘડો હતો. હિંદી સરકાર અને બ્રિટિશ સરકાર એ બેની વચ્ચે ઝઘડો પડ્યો હતો. આ કમિશને સરકારી અધિકારીઓની જુબાનીઓ લીધી તે સાથે હિંદના કેટલાક નેતાઓની પણ લીધી. તે માટે તેણે હિંદુસ્તાનની જાણીતી રાજદ્વારી સંસ્થાઓના પ્રતિનિધિઓને જુબાની માટે વિલાયત જવાનાં આમંત્રણ આપ્યાં. તેવું એક આમંત્રણ પૂનાની સુવિખ્યાત સાર્વજનિક સભા ઉપર આવ્યું, અને સભાએ રાનડેની ભલામણથી પોતાના નવજવાન મંત્રી ગોખલેને મોકલવાનો ઠરાવ કર્યો. ગુરુના ઉત્તેજનથી ગોખલેએ બીડું ઝડપ્યું, અને ત્રણ માસના રાતદિવસના પ્રયત્નથી આ કાર્ય માટે તૈયારી કરી.

કમિશન પાસે કયા મુદ્દાઓ અને તે કેવા રૂપમાં રજૂ કરવા એની મુખ્ય રેખા દોરી આપવામાં રાનડેનો સમર્થ હાથ હતો. જી. વી. જોષીનો મૂંગો અભ્યાસ આ પ્રસંગે ઘણો જ ઉપયોગી થઈ પડ્યો. તે શોલાપુર હાઈસ્કૂલમાં હેડમાસ્તર હતા. ત્રણ માસની

તૈયારી દરમ્યાન ગોખલેએ પૂના – શોલાપુર વચ્ચે અનેક આંટા ખાધા. આ રીતે ગોખલે પોતાના મહાન કામ માટે સજ્જ થયા. છેલ્લે રાનડેએ પરીક્ષા પણ લીધી, સારી રીતે તેમની ઊલટતપાસ કરી. કમિશનરોની તપાસ કરતાં પણ સખત એવી એ તપાસમાં ગોખલેએ પોતાના વિષયમાં પોતે પારંગત થયા છે એમ બતાવી આપી ગુરુના આશીર્વાદ મેળવ્યા.

છેવટે ગોખલે વિલાયત ગયા. તે વખતે તે ૩૧ વર્ષની વયના તરુણ હતા. પણ હિંદી રાજકારણમાં તે ઠીક પ્રવેશ કરી ચૂકેલા હતા. કારણ કે કમિશન સમક્ષ પોતાનો પરિચય આપતાં ગોખલે પોતાનું વર્ણન આ પ્રમાણે કરી શકયા હતા :–

“અંગ્રેજી રાજ્યમાં હિંદી પ્રજાનાં રાજદ્વારી હિતની ઉન્નતિ અર્થે પૂનામાં સ્થપાયેલી ડેક્કન સભા નામની સંસ્થાનો હું માનદ મંત્રી છું. સાત વર્ષ સુધી હું પૂનાની એક બીજી તેવી જ રાજદ્વારી સંસ્થા પૂના સાર્વજનિક સભાનો મંત્રી હતો, અને તે સંસ્થા તરફથી હિંદી અર્થકારણ તથા રાજ્યવહીવટને લગતું ત્રૈમાસિક મુખપત્ર ચાલતું હતું, તેનો માનદ અધિપતિ હતો. તે ઉપરાંત જે સંસ્થા તરફથી મારા મિત્ર શ્રી. વાચ્છા જુબાની આપવા આવ્યા છે, તે બોમ્બે પ્રેસિડેન્સી એસોસિયેશનની કાઉન્સિલનો પણ હું એક સભ્ય છું. વળી ૧૮૯૫માં પૂના ખાતે મળેલી રાષ્ટ્રીય મહાસભાના મંત્રીઓમાંનો હું એક હતો. ચાર વર્ષ સુધી હું પૂનાના એક અંગ્રેજી – મરાઠી સાપ્તાહિક ‘સુધારક’ના તંત્રીઓમાંનો એક હતો. અંતમાં, પૂનામાં હું એક એવા પુરુષોના મંડળ પૈકીનો છું કે જેઓએ શિક્ષણના કાર્યને અર્થે પોતાની જિંદગીનાં ૨૦ વર્ષ અર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધેલી છે, અને હું ફરગ્યૂસન કોલેજમાં ઇતિહાસ અને રાજ્યદ્વારી અર્થશાસ્ત્રનો અધ્યાપક છું.”

ગોખલેએ રજૂ કરેલી લેખી જુબાની વાંચી તે મહત્ત્વની લાગવાથી કમિશનના પ્રમુખ તથા સભ્યોએ તેમની સતત બે દિવસ સુધી મૌખિક જુબાની લીધી. જુબાનીમાં તેમણે સરકાર ઉપર ગંભીર આક્ષેપો કર્યા હતા તેથી રોષમાં આવી આવીને કમિશનના સભ્યોએ તેમની ઊલટતપાસ કરી. ગોખલે એ અગ્નિમાંથી વધારે પ્રકાશવંતી કીર્તિ સહિત પાર ઊતર્યા. કમિશન સમક્ષ જુબાનીઓ

આપવા હિંદુસ્તાનમાંથી વાચ્છા, રમેશચંદ્ર દત્ત વગેરે જેવા અનેક પ્રસિદ્ધ નેતાઓ પણ ગયા હતા. તે સર્વમાં આ ઊગતા તરુણ મહારાષ્ટ્રીએ જુદી જ ભાત પાડી. એમણે મર્મના મુદ્દાઓ પર આંગળી મૂકી હતી. અને એક યુવકની હિંમતથી પ્રહારો કર્યા હતા. વિલાયતનાં છાપાંઓમાં એમની જુબાનીના અહેવાલો પ્રસિદ્ધ થયા અને આશ્ચર્ય સહિત વંચાયા. પરિણામે ગોખલે વિલાયતમાં લોકપ્રિય થઈ પડ્યા, અને હિંદમાં પણ તેમની પ્રતિષ્ઠા વધી ગઈ.

જિંદગીની પહેલવહેલી પ્રસિદ્ધિ જીરવવી સહેલી નથી હોતી. પણ ગોખલેએ તે જીરવી જાણી. સ્તુતિથી ફુલાવાને બદલે તે નમ્ર થયા, અને યશ જેમના હતો તેમને ચરણે ધરી પોતે કૃતાર્થતા અનુભવી. જુબાની આપ્યા પછી તરત ગોખલેએ શ્રી. જોષીને એક પત્ર લખ્યો. તેમાં જુબાની સાંભળીને અનેક અંગ્રેજોએ તેમને અભિનંદનોથી નવરાવી નાખ્યા હતા તેનું વર્ણન કર્યું છે, અને પછી લખે છે :

"આ બધું મારે તમારી આગળ નિવેદન કરી દેવું એ મારી ફરજ છે એમ માનું છું, કારણ કે આ સર્વ સ્તુતિવચનોનો સાચો અધિકારી હું નહિ પણ તમે તેમ જ રાવસાહેબ (રાનડે) જ છો. મેં તે સ્વીકાર્યાં છે તો તે કેવળ તમારા પ્રતિનિધિ તરીકે જ, અને હવે આપણી પ્રાચીન ગુરુદક્ષિણાની પરંપરાને અનુસરી, તે તમારા તથા રાવસાહેબનાં ચરણોમાં નિવેદન કરું છું. મારું પોતાનું કામ એ તો માત્ર એક તમારા વિચારોની વાહિની જેવું અથવા તો એડિસનના ફોનોગ્રાફ જેવું જ હતું; અને તે પ્રમાણે મેં સર વિલિયમ વેડરબર્નને અને દાદાભાઈને જણાવ્યું પણ છે. તમે જે પ્રેમ અને આનંદ સહિત આ કામમાં સહાય કરી તે વડે જ હું આ મહાન રાષ્ટ્રીય કાર્ય સંતોષકારક રીતે પાર ઉતારી શક્યો છું. એ સુંદર સહાય માટે ફરી એક વાર ઊંડી કૃતજ્ઞતા વ્યક્ત કરું છું, તેનો અંગીકાર કરવા કૃપા કરશો."

૧૨

# વિલાયતનો પ્રવાસ

## ૧

## નવી દુનિયાનો પહેલો અનુભવ

ગોખલેની વેલ્બી કમિશન પાસેની જુબાની તો વખણાઈ, પણ નવા દેશના નવા અનુભવથી તેમના મનમાં કેવી કેવી મૂંઝવણો ચાલતી હતી તે જાહેરની જાણમાં બહુ ન આવ્યું. એક દબદબાભર્યા બાદશાહી કમિશન સમક્ષ મોટા રાજપ્રકરણી વિષયો ઉપર જુબાની આપવી, એ એવું કામ હતું કે ભલભલા અનુભવી નેતાઓને પણ ક્ષોભ થયા વિના ન રહે. ગોખલે જેવા સંકોચશીલ જુવાન પોતાનું ચિત્ત બરાબર સ્વસ્થ રાખી એ ગંભીર પ્રસંગમાંથી માનભેર પાર ઊતર્યા એ નાનુંસૂનું આશ્ચર્ય નથી.

પરંતુ ગોખલેને તો આ વખતે ચારે તરફની મૂંઝવણો મૂંઝવી રહી હતી. લાંબી દરિયાઈ સફર એ તેમની જિંદગીમાં પહેલો બનાવ હતો. શરીરને નવો અનુભવ હતો, તેમ મનને પણ નવો જ અનુભવ હતો. તે પૂનાના બ્રાહ્મણ વાતાવરણમાંથી એકાએક જુદા જ આચારવિચાર વચ્ચે આવી પડ્યા હતા. જોકે પૂનાના નિવાસ દરમ્યાન ખાવાપીવામાં હવે તે નાનપણના જેવા બ્રાહ્મણિયા આચાર પાળતા રહ્યા નહોતા, છતાં સ્ટીમરમાં જે સ્થિતિ વર્તતી હતી તે માટે તે ક્યાંથી તૈયાર હોય? ભોજન લેતાં કોઈને અડકવાનો બાધ

તો તેમણે છોડેલો હતો, પરંતુ વિદેશી ઢબે બનાવેલો ખોરાક વિદેશી ઢબે છરી-કાંટાથી ખાવો એ એકદમ શી રીતે ફાવે? એ પણ ફાવડાવે, પરંતુ અહીં તો ચારે તરફ માંસાહારની વાસ મહેક્યા કરે છે! પાસે જ બેઠેલા ઉતારુની રકાબીમાં માંસના પદાર્થો છે. વળી ગોખલે માટે આવતો ખોરાક પણ માંસવાળા રસોડામાંથી જ આવે છે! આવી સ્થિતિને અનુકૂળ થતાં પૂનાના બ્રાહ્મણને મનમાં કેટલી મૂંઝવણ સહન કરવી પડી હશે, એની કલ્પના જ કરવી રહી.

વિલાયત પહોંચ્યા તો ત્યાં વાચ્છા સાથે દાદાભાઈ નવરોજીને ત્યાં મુકામ કરવાનું સદ્‌ભાગ્ય ગોખલેને મળ્યું. દાદાભાઈની વાત્સલ્ય-ભરી કાળજીથી ગોખલેનાં સંકોચ અને મૂંઝવણ ઘણાં ઓછાં થયાં. બાકી અહીં તો મૂંઝવણ અતિ ઘણી વધી જાય એવું હતું. અહીં એ લોકો એક અંગ્રેજી કુટુંબમાં રહેતાં હતાં. ઇંગ્લંડમાં સામાન્ય સ્થિતિના ગૃહસ્થો પોતાનાં કુટુંબોમાં બહારના વિદ્યાર્થીઓ અથવા સજ્જનોને લઈ પોતાની આવકમાં સહેજ ઉમેરો કરી લે છે. આવા માણસો રહેવા ખાવાના બદલામાં એ ગૃહસ્થને નક્કી કરેલી રકમ આપે છે, છતાં એ ભાડુતી વીસી જેવું નથી હોતું. રહેનારે તે કુટુંબના નિયમો, સમયો વગેરે પાળવા જોઈએ, અને સભ્યતા સાચવવી જોઈએ. ગૃહસ્થ કુટુંબનાં ભાઈબહેનો પણ તેમને ઘર જેવું લાગે એ રીતે વર્તે છે.

આ કુટુંબનાં માણસો ઘણાં ભલાં અને ખાનદાન હતાં. પણ બધાં માંસાહારી તો ખરાં જ ને? પારસીઓ તો તેમાં સહેજે ભળી ગયા. પણ ગોખલેની શી દશા? એ લોકો ગોખલેના નવી તરેહના આચારો જાણી તે સાચવવા બનતો પ્રયત્ન કરતાં. તેમને રોટી, દૂધ, માખણ, શાકભાજીના સૂપ, ફળ એવી વાનીઓ જ પીરસતાં. પરંતુ એક બ્રાહ્મણને માંસાહારની સૂગ કેવી ઊંડી હોય છે એનો તેમને ક્યાંથી ખ્યાલ આવે? મચ્છીની તો તેનાથી વાસ જ ન ખમાય. પાસે બેસીને કોઈ માંસભક્ષણ કરતો હોય તોયે ઊલટી થવા કરે. માંસને અડકેલો ચમચો રોટીને લાગી ગયો હશે તો?—એ શંકા મનમાંથી ખસે જ નહિ. આ બધું એ બિચારાં-ઓને કેમ સમજાય? વળી ઈંડાં જેવી વસ્તુ—તેને પણ આ નવા હિંદી ભાઈ માંસાહારમાં ગણે છે એ તો એમની બુદ્ધિમાં જ ઊતરે

નહિ! તે પ્રાણીમાંથી નીપજેલું દૂધ તો ખાય છે, તો પછી પ્રાણીમાંથી નીપજેલાં ઈંડાં ખાવામાં કેમ બાધ ગણે છે? ગોખલેને જમવા બેસે ત્યારે નહિ ધ્યાન ભોજન ઉપર, નહિ સ્વાદ ઉપર! એક જ શંકાથી તેમની આંખ રંગાયેલી રહેતી—પીરસવામાં આવતા પદાર્થોમાંથી કોઈમાં ઈંડાં હશે તો?

અધૂરામાં પૂરું, વાચ્છાજી જેવા દોસ્ત સાથે હતા. આપણા મહાન અર્થશાસ્ત્રી તથા રાષ્ટ્રીય મહાસભાના એક વારના પ્રમુખ અને અનેક વારના મંત્રી દીનશા એદલજી વાચ્છાનું નામ સાંભળતાં આપણે મજાક હાંસીના વિચારો છોડી અદબમાં ઊભા રહી જઈએ છીએ. પણ એ વાચ્છાજી સાહેબ તો ઘણા પારસી ભાઈઓ હોય છે એવા જ વિનોદી અને ટીખળી હતા એમ લાગે છે. ગોખલેના બ્રાહ્મણિયા આચારો જોઈ તેમને બહુ જ રમૂજ આવતી. ટેબલ ઉપર જમવા બેસે કે તરત તેમની મશ્કરીઓ શરૂ થઈ જાય. માંસની બનેલી વાનીઓના સ્વાદનાં રસદાર વર્ણનો ચાલે એટલું જ નહિ, પણ તે કેવી રીતે સમારવામાં આવી, કેવી રીતે રાંધવામાં આવી, એનાં પણ સવિસ્તર વર્ણનો સંભળાવે! જમનાર બધી મંડળીને આ વિનોદથી ખડખડાટ હસવાનું મળે, પણ બિચારા ગોખલે હેરાન હેરાન થઈ જાય! છેવટે બહુ ચિડાય ત્યારે છરી-કાંટા હાથમાંથી છોડી ખુરશીને અઢેલીને બેસી જાય. બહુ થઈ જાય ત્યારે મુરબ્બી તરીકે દાદાભાઈ વચમાં પડે, વાચ્છાને વારે, અને 'તમારે વાચ્છાના બોલ્યા સામું જોવું જ નહિ, એમને લવારો કરવાની ટેવ છે,' વગેરે કહી ગોખલેને સાંત્વન આપે.

આમ ભોજન વખતે વાચ્છાજી ગોખલેને ભોગે વિનોદ કરતા, પરંતુ નવા દેશના નવા વાતાવરણમાં ભળવામાં એ સન્મિત્રે એક મોટાભાઈની લાગણીથી તેમને મદદ કરી. ગોખલેમાં સંકોચ, શરમ, મૂંઝવણ એ બધું તેમણે પોતાના વિનોદી સ્વભાવથી અને પ્રેમભરી કાળજીથી લાંબો વખત ટકવા દીધું નહિ. ગોખલે તો સંકોચમાં શરીર સાજુંમાંદું હોય તે પણ છુપાવી રાખે એવા હતા. પણ વાચ્છાજીની ભાવભરી આંખ તેમના ઉપર સદા ફરતી હોવાથી, તેમને ખબર પડતાં વાર લાગતી નહિ અને તરત ઇલાજ લેવાતા. જરૂર જેવું હોય તો દાદાભાઈને કાને પણ વાત પહોંચાડવામાં આવતી.

આવી એક ગંભીર માંદગીમાં ગોખલે વિલાયત જતાં સપડાયા હતા, અને જો ભલા મિત્ર દીનશાજી વાચ્છાએ તે માંદગી પારખી કાઢી ન હોત તો શરમાળ ગોખલેનું શું થાત તે ઈશ્વર જ જાણે છે!

૨

## મરણતોલ અકસ્માત

વાચ્છાજીનો મુકામ વિલાયતમાં દાદાભાઈ નવરોજીને ત્યાં હતો, અને પોતાના મિત્ર ગોખલેને પણ તે ત્યાં જ પોતાની સાથે તેડી ગયા હતા, એ આપણે જોઈ ગયા છીએ. અહીં ત્રણ ચાર દિવસ સુધી ગોખલેના વર્તનમાં કંઈક ન સમજાય એવી અસ્વસ્થતા જોવામાં આવતી. વિચિત્ર દેશમાં અને વિચિત્ર સમાજમાં આવી પડવાને લીધે તેમને અતિ ભારે ક્ષોભ થતો હતો એ સૌ કોઈ જાણતું હતું; એથી ગોખલેને કંઈ ખાસ શારીરિક દર્દ પીડી રહ્યું હતું એની કલ્પના કોને આવે?

પરંતુ હકીકત એવી હતી કે એમને જેમ મનની મૂંઝવણ પીડતી હતી, તેમ છાતીમાં અસહ્ય શૂળ થતું હતું. શરૂમાં ગંભીર લાગેલું નહિ; પણ દિવસ જતા ગયા તેમ વેદના વધતી ગઈ. ગોખલેનું ધ્યાન વાતમાં કે કામમાં કે ખાનપાનમાં—કશામાં રહેતું નહોતું. તે વારંવાર ઊંચાનીચા થાય, છાતી દાબ્યાં કરે અને પીડાથી ક્યારેક ક્યારેક ચહેરો બગાડે.

ત્રણ ચાર દિવસ આ પ્રકાર ચાલતો જોઈ વાચ્છાને જ પહેલવહેલી શંકા ગઈ કે આ માણસને જરૂર કશુંક દર્દ છે. તેમણે મમતાથી પૂછપરછ કરી ગોખલેનો સંકોચ ઉડાડ્યો અને તેમની પાસેથી શોધી કાઢ્યું કે સ્વદેશથી આવતાં માર્ગમાં એમને એક ગંભીર અકસ્માત નડ્યો હતો. રેલના મુસાફરખાનામાં તે એક બારણા પાસે ઊભા હતા તેવામાં કોઈએ જોસથી બારણાને ધક્કો માર્યો. બારણું ધડાક કરતું ગોખલેની છાતીમાં વાગ્યું. તાજો ઘા તો એમણે ન ગણકાર્યો. સાથીઓને વાત પણ કરી નહિ. પરંતુ માર અત્યંત સખત હતો. વખત જતો ગયો તેમ છાતીમાં વેદના વધતી ચાલી, અને પછી તો તે છુપાવવી અશક્ય થઈ પડી. છેવટે આપણે જોયું તેમ વાચ્છાની આંખે તેને પકડી પાડી.

બધી હકીકત જાણી લઈ વાચ્છા સમજી ગયા કે આ તો ગંભીર બાબત છે, અને તેનો તત્કાળ ઇલાજ લેવાવો જોઈએ. ગોખલે શરમમાં ના ના કહ્યા કરતા હતા, તે ન ગણકારી તેમણે તરત દાદાભાઈને જાણ કરી. દાદાભાઈએ પણ સમય ન ગુમાવતાં દાક્તરને તેડું મોકલ્યું અને દરમ્યાનમાં શેક, લેપ વગેરે સારવાર પોતાને હાથે શરૂ કરી દીધી. જેમને પોતે અતિ પૂજ્ય માનતા, પોતાથી અતિ મોટા માની જેમનાથી તે દૂર દૂર રહેતા, તે જ દાદાભાઈ સ્વહસ્તે પોતાની સારવાર કરવા લાગ્યા ત્યારે ગોખલેને કેટલો બધો સંકોચ થયો હશે, તે સમજી શકાશે.

દાક્તરે આવીને છાતી તપાસી, અને જણાવ્યું કે હૃદય ઉપર કારમી ચોટ લાગેલી છે, મામલો ગંભીર છે, અને જો ઇલાજ લેવાને હજુ મોડું થયું હોત તો આમાંથી વિપરીત પરિણામ આવત. દાકતરે ગોખલેને કેટલાક દિવસ સુધી જરા પણ હલન-ચલન ન કરવાની તેમ જ ઉપચારો કરવાની સૂચના કરી. દાદાભાઈ તથા વાચ્છા જેવાનો ચોકીપહેરો હોવાથી ગોખલેને એ સૂચનાનું કડક પાલન કર્યે જ છૂટકો હતો. તેમને પોતાને પણ, વેલ્બી કમિશન પાસે જુબાની આપવા ખાતર, આ અણધારી આફતમાંથી જેમ બને તેમ જલદી મુક્ત થવાની ઇચ્છા હતી જ.

આ દર્દમાં આરામ ઉપરાંત શેક વગેરે શુશ્રૂષા સતત થવાની જરૂર હતી. અહીં પરદેશમાં નહોતી પાસે માતા કે નહોતી સ્ત્રી. ભાગ્યયોગે એક ભલાં સેવાપરાયણ અંગ્રેજ બાનુએ દયા આણી ગોખલેની શુશ્રૂષા કરવાનો ભાર ઉપાડ્યો. ગોખલે સદા ઉપકાર સાથે કહેતા કે મારી જેવી ચાકરી મિસિસ કૉંગ્રીવે કરી તેવી મારી માતા પણ ન કરી શકત.

આ ગુણિયલ બહેને ગોખલેનું દર્દ મટાડ્યું તે સાથે બીજો મહાન ઉપકાર તેમના ઉપર કર્યો તે એ હતો કે અંગ્રેજ સમાજમાં, અને ખાસ કરીને, બહેનોમાં ભળતાં ગોખલેને જે ભારે સંકોચ રહેતો, તે એમના સહવાસથી ઘણે અંશે દૂર થયો. મિસિસ કૉંગ્રીવ પોતાના પરદેશી દર્દીને વાર્તાવિનોદ કરી આનંદ પમાડતાં. એમ કરતાં ગોખલે પણ સંકોચ છોડી વિનોદમાં ભળતા થયા. એ બહેન

સાથે તે એટલા ભળી ગયા કે કુટુંબના લોકોએ વિનોદમાં ‘કૉંગ્રીવ બાઈનો કાળિયો કીકો’ એવું ગોખલેનું નામ પાડ્યું!

પહેલાં ગોખલે જમતી વખતે કે ફરતી વખતે કે મેળાવડાઓમાં શું વાત કરવી તેની સૂઝ ન પડવાથી સૂનમૂન રહેતા. અંગ્રેજ લોક તો વાતોડિયા રહ્યા. મહેમાનના મૌનથી એ લોકો મૂંઝાય છે. પણ મિસિસ કૉંગ્રીવની સારવારમાંથી પસાર થતાં થતાં ગોખલેને અંગ્રેજ ભાઈબહેનો સાથે ભળવાની કળા ઠીક સિદ્ધ થઈ ગઈ.

ઉપર જણાવેલ મરણતોલ અકસ્માતની પીડા ભલાં કૉંગ્રીવ-બાઈની સેવાથી અને દાદાભાઈ તથા વાચ્છાની કાળજીથી શાંત થઈ, અને ગોખલે પોતાની પ્રસિદ્ધ જુબાની વેલ્બી કમિશન સમક્ષ આપવા શક્તિમાન થયા. પરંતુ એ અકસ્માતની અસરમાંથી સંપૂર્ણપણે મુક્ત તે કદી થયા નહિ. ભવિષ્યમાં જ્યારે પણ શરીરમાં અશક્તિ વધતી ત્યારે છાતીનું શૂળ ફૂટી નીકળતું. ગોખલેની સામાન્ય રીતે કસાયેલી શરીરપ્રકૃતિને આ ચોટે કાયમને માટે જોખમાવી હતી.

## ૧૩

## પ્લેગ સંકટ

### ૧

### ગોખલેની જાહેર હિંમત

ગોખલેનું રાજદ્વારી જીવન રાનડેજીની પિતાતુલ્ય દેખરેખ નીચે સરળ રીતે ખીલી રહ્યું હતું, અને વેલ્બી કમિશનની જુબાનીથી તો હિંદના એક ઉચ્ચ કોટિના રાજદ્વારી માણસ તરીકે તેમની કીર્તિ થઈ ગઈ. પણ તે જ તેમની ઉન્નતિની પળે એક એવો પ્રસંગ બન્યો કે જે ગોખલેના જીવનમાં કાયમનો અંકાઈ રહ્યો. રાજદ્વારી જીવન કેટલું કંટકિત છે તેનો એમને કદી ન ભુલાય એવો અનુભવ થયો.

ગોખલે પૂના છોડી વિલાયત ગયા તે વખતે શહેરમાં પ્લેગ અથવા ગાંઠિયા તાવનો નવો જ રોગ ફાટવાની તૈયારીમાં હતો. વિલાયત પહોંચ્યા ત્યાં તેમના ઉપર દેશમાંથી ખબરો આવવા લાગી કે આ મહામારીએ જોતજોતામાં આખા પૂના શહેરને ઘેરી લીધું છે. આ ભયંકર ચેપી રોગ પરદેશમાંથી આવેલો હોઈ તેની સાથે કેમ કામ લેવું એનાથી પ્રજા છેક અજાણ હતી, તેમ સરકારને પણ પૂરી માહિતી નહોતી. વળી પૂના ઉપરાંત મુંબઈ, નાસીક, બેલગાંવ જેવાં શહેરોમાં પણ ચેપ પહોંચી ગયો હતો.

આ દેશમાં તો આવી આફતો સામે લડત માંડવાની સરકાર કે પ્રજા કોઈને પડી નહોતી. પણ ઇંગ્લંડના લોકોને આ ભયંકર

રોગનો અનુભવ હતો. તેનો ચેપ હિંદથી વિલાયત આવશે તો ?– એ કલ્પનાથી તેઓ ચોંકી ગયા. અહીંની સરકાર ઉપર પ્લેગને નાબૂદ કરવાના તાકીદના હુકમો છૂટ્યા. મુંબઈ સરકાર બેબાકળી જાગી અને જેટલા ઉપાયો જાણવામાં હતા તેટલા તરત અને સખ્તાઈથી અજમાવવા એવો તેણે નિશ્ચય કર્યો. પ્લેગના દર્દીઓને અલગ પાડી ખાસ ઇસ્પિતાલોમાં પહોંચાડવા અને ગામમાં નવાં માણસો આવે તેમને ક્વૉરેન્ટીનમાં અટક કરવાં – આ મુખ્ય ઉપાયો હતા. પૂનામાં તો ઘેર ઘેર પ્લેગના દર્દીઓ પડ્યા હતા, અને ઘેર ઘેર દર્દીઓ ટપોટપ ખરતા હતા. તેમાં સરકારી દૂતો ઉપરના નિશ્ચયને અનુસરીને પહોંચવા લાગ્યા. પ્લેગનો સપાટો વધ્યે જતો હતો તેમ સરકાર અકળાતી હતી. કામ લશ્કરી કડકાઈથી થાય તો જ રોગ કાબૂમાં આવે એવી ધારણાથી તેણે આગળ જતાં આ કામ અંગ્રેજ સોલ્જરોની ટુકડીને સુપરત કર્યું. તેઓ બળજબરીથી છેલ્લા શ્વાસ લેતા દર્દીને તેમનાં સગાંવહાલાંઓ પાસેથી ઝૂંટવી, ગાડીમાં ઘાલી ઇસ્પિતાલમાં ઉપાડી જતા. મરણ પ્રસંગે જાતની દરકાર ન રાખીને સ્વજનની ચાકરી કરવી, તેની પાસે હાજર રહેવું એ માણસનો સ્વભાવ છે, અને હિંદી જનનો તો એ ખાસ સ્વભાવ છે. તેથી લોકો કલ્પાંત કરવા લાગ્યા, કરુણાજનક સ્વરે કાલાવાલા કરવા લાગ્યા. પરંતુ તેમ તેમ સરકારી અધિકારીઓ વધારે કડકાઈ રાખવાની જરૂર જોવા લાગ્યા. પ્રજાને સમજાવી રાજી કરીને કામ લઈ શકાય એ એમને માનવામાં જ આવ્યું નહિ. પ્રજાના લોકપ્રિય નેતાઓની સહાયતાથી એ અસંભવિત નહોતું, પરંતુ સરકારને તેમ કરવાની ટેવ નહોતી. એ જમાનો જ એવો હતો. લોકનેતાઓ ઉપર સરકારને વિશ્વાસ નહોતો, તેમ તેમની મદદ લઈ તેમનું મહત્ત્વ વધારવું પણ તેને પસંદ નહોતું.

લોકસેવકોની પણ કસોટીનો આ સમય હતો. ભાષણોની સહેલી સેવા કરનાર ઘણા નેતાઓ શહેર છોડી રવાના થઈ ગયા હતા. આવા કઠણ કાળમાં પૂનામાં તિલક વગેરેએ મળીને સ્વયંસેવકો ઊભા કર્યા હતા, એક ખાનગી ઇસ્પિતાલ પણ ખોલી હતી. સ્વયંસેવકો સરકારી માણસો સાથે જતા; પણ સરકારી માણસો અતડા રહેતા.

પરિણામ એ આવ્યું કે ફોજની સખ્તાઈથી પ્રજા ત્રાસી ઊઠી અને કોઈએ તે કામના મુખ્ય અધિકારી લેફ્ટેનંટ રૅન્ડ તથા બીજા એક સોલ્જરનું ખૂન કર્યું. સરકારની આંખ હિંદુસ્તાનમાં તેમ જ વિલાયતમાં લાલ થઈ. ક્રોધને વશ થઈ તેણે વેરની આકરી વસૂલાત કરવા માંડી.

બરાબર એ જ ટાંકણે ગોખલેએ વિલાયતમાં એક ભાષણ કરી પૂનાની પ્રજાનો બચાવ કર્યો, અને પૂનામાં ગોરા સોલ્જરોનું વર્તન કેટલું ઉશ્કેરણીભર્યું હતું તેની વિગતો પ્રગટ કરી.

વિલાયતમાં ગોખલે ઉપર પૂનાથી અનેક મિત્રોના પત્રો આવ્યા હતા, જેમાં ફોજના જુલમોનાં ભયંકર વર્ણનો આપેલાં હતાં. સૂનાં ઘરોમાંથી ચોરી કરવાના, ઘરોની પવિત્રતાનો ભંગ કરવાના, હિંદુ કુટુંબોનાં દેવઘરો અભડાવવાના, એટલું જ નહિ પણ નિરાધાર સ્થિતિનો લાભ લઈ સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાના પણ પ્રસંગો એ પત્રોમાં વર્ણવવામાં આવ્યા હતા. પૂનામાં એક એવી અફવા ફેલાઈ હતી કે કોઈ બે બહેનો ઉપર સોલ્જરોએ બળાત્કાર કર્યો હતો, અને તેમાંથી એકે એ હીન અવમાનના સહન ન થવાથી આપઘાત કર્યો હતો. ગોખલે ઉપર આવેલા પત્રોમાં પણ આ વાત રોષયુક્ત ભાષામાં રજૂ કરવામાં આવી હતી.

પોતાના વહાલા શહેરની આવી ભયંકર આપત્તિના સમાચારથી ગોખલે સળગી ઊઠ્યા. પત્રો અંગત હતા, પણ તેમાંની હકીકત જાહેર કરવી જ જોઈએ એમ ગોખલેને પોતાની ફરજ લાગી. પત્રો લખનારાઓ અંગત મિત્રો હતા, વિશ્વાસપાત્ર હતા; કોઈ પ્રોફેસરો હતા, કોઈ પત્રકારો હતા, કોઈ વકીલો હતા. જ્યાં સર્વના જ પત્રોમાંથી એક સૂર નીકળતો હોય ત્યાં શંકાને સ્થાન જ કેમ રહે? ગોખલેને એટલો બધો વિશ્વાસ બેસી ગયો કે જેના ઉપર જુલમો થયા હોય તેનાં નામઠામ અને જુબાનીઓ મંગાવવાનું તેમને સૂઝી શકે તેમ જ નહોતું. પ્રસંગ આવ્યે આ મિત્રો પોતાની હકીકતો પર કાયમ રહેશે નહિ એવી મનમાં શંકા જ કેમ આવે?

વળી વિલાયતમાં વાચ્છા, દાદાભાઈ, આદિ મિત્રો અને મુરબ્બીઓ, જેમને જેમને ગોખલેએ આ પત્રો વિષે વાત કરી, તેમણે સલાહ આપી કે એક પૂનાના રહીશ તરીકે ગોખલેએ તરત જ આ

વિશ્વાસપાત્ર વસ્તુઓ પ્રસિદ્ધ કરવી જોઈએ. ગોખલે તો પત્રોની હકીકતો વાંચી સળગી રહ્યા હતા. માનનીય મિત્રોએ આ પ્રમાણે સલાહ આપી. સર વિલિયમ વેડરબર્ને પાર્લામેન્ટના કેટલાક સભ્યોની એક સભા મેળવી આપી અને તેમાં ગોખલેને ભાષણ કરવા નોતર્યા. ગોખલેએ મુંબઈ સરકારના પ્લેગ-ઉપાયોની સખત શબ્દોમાં ટીકા કરી, અને તેમાં પેલી બે સ્ત્રીઓ પરના બળાત્કારવાળી વાત પણ તેમણે જાહેર કરી. ત્યાર પછી વિલાયતનાં પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં પણ તેમણે પૂનાના સિતમો સંબંધમાં લખ્યું.

તે ઉપરથી વિલાયતનાં છાપાંઓમાં ગરમાગરમ અને રોષભરી ચર્ચા ઊપડી. ગોખલેએ તેનો જવાબ છપાવ્યો, અને તેમાં પોતાના આક્ષેપોમાંથી એક શબ્દ પણ પાછો ખેંચવાની તેમણે ના પાડી. તેમણે કહ્યું, "જે પત્રોને આધારે મેં આક્ષેપો મૂક્યા છે તેમાં બે પત્રો જે બે મિત્રો તરફથી આવેલા છે, તેમનો તો મને વર્ષોનો પરિચય છે. તેઓ મને જ્ઞાનપૂર્વક અવળે રસ્તે દોરી શકે એ બનવાજોગ જ નથી."

ગોખલેએ વિલાયતમાં વેલ્બી કમિશનની જુબાનીથી ઠીક ઠીક પ્રસિદ્ધિ મેળવેલી હોવાથી તેમના તરફથી ગંભીર આક્ષેપો આવતાં જવાબદાર પ્રધાનો પણ ચમક્યા અને વિચારમાં પડ્યા. તરત મુંબઈ સરકાર ઉપર ખરી હકીકત જણાવવા બાબત તાર છૂટ્યો. મુંબઈ સરકાર ઘડીભર ઝંખવાણી પડી, તેની દમનનીતિ ઘડીભર ઢીલી પડી. તેણે પૂનાના પાંચસો નાગરિકોનાં નામોની યાદી કરી, તેમના ઉપર એક પ્રશ્નાવલિ રવાના કરી, જેમાં બળાત્કાર વગેરેના પ્રસંગો નજરે જોયા હોય તો તે સંબંધી બાતમી માગવામાં આવી. જવાબો ફરી વળ્યા, પણ કોઈએ ચોક્કસ પુરાવો આપ્યો નહિ. હવે મુંબઈ સરકારને પગમાં જોર આવ્યું. તેણે વિલાયત સામો તાર મોકલ્યો કે, આક્ષેપો તદ્દન જૂઠા છે, ગોખલેએ કેવળ દ્વેષબુદ્ધિ અને હલકટપણાથી જ આ જૂઠાણું ફેલાવ્યું છે. અંગ્રેજી પાર્લામેન્ટમાં કોઈ સભ્યે ગોખલે ઉપર રોષ ઠાલવતાં તેમને "નીચ, જુઠ્ઠા" કહ્યા. આ વચનોએ ગોખલેની છાતીને તપાવેલા શૂળની જેમ બાળી. તેમને હવે વહેલામાં વહેલી તકે સ્વદેશ પહોંચી, પત્રો લખનાર મિત્રોની મદદથી સરકાર આગળ સજ્જડ પુરાવાઓ ધરી,

'નીચ જુઠ્ઠા'ની ગાળ તેને પાછી ગળાવવાની તાલાવેલી લાગી. દાદાભાઈ આદિને નમસ્કાર કરી સ્ટીમરમાં બેસતાં તેમણે પૂનાના મિત્રોને પુરાવાઓની તૈયારી કરવા લખી પણ દીધું.

૨

## કીર્તિનું બલિદાન

સ્ટીમર એડન બંદરે પહોંચી ત્યાં સુધી ગોખલેનું મન આશા અને વિશ્વાસથી ભરેલું હતું. પણ એડનમાં તેમને ટપાલ મળી તેમાં પૂનાના મિત્રોના પત્રો હતા. આ પત્રો વાંચીને ગોખલે થીજી જ ગયા. તેમની આશા ઊડી ગઈ. જેમને મિત્રો ગણી આજ સુધી વિશ્વાસપાત્ર માન્યા હતા, તેઓ જ હવે લખતા હતા કે તેઓ પુરાવાઓ આપી શકે તેમ નથી. તેઓ ગોખલેને ખાનગીમાં વિનવણી કરતા હતા કે મહેરબાની કરી બાતમીદાર તરીકે એમનાં નામ સરકારને ન આપવાં. એ લોકો જાહેર થઈ સરકારનો ખોફ વહોરવાને તૈયાર નહોતા. આનો અર્થ એ થયો કે ગોખલેએ એકલાએ જ પોતાના મસ્તક ઉપર આખું વાદળ ઝીલવું અને પોતાના નામના ભોગે આ ભાઈઓને બચાવવા.

ગોખલેની આ વખતની મનોદશા કલ્પી જ લેવી. એડનથી મુંબઈ પહોંચતાં જેટલા દિવસ ગયા તેટલા ભવ ગયા એમને લાગ્યા. વેલ્બી કમિશનના વિજયનો આનંદ છેક ઊડી ગયો. ગુરુ રાનડેને મુખે ધન્યવાદ સાંભળવાની મધુર આશા લય પામી. સરકારની ગાળ સરકારને પાછી પરખાવી દેવાનો ઉત્સાહ ઓસરી ગયો. જે મુખ ઉપરથી 'જુઠ્ઠા' નું આળ ધોવાયું નથી, તે કલંકિત મુખ સ્વદેશના લોકોને બતાવવું એમને વસમું થઈ પડ્યું.

આ તરફ મુંબઈ સરકાર પોતાની તથા પોતાના સોલ્જરોની બદનામી કરવાની હિંમત કરનાર કાળા પ્રોફેસરના પાછા ફરવાની રાહ જોતી બેઠી હતી. સ્ટીમર હજુ તો મુંબઈના દરિયામાં હતી ત્યાં જ મુંબઈનો પોલીસ વડો પહોંચી ગયો. ગોખલે ઉપર તેમના બાતમીદારોનાં નામો આપવા ઘણું જ દબાણ કરવામાં આવ્યું. પરંતુ તે દબાણને કે ધમકીને જરા પણ વશ ન થયા, અને વિશ્વાસઘાત ન જ કર્યો. તેમણે સ્પષ્ટ સંભળાવી દીધું: "એ નામો

મારે ખાનગી રાખવાં જ જોઈએ. એ લોકોએ તો મને અંગત પત્રો લખ્યા હતા, અને વિલાયતમાં તેમાંનો મજકૂર પ્રસિદ્ધ કરવાનો તેમણે મને અધિકાર આપ્યો નહોતો. મેં પોતે જ જાહેર હિત સમજી તેમાંનો મજકૂર પ્રસિદ્ધ કર્યો તેથી સંપૂર્ણ જવાબદારી મારે જ શિરે છે. મારા ઉપર જેઓએ વિશ્વાસ મૂક્યો છે તેમનાં નામો ફોડી હું વિશ્વાસઘાત કરી ન જ શકું." ગોખલેએ પોલીસ-અધિકારીને જણાવ્યું કે પૂના જઈ જાતે તપાસ કરી પછી આ બાબતમાં શું કરવું એનો પોતે વિચાર કરશે.

મુંબઈ ઊતરી સૌથી પ્રથમ તેમણે રાનડેજીનાં દર્શન કર્યાં. ગુરુને શિષ્યના હૃદયને બાળી રહેલ સંતાપની ક્યાં ખબર હતી? તેમણે તો તેની પીઠ થાબડી અભિનંદન આપતાં કહ્યું, "કેમ ગોપાળરાવ! તમે તો કંઈ ભારે રાજદ્વારી ગઢ જીતી આવ્યા!" પરંતુ ગુરુનાં અભિનંદન સાંભળીને પણ ગોખલેનું મન આજે વિકસી શક્યું નહિ. તેમણે આવી પડેલી આફતની હકીકત ગુરુ પાસે નિવેદન કરી. રાનડેએ આખી વસ્તુસ્થિતિ ઉપર વિચાર કરી સલાહ આપી કે, જો ખરેખર પુરાવાઓ આપી શકાય નહિ જ તો એક ખાનદાન અને સત્યનિષ્ટ મનુષ્ય તરીકે ગોખલેએ સોલ્જરોની બદનક્ષી કરવા બદલ હિંમતથી સરકારની જાહેર માફી માગવી.

પૂના પહોંચી ગોખલે પોતાના બાતમીદારોને રૂબરૂ મળ્યા. તેઓ કશો ચોક્કસ પુરાવો આપવા તૈયાર નહોતા. શારદાસદન-વાળી ખ્રિસ્તી બહેન રમાબાઈ રાનડે સિવાય બીજું કોઈ ગોખલેના આક્ષેપોને ટેકો આપવા તૈયાર જણાયું નહિ. જેને પૂછે તેની આંખો એમણે ભયભીત જોઈ. ગોખલે સમજી ગયા કે પોતે પૂરા સાણસામાં સપડાયા છે. એટલે તેમણે બધી હિંમત એકઠી કરી ગુરુની સલાહ પ્રમાણે સરકારને માફીપત્ર લખી મોકલ્યું. એમના જીવનમાં આવી કડવી ગોળી ગળવાનો પ્રસંગ પહેલાં કદી આવ્યો નહોતો. માફીના વિચારે તેમનું સ્વાભિમાની મસ્તક ભમી ગયું. પરંતુ સત્યના ઉપાસક માટે બીજો માર્ગ રહ્યો નહોતો.

માફી માગવાનો પોતાનો ધર્મ છે એમ એક વાર તેમના હૃદયે સ્વીકાર્યું એટલે પછી ગોખલેએ માફીપત્રના શબ્દોમાં જરા

પણ કંજૂસાઈ કે દિલચોરી કરી નહિ. જેને જેને પોતાના કૃત્યથી અન્યાય થયો હતો તે દરેકને તેમણે ઉદાર દિલથી ન્યાય કરતાં પણ વધારે આપ્યું. આ રહ્યાં તે મહાન માફીપત્રના છેડાનાં વાક્યો :

"આ પત્ર સમાપ્ત કરું તે પહેલાં માનપૂર્વક એક વાત કહી લેવાની રજા માગું છું. મેં તે કૃત્ય જે વખતે કર્યું તે વખતેયે હું એક દુઃખકારક ફરજ અદા કરી રહ્યો છું એ લાગણી મારા મનમાં હતી જ. મેં ભાષણ કર્યું તે જ વખતે મરહૂમ મિ. રૅન્ડ અતિ ગંભીર હાલતમાં પડેલા હતા, અને મેં ભાષણના આરંભમાં જ કહ્યું હતું કે આ ઘડીએ પૂનાના પ્લેગ-ઉપાયોની ટીકા કરવી એ ખરેખર ઘણી જ કઢંગી ફરજ છે, કારણ કે અમારે ખાતર જેના ઉપર આફત ગુજરી છે તે અત્યારે એવી હાલતમાં પડેલા છે કે કોઈનાં પણ માન અને સહાનુભૂતિ તેમના પ્રત્યે વળ્યા વિના રહે નહિ. અને મારા પોતાના કૃત્યથી હું આટલી બધી અવમાનિત સ્થિતિમાં આવી પડેલો છું તેનું મને પૂરું ભાન છે, છતાં જે ઘડીએ મગજની શાંતિ જાળવવી અતિશય કપરી હતી તે જ ઘડીએ હું ના. ગવર્નરની ચિન્તાનો ભાર વધારવામાં કારણભૂત બન્યો એ વાતનો મને ભારેમાં ભારે અફસોસ થાય છે. વળી મને એ પણ અતિશય ખટકે છે કે આ દેશમાં કંઈ નહિ તો થોડા અંગ્રેજ સજ્જનો મારા કૃત્ય પ્રત્યે ન્યાયની જ નહિ પણ ઉદારતાની દૃષ્ટિથી જોનારા પડ્યા છે, ત્યારે હું પોતે તો તે જ સજ્જનોના દેશબંધુઓ એવા પ્લેગકાર્યમાં રોકાયેલા સોલ્જરોની પ્રત્યે ન્યાયથી પણ ઊણો ઊતર્યો છું. પ્લેગ જેવા જોખમના કામમાં પડેલ કાર્યકર્તાઓ પ્રત્યે તો ટીકાકારોએ ન્યાયનું જ નહિ પણ ઉદારતાનું ધોરણ રાખવું ઘટે, તેને ઠેકાણે મેં તેમના ઉપર આધાર વિનાના ગંભીર આક્ષેપો કર્યા છે. એ સર્વેની, ના. ગવર્નરની, પ્લેગ કમિટીના સભ્યોની તેમ જ પ્લેગ-કાર્ય કરનાર સોલ્જરોની હું ફરીથી, મનમાં કોઈ પણ પ્રકારની ચોરી રાખ્યા વગર, માફી માગું છું."

સત્યને ખાતર અને રાનડે જેવાએ આપેલી ધીરજથી, માફી માગતાં થતું દુઃખ તો તેમણે જેમ તેમ સહન કર્યું, પણ એ પ્રસંગ સંબંધમાં જ્યારે પારકાઓએ તેમ જ પોતાનાંએ તેમના ઉપર ટીકાઓનો મારો વરસાવવા માંડ્યો ત્યારે ગોખલેનું સુકોમળ હૃદય

અત્યંત ઘવાયું. કોઈએ કહ્યું, 'આવા દુર્બળ મનના માણસે રાજકારણમાં શા માટે પડવું જ જોઈએ?' કોઈએ એમનો ડરપોક કહીને તિરસ્કાર કર્યો. સરકાર બદનક્ષીનો કેસ કરે તેનાથી ડરીને એમણે માફી માગી, એમ માનવું સાવ સહેલું હતું. ગોખલે તેમ જ તેમના ગુરુ રાનડે મધ્યમમાર્ગી વિચારો ધરાવનારા હોઈ આમ પણ ધીરા, બીકણ અને મવાળ તરીકે તેમની ટીકા થતી જ હતી. આ માફી તેમની એ મવાળનીતિના જ એક પુરાવા રૂપે ગણવામાં આવી.

જહાલ વિચારનાઓએ એમને નિંદ્યા એમાં બહુ આશ્ચર્ય જેવું નહોતું; પણ ગોખલેને કારી જખમ તો એ વાતનો હતો કે, માફીનું રહસ્ય તેમના પોતીકા અંગત માણસો, તેમના જેવા જ મધ્યમ રાજદ્વારી વિચારો ધરાવનારાઓ પણ સમજી શક્યા નહોતા. તેઓ કહેતા, એમણે માફી માગી એ તો ઠીક મુત્સદ્દીગીરી વાપરી, પણ માફીની ભાષા આટલી બધી પોતાની જાતને ઉતારી પાડનારી શા માટે વાપરવી જોઈએ? તેમના મતથી આ ગોખલેનું નર્યું ભોળપણ હતું. ભોળપણમાં તેમણે પોતાની જાતને હલકી પાડી એટલું જ નહિ પણ હિંદ દેશને હલકો પાડ્યો. ખરો મુત્સદ્દી બચ્ચો તો એવી માફી લખી આપે કે સામા પક્ષને માફી ભાસે, પણ તેમાં કોઈ ગંભીર વસ્તુનો સ્વીકાર હોય જ નહિ. ગોખલેને સત્યની પડી હતી. લોકોને સત્યની નહિ પણ ઉપરનો દેખાવ બની રહે એની જ પડી હતી.

આ અરસામાં એક બહુ નજીકના મિત્ર મળવા આવતાં ગોખલેએ તેમનો અભિપ્રાય જાણવા માગ્યો. પોતીકાને મુખે ટેકો મેળવી ઘા કંઈક ટાઢો પાડવાની વૃત્તિ કોને ન થાય? પરંતુ એ મિત્રે શું કહ્યું? "ગોપાળરાવ! જે દેશને તમે તમારું જીવન અર્પણ કર્યું છે તે જ દેશને આ માફીથી તમે કાળું કલંક ચોંટાડ્યું છે!" ગોખલેને છાતીમાં ખંજર ભોંકાયા સમું લાગ્યું, પણ એમણે ગમ ખાઈ ઉદાસ અવાજે કહ્યું: "ભાઈ, તમારો પણ આવો અભિપ્રાય છે એ જાણી મારા કાળજામાં કેટલો સંતાપ થાય છે તેની કલ્પના તમને નહિ આવે. આવો તમારો સ્પષ્ટ અને અંતરનો અભિપ્રાય હશે એ હું કબૂલ કરું છું, પરંતુ હું આજે તમને કહું છું કે ઈશ્વરની

કૃપા તો તમે એક દિવસ એવો જોશો કે જ્યારે હું આ કહેવાતા કલંકનો પૂરો બદલો વાળી મારી માતૃભૂમિની કીર્તિ ઉજાળીશ, અને તે દિવસે તમારા જેવા ટીકાકારો, જેઓ આજે મારો પ્રાણ લઈ રહ્યા છો, તેઓ જ મારા સ્તુતિકારો થવાના છો."

આ બધાની ગોખલેના હૃદય ઉપર ઊંડી અસર થઈ હતી, અને તેમણે હવે જાહેર જીવનનો ત્યાગ કરવાનો લગભગ નિશ્ચય કરી નાખ્યો હતો. છતાં મિત્રોના આગ્રહથી તેમણે એક વાર નિશ્ચય ફેરવ્યો અને અમરાવતી મહાસભામાં ગયા. માફીપ્રકરણ હજુ તાજું જ હતું. મહાસભામાં ગોખલેનો હુરિયો થયો. તેમના ભાષણમાં ભંગાણ પડાવવામાં આવ્યું. ત્યાં તો ગોખલે કડવી ગોળી ગળીને બેસી ગયા, પણ તેમને લાગ્યું કે પોતાની સ્થિતિ જાહેરને હજુ વધારે સ્પષ્ટતાથી સમજાવવાની જરૂર છે. તેથી તેમણે વળી એક લાંબો પત્ર છાપાંઓ જોગ લખ્યો. તેમાંનાં થોડાં અમર વાક્યો આ રહ્યાં:

"મારા વર્તન ઉપર ઇતિહાસનો છેવટનો ચુકાદો શો આવવાનો છે તે વિષે મને શંકા નથી. એવો દિવસ જરૂર આવશે, જે દિવસે મારા દેશબંધુઓ એમ માનતા થશે કે આ અત્યંત કમનસીબ બનાવ માટે મારી ઉપર રોષ કરવા જેવો નથી, પણ દિલસોજી જ દાખવવા જેવી છે. તેઓ સ્વીકારશે કે વિષમમાં વિષમ પ્રસંગમાં ફરજ અને સત્યને ખાતર જે એક જ રસ્તો લેવો શક્ય હતો તે મેં લીધો હતો. તે દિવસ આવતાં સુધી હું ધીરજથી રાહ જોઈશ. કસોટી અને કષ્ટો જો સારી ભાવનાથી ઉઠાવવામાં આવે તો માણસને શુદ્ધ અને ઉન્નત કરે છે. મારું કર્તવ્ય એટલું જ છે કે અજવાળું હોય કે અંધારું, મારે તો મારો ધર્મ બજાવ્યે જ રાખવો. લોકસેવા, જે કોઈના પણ કહેવાથી, સ્વીકારવામાં આવી નહોતી, તે કોઈના કહેવાથી છોડી શકાય નહિ. માણસને ભાગે કોઈ ઉચ્ચ પદનું કામ આવો કે અલ્પ પદનું, એ મુકાબલે ઓછા મહત્ત્વની બાબત છે. પોતાના કૃત્યની પ્રજા કદર બૂઝે તો માણસનો આત્મા જરૂર રીઝે. પોતાના કર્મના એ ફળથી રીઝવાનો સર્વને હક છે. નહિ, પ્રજાની એ કદર તો મનુષ્યને બળ અને ઉત્તેજન આપનારી નીવડે છે—ખાસ કરીને આપણા દેશમાં, જ્યાં લોકસેવાનો એ જ એક બદલો છે. પરંતુ

તેમ છતાં લોકોની કદર એ કંઈ જીવનનું અંતિમ ધ્યેય નથી. તે ધ્યેયની કોટિમાં મૂકવા યોગ્ય જ નથી. હર્બર્ટ સ્પેન્સરના શબ્દો વાપરું તો "એ આવી મળે તો રૂડું; ન મળે તોયે રૂડું—જો કે એટલું રૂડું તો નહિ જ તો."

ચારે પાસથી વરસતા ટીકાના અગ્નિ વચ્ચે રાનડેજીની આંખ ગોખલે ઉપર આશીર્વાદ વરસાવતી હતી. તેના વડે જ આ મહાન માનસિક વેદનામાં એ ટકી રહ્યા. ગોખલેએ પોતે લખ્યું હતું: "મારા અનેક હિંદી મિત્રોએ પણ આ વિષમ પ્રસંગે મારા ઉપર માયા ચાલુ રાખી છે, જેમાં સૌથી મોખરે એ મહાપુરુષ છે, જેમનાં ચરણે આજ કેટલાંક વર્ષોથી હું શિષ્યભાવે બેસતો આવ્યો છું."

એમના પગલાનું રહસ્ય પિછાણનાર ગુરુ રાનડે ઉપરાંત બીજા ગોખલેજીના પોતાના શિષ્ય મહાત્મા ગાંધી નીકળ્યા. સત્યને ખાતર કરેલી કીર્તિની કુરબાનીને સત્યના પૂજારીએ પિછાણી છે. ગાંધીજીનાં નીચેનાં વચનો ગોખલેના મૃત્યુ બાદ તેમને શ્રદ્ધાંજલિ તરીકે બોલાયાં હોઈ ગોખલેએ સ્વદેહે તો સાંભળ્યાં નહિ, પરંતુ પરલોકમાં એમના આત્માને એથી અત્યંત શાતા વળી હશે:

"મહાત્મા ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશ હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફ્ટેનન્ટ રેન્ડના ખૂન પછી પૂનામાં ત્રાસ છૂટયો હતો. આ વેળા મહાત્મા ગોખલે વિલાયતમાં હતા. તેમણે પૂનાના બચાવમાં ત્યાં ભાષણ કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબિત થઈ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદત બાદ દેશ આવ્યા. તેમણે અંગ્રેજી સિપાહીઓ, જેમની ઉપર આક્ષેપો કર્યા હતા, તેમની માફી માગી. તે માફીથી હિંદુસ્તાનનો કેટલોક પ્રજાવર્ગ નારાજ પણ થયો. મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઈએ. બીરુતાનો આરોપ મૂકતાં પણ કોઈક અજ્ઞાન હિંદી અચકાયા નહિ. આ બધાને તેમણે એક જ જવાબ બહુ ગંભીર ને મીઠી ભાષામાં આપ્યો: જે (દેશસેવાનું) કાર્ય મેં કોઈના હુકમથી માથે લીધું નથી તે હું કોઈના હુકમથી છોડી પણ શકતો નથી. મારી ફરજ બજાવતાં

હું પ્રજામત મારી તરફ રાખી શકું તો સારું ગણું, પણ જો હું તેટલો ભાગ્યશાળી ન થાઉં તો પણ સારું જ હશે.”

પરંતુ તે વખતે તો ટીકાઓના મારાથી ગોખલેનું આશાવંતું હૃદય ચિમળાયું. તેમણે જાહેરમાં આવવાનું લાંબો વખત સુધી છોડી દીધું. કેટલાંક વર્ષ સુધી મહાસભામાં તેમની હસમુખી ને ઉત્સાહભરી મૂર્તિ દેખાતી બંધ થઈ. આમ દેખીતી રીતે તો ગોખલેની પ્રગતિ અટકી, તેમની કીર્તિ ઝંખવાઈ. પરંતુ સત્યના આધાર ઉપર રાજકારણ રમનાર પુરુષ તરીકે એમની નામના ઇતિહાસમાં બંધાઈ છે તેનો આ માફીપ્રકરણ પાયો છે.

# પ્લેગ સંકટ નિવારણ

મારીપ્રકરણ પછી આવેલી ગમગીનીમાં ગોખલેએ મહાસભા જેવાં જાહેર મંડળોમાં જવાઆવવાનું છોડી દીધું. છતાં અંદરથી એમનો આત્મા તો વિકાસ માટે જોર કરી રહ્યો હતો. તેમણે પોતાના હૃદ્ગત ભાવોને કોઈ ન જાણે તેમ એક છૂપી રોજનીશીમાં નીચે પ્રમાણે નોંધ્યા :

"શ્રી ગુરુ દત્તાત્રેયના અનુગ્રહથી હું નમ્રતાથી છતાં દૃઢતાથી નીચેની સાધનાઓ કરવાનો પ્રયત્ન કરીશ :

૧. હું નિયમિત યોગસાધના કરીશ.

૨. હું આટલાં શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરીશ :

ક. ઇતિહાસ — પ્રાચીન તથા અર્વાચીન

ખ. તત્ત્વજ્ઞાન — પ્રાચીન તથા અર્વાચીન

ગ. જ્યોતિષશાસ્ત્ર

ઘ. ભૂસ્તરશાસ્ત્ર

ઙ. શરીરશાસ્ત્ર

ચ. માનસશાસ્ત્ર

— હવે બહુ શાસ્ત્રો થયાં !

છ. ફ્રેન્ચ ભાષા

૩. હું મુંબઈ ધારાસભાનો, વડી ધારાસભાનો તથા બ્રિટિશ પાર્લામેન્ટનો સભ્ય થવાનો પ્રયત્ન કરીશ. આ બધી સભાઓમાં પ્રવેશ કરી મારી બધી શક્તિઓ ખર્ચી મારી માતૃભૂમિની સેવા કરીશ.

૪. હું ઊંચામાં ઊંચા તત્ત્વજ્ઞાન ઉપર રચાયેલા ધર્મનો પ્રચારક થવા પ્રયત્ન કરીશ અને એ ધર્મ આખા જગતને સંભળાવીશ."

આ રોજનીશીનું છૂપું પાનું બતાવે છે કે ગોખલે જે કંઈ થયા તે માત્ર અકસ્માત જ નહોતો. તેમણે પોતાનું ધ્યેય બાંધી રાખેલું હતું. તેમને નાનપણથી પોતાની શક્તિઓની ઠીક પિછાણ હતી.

દાદાભાઈ જેવાના દૃષ્ટાન્તથી ઉત્સાહમાં આવીને અને વિલાયતમાં જે જોયું જાણ્યું તે ઉપરથી તેમના મનમાં થોડો સમય એવો વિચાર ઘર કરી બેઠો કે, આ દેશની ડહોળાયેલી હવામાંથી નીકળી વિલાયતમાં જઈને વસવું અને ત્યાં દાદાભાઈની જેમ પાર્લામેન્ટમાં પ્રવેશ કરી તે દ્વારા હિંદુસ્તાનની સેવા કરવી. આ વિચાર તેમણે ગંભીરપણે રાનડેજી પાસે નિવેદન કર્યો. દીર્ઘદૃષ્ટિવાળા રાનડેએ એ મોહના અવસરે ગોખલેને આવા શબ્દો વડે સાવધાન કર્યા: "શું સ્વદેશમાં બધું કામ સમાપ્ત થઈ ગયું છે કે પરદેશમાં કાર્યક્ષેત્ર કરવાનું તમને સૂઝે છે? એમ તમારા જેવા હોનહાર મનુષ્યો દેશ છોડી જશે તો પછી આ પ્રાચીન ભૂમિમાંથી જમાનાઓનાં જામેલાં અનીતિ, જુલમ અને દારિદ્યના થર કોણ ઉથાપશે? જે મહાન ઇમારત ચણવી છે તેના પાયા ખોદી કોણ પૂરશે અને ઉપર દીવાલો કોણ બાંધશે? પાર્લામેન્ટમાં તમે જે કંઈ કામ કરી શકો તે તો ઇમારત ઉપરની અગાશી સમું સમજો. તે તો ખાલી શણગારરૂપ હશે. એ કામ કોઈ બીજા માટે રાખવામાં આવશે યા તો હાલ તરત માટે પડ્યું રહેશે તોયે કશું નુકસાન નથી."

ગોખલેનો મોહ આ ઉપદેશ સાંભળી ઊડી ગયો, અને ફરી વાર કદી થયો નહિ.

ગોખલે બહાર ઓછું દેખાતા હતા, પરંતુ તેમણે પોતાનું સેવાજીવન સમાપ્ત કર્યું હતું એમ એનો અર્થ નથી. ફરગ્યૂસન

કૉલેજમાં તેમનાં અર્થશાસ્ત્ર, ઇતિહાસ, અને રાજકારણનાં ભાષણો ચાલુ હતાં, અને હવે એમણે વધારે જોયું જાણ્યું હોવાથી આ ભાષણો ઘણાં જ હૃદયંગમ અને પ્રેરક થવા લાગ્યાં હતાં.

એવામાં ભયંકર પ્લેગ એક વર્ષનો ગાળો પડવા દઈને ફરી વાર પૂના તેમ જ મુંબઈમાં ફાટી નીકળ્યો. પ્રથમ પ્લેગ વખતે તો પોતે પરદેશમાં હતા, એટલે ગોખલેએ સાંભળ્યું તેની દૂરથી ટીકા કરી ધર્મ બજાવ્યો. આ વખતે પોતે ઘર પર હાજર હતા. તેમના વીર આત્માને માત્ર ટીકા કરીને બેસી રહ્યે સંતોષ કેમ થાય? જીવનું જોખમ વહોરીને પણ મહામારી સામેની લડાઈમાં જાતે પડવાનો તેમણે નિશ્ચય કર્યો. તેમની પ્રેરણાથી પૂનાના યુવકોની એક ટુકડી પણ સેવા માટે ઊભી થઈ. મુંબઈમાં એ જ પ્રમાણે ગુરુ રાનડે, જેમની નોકરી એ વખતે મુંબઈમાં હતી, તે સેવા માટે બહાર પડ્યા હતા.

પ્રથમના પ્લેગ વખતના અનુભવથી સરકાર આ વખતે શાણી થઈ હોવાથી, તેણે પ્રજાના સ્વયંસેવકોની મદદ ખુશીથી સ્વીકારી. ગોખલે અને તેમના સ્વયંસેવકો ઘેર ઘેર ફરી પ્લેગપીડિતોને રાહત પહોંચાડતા, તેમને વીનવી સમજાવી ક્વૉરેન્ટીનમાં લઈ જતા અને સાજાઓને સલામતીને ખાતર રસી મુકાવવા સમજાવતા.

આ બીજી વખતના પ્લેગ દરમ્યાન એ અસાધ્ય રોગ ઉપર એક નવા ઇલાજની શોધ થઈ. હાફકીન રસી નામે પ્રસિદ્ધ થયેલી રસી એ નામના ગૃહસ્થે શોધી. પ્લેગવાળા ભાગોમાં આ નવો ઇલાજ અજમાવવાનો સરકારનો ઇરાદો હતો. પરંતુ પ્રજાનાં માણસોની મદદ વિના લોકોને મનાવવાની આશા ફોકટ હતી. ગોખલેએ પોતાની સેવા આ કામમાં પણ આપી અને નવી રસીનો પ્રચાર કરવામાં આગેવાની લીધી. તેના શોધક ઠેર ઠેર ફરી લોકોને સમજાવતા, અને કેટલીક સભાઓમાં ગોખલે પોતે પ્રમુખ-સ્થાન સ્વીકારતા, અને પૂનાના લોકો શંકાઓનો મારો ચલાવે તે ઝીલી તેમનું સમાધાન કરતા. પોતાના દૃષ્ટાંતથી લોકોને વિશ્વાસ બેસાડવા ખાતર તેમણે જાતે પણ રસી મુકાવી. તે વખતના વાઇસરૉય લૉર્ડ કર્ઝને પણ લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા આ રસી લીધી હતી.

આ રસી વિષે એવી લોકમાન્યતા ચાલી હતી કે તેનાથી માણસના શરીરમાં કાયમના બીજા રોગો ઘર કરે છે. આ માન્યતામાં કંઈ વજૂદ છે કે કેમ એ તપાસવા સરકારે એક સમિતિ નીમી, અને તેમાં પ્રજાના માણસ તરીકે ગોખલેની સેવાનો સ્વીકાર કર્યો.

આમ સરકારે આ વખતે શાણપણથી કામ લીધું, અને પ્લેગના કાર્ય ઉપર નીમવામાં આવેલા લશ્કરી અમલદારે ગોખલે તથા તેમની ટુકડીએ આપેલી કીમતી સેવા માટે તેમનો ઉપકાર માન્યો.

તે સમયના મુંબઈના ગવર્નર લૉર્ડ સેન્ડહર્સ્ટે પણ તેમને માટે કદરનાં વચનો ઉચ્ચાર્યાં. ગયા વર્ષની ગોખલેની ટીકાથી તે સાહેબ અત્યંત તપી ગયા હતા. તે એટલે સુધી કે ગોખલેની અતિ ઉદાર માફી છતાં તેમનો રોષ શમ્યો નહોતો. “એણે માફીપત્ર તો આપ્યું, પણ અહીંથી હજારો માઈલ દૂર જઈ ગપગોળા ફેંકવો એ તો સહેલી વાત છે, અને પછી ઘેર આવીને ‘મને ખોટી બાતમી મળેલી, હું માફી માગું છું,’ એમ કહી દેવું પણ સાવ સહેલું છે,” આવાં આવાં કરડાકીનાં વચનોથી તેમણે એ માફીપત્રને વધાવ્યું હતું. પરંતુ હવે ગોખલેને પોતાની ભાવના કૃતિથી બતાવવાની તક મળી અને પોતે પ્લેગક્ષેત્રમાં સ્વયંસેવક તરીકે ઉમદા કામગીરી કરી બતાવી, તે જોઈ એ સાહેબનો રોષ પણ ઊતર્યો અને તેમણે નીચે પ્રમાણે કદરનાં વચનો કહ્યાં :

“યાદ હશે કે એ વર્ષ ઉપર પ્રો. ગોખલેએ ફેલાવેલી ખોટી ખબર વિષે મારે કંઈક આકરી ટીકા કરવાની ફરજ બજાવવી પડી હતી. એમને કોઈએ જૂઠી જ બાતમી પૂરી પાડી હતી એ વિષે શંકા નથી. તે વખતે મેં દર્શાવ્યું હતું કે એવા હાનિકારક આક્ષેપોનો પ્રચાર કરતાં પહેલાં પોતાની બાતમી ખરી ખોટી હોવા સંબંધમાં તેમણે વધારે કાળજી લેવી જોઈતી હતી. પરંતુ જેમ તે વખતે તેમણે કરેલાં વિધાનો તોડી પાડવાને હું આતુર હતો, તેમ આજે હવે આ જાહેર કરવાને પણ ઓછો આતુર નથી કે સર્વે પ્લેગ-સ્વયંસેવકોની અંદર પ્રોફેસર ગોખલેના કરતાં વધારે કર્મનિષ્ઠ, મોટા મનનો અને લાગણીવાળો કાર્યકર્તા બીજો કોઈ નથી.”

## ૧૫

# " વિરોધ પક્ષના નેતા "

## ૧

### જાહેર જીવનના સમુદ્રમાં ઝંપલાવ્યું

ગોખલે વિલાયતની પાર્લામેન્ટમાં તો ન ગયા. પણ સ્વદેશની ધારાસભાઓમાં જવાનો યોગ તેમને મળ્યો. એ કામ માટે તેમણે અભ્યાસથી લાયકાત મેળવી હતી અને તેમને એમાં રસ પણ હતો. રાનડેએ પણ તેમને ઉત્તેજન આપ્યું અને પોતાની લાગવગથી તેમનો મુંબઈ ધારાસભામાં પ્રવેશ સહેલો બનાવી આપ્યો.

મુંબઈની ધારાસભાને તે વખતે મુંબઈના બેતાજ બાદશાહ ફિરોજશા મહેતા ગજાવતા હતા. ગોખલેએ તેમની છાયામાં રહી પોતાની નવી કારકિર્દી શરૂ કરી અને એ મહાન નેતા ઉપર છાપ પાડી.

આગળ ચાલતાં ફિરોજશા મહેતા વડી ધારાસભામાં ગયા. બડા લાટની છાયાથી દબાયેલા રહેતા ત્યાંના વાતાવરણમાં તેમણે પોતાના પ્રભાવથી હિંમત અને સ્વમાનનું નવું જ તત્ત્વ દાખલ કર્યું.

મુંબઈના સિંહ ત્યાંનું કામનું દબાણ લાંબો વખત સહન કરી શકયા નહિ, તેથી ટૂંક મુદતમાં જ નિવૃત્ત થઈ પાછા ઘેર આવ્યા. પણ પોતાનું સ્થાન ત્યાં સાચવે, પોતે શરૂ કરેલ નવો રાહ ચાલુ

રાખે, એવો કોઈ સભ્ય ત્યાં મોકલવો જોઈએ એમ તેમને લાગ્યું. તેમની નજર નવજવાન ગોખલે ઉપર ઠરી. ગોખલેને એમણે સૂચના કરી. ફિરોજશાની સૂચના એ ગોખલેને મન આજ્ઞા સમી હતી. તે ઉમેદવાર તરીકે ઊભા રહ્યા અને જેની પાછળ ફિરોજશા મહેતાનું પીઠબળ હોય તેને ચૂંટાતાં શી હરકત આવે ?

બરાબર આ જ વર્ષે ગોખલેની ફરગ્યૂસન કૉલેજના આજીવન સભ્યપણાની મુદત પૂરી થતી હતી. તેમનું જાહેર જીવન દિવસે દિવસે તેમનો વધારે ને વધારે વખત માગતું હોવાથી તે કૉલેજની સેવાને પૂરતો ન્યાય કરી શકતા નહોતા. વડી ધારાસભામાં જાય એટલે મોટો ભાગ કલકત્તે રહેવાનું થાય. આવા સંજોગો જોઈ ગોખલેએ કૉલેજમાંથી રાજીનામું આપ્યું. પોતાની પાળી પોષીને ઉછેરેલી પ્રિય સંસ્થામાંથી વિદાય લેતાં તેમનું હૈયું ભરાઈ આવ્યું. છતાં માતૃભૂમિનો નાદ તેમને બોલાવી રહ્યો હતો, અને કૉલેજનું તંત્ર ચલાવનાર આચાર્ય પરાંજપે જેવા નવા આજીવન સભ્યો પાછળ તૈયાર થયા હતા.

ફરગ્યૂસન કૉલેજના મંડળે ખાસ મેળાવડો કરી ગોખલેને વિદાય આપી. તે પ્રસંગે એમણે જે ભાષણ કર્યું તે સાહિત્યમાં સદા અમર રહી જશે. તેમાં ગોખલેના હૃદયનું ખરેખરું પ્રતિબિમ્બ પડ્યું છે. ભાષણનો અન્તભાગ અહીં ઉતારીશું :

"વર્ષો ઉપર એક વાર્તા વાંચેલી તે આજે યાદ આવે છે: કોઈ એક કાંઠાવાસી જન હતો. તેને રહેવાને સુંદર ઝૂંપડી હતી. ખેતરમાંથી પાક આવતો તેનાથી એની કોઠીઓ ભરી ભરી રહેતી. એનું ઘર પ્રેમળ કુટુંબકબીલાથી હસી રહ્યું હતું. લોકો એને મોટો ભાગ્યશાળી માનતા. પરંતુ એના મનને તો દરિયાનાં નીર સંઘાતે કોઈ અદ્ભુત પ્રીત હતી. દરિયો શાન્ત હોય, અને કોઈ નિદ્રાને ખોળે પડેલા બાળકની જેમ હળવા શ્વાસ લઈ રહ્યો હોય ત્યારે તે તેને ગમતો. દરિયો તોફાને ચડે અને ખિજાયેલા સિંહ જેમ ગર્જવા લાગે તોપણ તે તેને ગમતો. આખરે એક દિવસ એવું બન્યું કે દરિયાના આકર્ષણ સામે તે થોભી ન શક્યો. તેણે પોતાનું સર્વસ્વ ઠેકાણે પાડી દીધું, સર્વ ધન પોતાની હોડીમાં ભરી લીધું,

અને હોડીને દરિયાની છાતી ઉપર છોડી મૂકી. બે વાર તેને મોજાંઓએ પાછો ઠેલ્યો, પણ તેણે એની ચેતવણીની દરકાર ન કરી. ત્રીજી વાર તેણે તો હોડીને ઝુકાવી જ અને દયામાયાહીન દરિયાએ તેને પોતાની અંદર સમાવી દીધો. કંઇક અંશે, મારી આજની સ્થિતિ આ કાંઠાવાસી માણસ જેવી છે. જુઓને, આ કોલેજમાં મારે સ્થિર અને સલામત સ્થાન છે. અહીં સાથીઓ પણ કેવા છે! જેમની સાથે કામ કરવું એ તો એક લહાવો છે અને સદ્‌ભાગ્ય છે, જેઓ મારા સર્વ દોષો તરફ આંખ મીંચી રજ જેવડી સેવા મેં કરી હશે તેને ડુંગર જેવડી કરીને જોનારા છે. એમની ઉદારતાની મારા ઉપર ઊંડી અસર પડી છે, અને તે છતાં હું તે બધાનો પરિત્યાગ કરી જાહેર જીવનના તોફાની અને અગ્રુવ દરિયામાં ઝુકાવું છું. પરંતુ અંતરના ઊંડાણમાંથી કંઇક અવાજ મને સંભળાય છે, તે મારી પાસે આ વાટ લેવડાવે છે. હું તમને વિશ્વાસ આપવા ઇચ્છું છું કે આજે હું વધારે છૂટવાળું છતાં, ઓછી જવાબદારીવાળું નહિ એવું જીવન અંગીકાર કરી રહ્યો છું તેમાં શુદ્ધ આપણા દેશની ઉત્તમમાં ઉત્તમ સેવા કરવાની વૃત્તિ જ રહેલી છે. આ દેશનું જાહેર જીવન તો એવું છે કે તેમાં ફળ અલ્પ, અને કષ્ટ અને નિરાશા ઘણાં. કરવાના કાર્યનું ક્ષેત્ર તો વિશાળ છે. સામે પાર શું છે તેની — આ સર્વ પ્રયત્નનું શું ફળ આવશે તેની — કોઈને ખબર નથી. પરંતુ એક વાત સ્પષ્ટ છે. જેઓના આ બાબતોમાં મારા જેવા જ વિચારો થયા છે, તેઓએ પૂર્ણ આશા અને શ્રદ્ધા સાથે દેશસેવાના કાર્યમાં પોતાની જાતને હોમી દેવી, અને કોઈ પણ નિષ્કામ કર્મના ફળરૂપે જે આત્મસંતોષ મળી રહે છે તેવા આત્મ-સંતોષથી જ રાજી રહેવું. મારી ભાવી આશાઓનું અને મારા ભાવી કાર્યક્રમનું વર્ણન કરવાનું આ સ્થાન નથી, પરંતુ એક વસ્તુ હું પોતે જાણું છું અને તે આ છેઃ ચાહે તો મારા નવા ક્ષેત્રમાં આગળ વધી હું દેશની યત્કિંચિત્ સેવા કરવાને લાયક નીવડીશ, કે પછી ચાહે તો તોફાને તૂટેલો, ઝંઝાએ ઝૂડેલો, નાવ-ભગ્ન નાવિક થઈ મારે પાછું ફરવું પડશે. કોઈ પણ સ્થિતિમાં મારા હૃદયમાં, તમે તમારા માનપત્રમાં કહ્યું છે તે પ્રમાણે, આ સંસ્થાનું સ્થાન સદા કાયમ રહેશે. તેમ તમારી તરફથી પણ, જ્યારે પણ હું આવી ચડું

ત્યારે, મને આ દીવાલોની અંદર પ્રેમભર્યો અને ભાવભર્યો આવકાર મળશે જ, એવો વિશ્વાસ હું સદા સેવતો રહીશ."

આમ તેમણે ફરગ્યુસનનું શાન્ત સરવર છોડી જાહેર જીવનના સમુદ્રમાં ઝંપલાવ્યું. સમુદ્રનાં પાણી ખારાં હતાં, અને તેમાં તોફાન ચડતાં હતાં. પણ ગોખલે તેની ગણતરી કરીને જ તેમાં ઊતર્યા હતા.

## ૨

## વડી ધારાસભામાં

એ જમાનો જુદો હતો. તે વખતે ધારાસભાઓ આજના જેવી નહોતી. પાર્લામેન્ટના ઢબનું ચૂંટણીનું થોડું તત્ત્વ તેમાં દાખલ થયું હતું ખરું, પણ સરકારની બહુમતી કદી તૂટે નહિ એવો પ્રબંધ રાખેલો હતો. વળી રાજ્યનાં ખર્ચ જેવી અગત્યની બાબતોમાં તો ધારાસભાને માત્ર ચર્ચા કરવાનો જ હક આપવામાં આવ્યો હતો. સરકારનો ખુલ્લો દોષ હોય તો પણ તેને સીધું અને કડવું સત્ય સંભળાવવાની હિંમત લોકોના પ્રતિનિધિઓમાં આવી નહોતી, અને સરકારને તેવું સત્ય સાંભળી લેવાની ટેવ પણ પડી નહોતી.

અધૂરામાં પૂરું ગોખલે વડી ધારાસભામાં ગયા તે વખતે તેનો પ્રમુખ તે વખતનો વાઇસરૉય લૉર્ડ કર્ઝન હતો. એની બુદ્ધિ ઘણી તીવ્ર હતી, અને તરુણ ઉંમરનો હોઈ પોતાની બુદ્ધિનો તેને ફાંકો હતો. એ કોઈ નવાબના જેવો આપખુદ અને ટીકાઓનો અસહિષ્ણુ હતો. તેને રાજ્યતંત્રમાં ઘણા સુધારાઓ કરવાની હોંશ હતી, પણ બીજો કોઈ સુઝાડે એ તેનાથી સહન થતું નહિ. અને આ દેશના સદા ગુલામીમાં રહેવાને સર્જાયેલા લોકોમાંથી કોઈ સૂચના કરવાની ધૃષ્ટતા કરે તો તો તેનો પિત્તો ઠેકાણે રહે જ કેમ?

આવી પરિસ્થિતિમાં ગોખલે પોતાના નવા કર્મક્ષેત્રમાં દાખલ થયા. ફિરોજશાની ગાદીને લાયક નીવડવાની એમને ભારે ચિન્તા હતી. અને ખરેખર પહેલે જ દિવસે એમણે કોઈએ ન ધારેલી એવી સચોટ છાપ પાડી.

આવક ખર્ચનું અંદાજપત્ર ચર્ચા માટે રજૂ કરવામાં આવ્યું હતું. આ વર્ષના અંદાજપત્રથી સરકાર પરમ સંતોષમાં આવી ગઈ હતી. તેનો રચનાર નાણાંપ્રધાન પોતાની કૃતિ જોઈ ફુલાતો

હતો. વરસોવરસ સરકારનું ખર્ચ આવક કરતાં વધી જતું, ત્યારે આ વર્ષે તો ૭ કરોડ રૂપિયાનો ગંજાવર નફો રહેવાનો હતો. નફાના આંકડાથી સરકાર હરખાઈ, તેમ ધારાસભાના સભ્યો પણ હરખાયા, અને એક પછી એક ઊભા થઈ નાણાંપ્રધાનને ધન્યવાદ આપવા લાગ્યા. કોઈને એટલો ભેદ ન સમજાયો કે આટલો બધો વધારો રહે છે તો શા માટે પ્રજાનો કરનો બોજો હળવો કરતા નથી? કોઈને સૂઝ્યું હશે તો કહેવાની હિંમત ચાલી નહિ. ગોખલેનું આ નવી જગ્યામાં પહેલું જ ભાષણ થવાનું હતું. તેમણે સત્ય તારવી લીધું હતું, અને તેમણે એ પહેલા જ ભાષણમાં પોતાની મધુર ભાષામાં નીડરપણે અંદાજપત્રનો વિરોધ કર્યો. તેમણે કહ્યું :

"સાહેબ, ગયા વર્ષના સુધારેલા અંદાજપત્રમાં બતાવેલા ગંજાવર વધારા માટે આ બીજા બધાએએ નાણાંપ્રધાન ઉપર અભિનંદન વરસાવ્યાં છે. તેમાં હું સત્યને ખાતર ભળી શકતો નથી. ૭ કરોડ રૂપિયાનો વધારો એ તો હિન્દુસ્તાનના આર્થિક ઇતિહાસમાં એક અભૂતપૂર્વ બાબત છે. વળી આ વધારો તો એવે વખતે પ્રજા પાસેથી ઉઘરાવવામાં આવ્યો છે, જ્યારે તેઓ અત્યંત બારીક સંજોગોમાંથી પસાર થઈ રહ્યા છે. તમારો વધારો જોઈ મને તો એક જ વાત સાફ સાફ થઈને પીડી રહી છે અને તે એ કે દેશના લોકોની દશા અને દેશનું અર્થપ્રકરણ એ બેની વચ્ચે કોઈ જાતનો મેળ જ નથી."

આવા પ્રહારની કોઈએ અપેક્ષા રાખેલી નહિ. નાણાંપ્રધાન અને બીજા સરકારી સભાસદો ખળભળ્યા, પ્રમુખની ખુરશીમાં કર્ઝન ચોંકયા, લોકોના પ્રતિનિધિઓ આ નવા સભ્યની હિંમત અને સમજશક્તિ જોઈ ચકિત થયા. ગોખલેના પ્રહારો સરકારી સભ્યોને સજ્જડ રીતે વાગતા, તેઓ રાતાપીળા થતા, કોઈ કોઈ વાર રોષનાં ભાષણો કરતા, પણ ગોખલેની પદ્ધતિમાં એવી વિશિષ્ટતા હતી કે તેમને એ પ્રહારો ઝીલ્યા વિના છૂટકો ન હતો. તે જ્યારે પણ ટીકા કરતા ત્યારે તોડી ન શકાય એવી હકીકતોનો પુરાવો હંમેશાં તેમની પાસે હાજર રહેતો. પોતાની ટીકા પાછળથી ગળી જવી પડે એવો પ્રસંગ ગોખલેને પોતાની આખી કારકિર્દીમાં ભાગ્યે જ આવ્યો હતો. તે ઉપરાંત વિવેક અને મર્યાદાના નિયમોના

પાલનમાં તે એટલા ચોકસ હતા કે કડવામાં કડવું સત્ય તે મધુરમાં મધુર રીતે રજૂ કરતા.

પરિણામ એ આવ્યું કે કોઈ પણ પ્રશ્ન ઉપર ગોખલે શું કહેશે એ જાણવાને વાઈસરોય અને તેના ગોઠિયાઓ હંમેશાં બહુ જ ઉત્કંઠ રહેતા. દર વર્ષે એક વાર સરકારનાં અંદાજપત્રો ધારાસભા સમક્ષ ધરવામાં આવતાં. તે તકનો ઉપયોગ કરી ગોખલે સરકારની ભૂલો બતાવતા તેમ જ રચનાત્મક સુધારાઓ સૂચવતા. વર્ષોવર્ષ તેમણે કરેલાં આ અંદાજપત્રો પરનાં ભાષણો હિંદી રાજકારણના અભ્યાસીઓએ લક્ષપૂર્વક વાંચવા જેવાં છે. તે વખતની સરકાર દર વર્ષે ગોખલે શી શી સૂચનાઓ મૂકશે અને શી શી ટીકાઓ કરશે એ જાણવાને ઘણી જ આતુર રહેતી. જાહેર જનતા ગોખલેનું ભાષણ હોય તે દિવસે કોઈ મોટો ઉત્સવ હોય તેમ આનંદમાં આવી જતી. ગોખલેનું ભાષણ વડી ધારાસભામાં થવાનું હોય તે દિવસે આખી સભામાં જે રસ જામતો, તેના સાક્ષી તરીકે શ્રી. શાસ્ત્રિયાર વર્ણન કરે છેઃ " પ્રેક્ષકોની ગૅલેરીઓમાં પડાપડી થતી. નાણાંપ્રધાન, જેને ભાગે જવાબ આપવાનું કામ હતું, તે એમના ભાષણમાંથી વિસ્તૃત નોંધ લીધાં કરતા, અને વિગતથી તથા સામાન્ય રીતે સંપૂર્ણ વિવેક જાળવીને જવાબ આપતા."

ગોખલેના હાથમાં અંગ્રેજી રાજ્યના મુખ્ય મુખ્ય દોષો આવી ગયેલા હતા. તેથી એ મુદ્દાઓ ઉપર દર વર્ષે તે કંટાળા વિના પોતાની ટીકા સંભળાવતા. એમની મનમોહક શૈલીને લીધે જૂની વાત દર વખતે નવા જ લેબાસમાં આવતી. છતાં સરકારી સભ્યો ઘણી વાર એકની એક વાત ઉપર કંટાળો બતાવતા. સેનાપતિ કિચનરને લશ્કરી નીતિ પરના ગોખલેના પ્રહારો સાંભળી સાંભળી તેવો જ કંટાળો આવ્યો હતો. એક વાર તો તેણે ઊભા થઈ કહ્યું : " ગોખલે વરસોવરસ એની એ પૈડ કર્યાં કરે છે. મને તો એ સાંભળી સાંભળી હવે કંટાળો છૂટે છે. " ગોખલેએ જવાબમાં તરત સંભળાવ્યુંઃ " હું વરસોવરસ એકનું એક ન બોલું એમ જો સેનાપતિ સાહેબ ઇચ્છતા હોય, તો તેમણે હું કહું છું તે પ્રમાણે ખર્ચ ઘટાડવું, એટલે પછી હું નહિ બોલું. "

ગોખલેની ટીકાઓની તત્ક્ષણ તો કંઈ અસર દેખાતી નહિ. સરકાર એ ટીકાઓના ભાંગ્યાતૂટ્યા રદિયાઓ પણ આપતી, કેટલીક વાર મશ્કરી અને કેટલીક વાર રોષ દર્શાવતી. પણ ગોખલે પ્રહારોની સાથે સાથે કોઈને પણ સ્વીકારવી પડે એવી રચનાત્મક સૂચનાઓ પણ આપ્યા વિના રહેતા નહિ. બે ચાર વર્ષો પછી એ સૂચનાઓ વધુ કે ઓછા પ્રમાણમાં સરકાર અમલમાં મૂકતી જોવામાં આવતી.

આમ છતાં તંત્ર એટલું જડ અને ધીમું અને એટલું લાગણી-વિહીન હતું કે, ગોખલેની વિનવણીઓ અને ટીકાઓ મોટે ભાગે અરણ્યમાંના રુદન જેવી જ રહેતી. અત્યંત ધીરજવાન ગોખલે પણ તેથી ઘણી વાર ઉદાસ થઈ જતા. ગોખલેની નિર્મળતાનું પ્રતિબિમ્બ ક્યારેક એકાદ સરકારી સભ્યના હૃદય ઉપર પડી જતું. એક વાર તેવા એક સભ્યે જાણે ગોખલેને આશ્વાસન આપતો હોય તેમ કહેલું, "ગોખલે શા માટે આટલું ખોટું લગાડે છે? અમે હમણાં ને હમણાં એમનું દૃષ્ટિબિન્દુ ભલે કબૂલ ન કરીએ, પણ એમની ઘણી સૂચનાઓ સરકારે વહેલી મોડી સ્વીકારેલી છે એ તેઓ જાણે છે. વખત જતાં સરકાર આ પણ નહિ સ્વીકારે એમ તે શા માટે માની લે છે?"

સ્વાભાવિક રીતે જ આખી ધારાસભામાં ગોખલેનું પદ સૌથી પ્રથમ સ્વીકારવામાં આવતું હતું. લૉર્ડ કર્ઝન કહેતો કે ગોખલે સાથે વાદવિવાદ કરવો એ એક મોટો લહાવો છે. તે એમને "ના. શહેનશાહના વિરોધપક્ષના નેતા" કહેતો. જો કે એ વખતની ધારાસભામાં ખરા વિરોધપક્ષ જેવું કશું શક્ય જ નહોતું. લૉર્ડ કર્ઝનને ગોખલેના ઝપાટાઓ ખૂબ આકરા લાગતા. એમ છતાં તેણે વિરોધપક્ષના નેતાને સી. આઈ. ઈ. નો ખિતાબ બક્ષ્યો હતો. તે પ્રસંગે તેણે ગોખલે ઉપર પત્ર મોકલેલો તેમાં લખ્યું હતું: "તમારા દેશબન્ધુઓની સેવામાં તમે તમારી શક્તિઓના સદ્વ્યય કરી રહ્યા છો તે બદલ તમને આ માનની નવાજેશ કરવામાં આવે છે. તે આપતાં, તમે તમારી એ શક્તિઓનો એ જ પ્રમાણે સદા માટે વ્યય કરતા રહો, એથી વિશેષ હું શું ઇચ્છી શકું?

હું એટલું જ ઇચ્છું છું કે હિંદ તમારા જેવા વધારે દેશસેવકોને જન્મ આપે." કર્ઝને ફિરોજશા મહેતાને 'સર'નો મોટો સરકારી ઇલ્કાબ આપેલો. તે પ્રમાણે તેણે ગોખલેને પણ તે આપવા માગ્યો. પણ ગોખલેને સાદા ગોખલે રહેવાનું પસંદ હોવાથી તેમણે એનો સવિનય અસ્વીકાર કર્યો હતો.

આ વાતોને વર્ષો વીતી ગયાં છે. પણ ગોખલેની છાપ ધારાસભાના હૉલમાં સદા માટે છપાઈ રહી છે, તેમનો ઘંટડી સમો સ્વર જાણે હજુ પણ તેના વાતાવરણમાં ગુંજી રહ્યો છે. ત્યાં ઘણા સમર્થ સભાસદો આવ્યા અને ગયા, પરંતુ ગોખલેનું સ્થાન તો ખાલી જ રહ્યું છે.

१६

# ગુરુનો કૈલાસવાસ

ગોખલેને ધારાસભાનું નવું ક્ષેત્ર મળ્યું અને ત્યાંના મનપસંદ કામમાં તે તલ્લીન થવા જતા હતા, એવામાં જ બે તરફથી તેમના ઉપર કુદરતના ફટકાઓ પડ્યા.

એક તો તેમનાં બીજી વારનાં પત્ની સ્વર્ગવાસી થયાં (સને ૧૮૯૯માં). ગોખલેના ગૃહજીવન વિષે આપણે બહુ જાણતા નથી. તેમને આપણે એક જાહેર પુરુષ તરીકે જ ઓળખીએ છીએ. છતાં એમાં શંકા નથી કે બીજી વારનું ઘર માંડ્યા પછી ગોખલેનો સંસાર સુખસંતોષમાં ચાલતો હતો. તેઓ ચોવીસે કલાક જાહેર કાર્યમાં તલ્લીન રહી શકતા તે પત્ની પૂરેપૂરી અનુકૂળ હોયા વિના કેમ બને? ગોખલેના આકર્ષક વ્યક્તિત્વને લીધે તેમનું ઘર મિત્રો અને સાથીઓથી સદા ભરેલું રહેતું. તેમણે ગરીબાઈનો ધર્મ સ્વીકારેલો હતો, છતાં સ્વભાવે તો તે મહારાજા હતા. એવા પતિના ઘરખટલાનો ભાર ઉપાડવો એ સહેલું કામ તો ન જ હોઈ શકે. ગોખલે પોતાના ખાનગી જીવનની છાયા જાહેર જીવનમાં જરા પણ આવવા દેતા નહિ. પ્રયત્નપૂર્વક ટાળતા હશે એમ પણ લાગ્યા વિના રહેતું નથી. તેથી પત્નીના અવસાન વિષે ક્યાંયે તેમણે જાહેર ઉદ્ગાર કાઢેલો જાણવામાં આવ્યો નથી. પરંતુ તેમના જેવા લાગણીપ્રધાન મનુષ્યને તેથી ઊંડો શોક થયા વિના ન જ રહે.

ગોખલેના ઉપર બીજો કુદરતનો ફટકો પડ્યો તે તેમને અત્યંત વસમો લાગ્યો. તે ફટકો તેમના પૂજ્ય ગુરુ મહાદેવ ગોવિંદ રાનડેના સને ૧૯૦૧માં થયેલ અવસાનનો હતો. ૧૮૮૮ની સાલમાં એ મહાપુરુષે તેમનો હાથ સાહ્યો તે ઠેઠ સુધી છોડ્યો નહિ. રાનડેની દોરવણી અને કેળવણીથી ગોખલે પોતે એક મહાન પુરુષ થયા. પરંતુ પોતે જેમ મોટા થતા ગયા તેમ તેમ ગુરુ તેમને વધારે ને વધારે મોટા દેખાતા ગયા. પોતે ગમે તેટલા મોટા થયા તોપણ રાનડેને જાહેરમાં ગુરુ તરીકે ઓળખાવતાં તેમને કદી સંકોચ થયો નહિ. સામું, તેમાં પોતાનું ગૌરવ જ તેઓ સમજતા. શું જાહેર સભાઓમાં, શું ધારાસભાઓમાં, શું મહાસભાઓમાં, શું ખાનગીમાં કે શું જાહેરમાં, તે ગુરુનાં વચનો ટાંકતાં કદી થાકતા જ નહિ. અને એ જ રીતે રાનડેની એમના માટેની માયા પણ દિવસે દિવસે વધતી ગઈ હતી. છેવટના દિવસોના એક પ્રસંગમાં આ માયા કેટલી હદે પહોંચી હતી એ આપણે જોઈ શકીએ છીએ.

રાનડે માંદગીને બિછાને હતા. લાહોરમાં મહાસભા ભરાવાની હતી. મહાસભાની બેઠકોમાં સામાન્ય રીતે રાનડે કદી હાજરી આપ્યા વિના રહેતા નહિ. વળી મહાસભા કરતાં પણ વધારે મમતા તેમને સંસાર સુધારા પરિષદ માટે હતી. આ પરિષદ સ્થાપવામાં તેમનો જ મુખ્ય હાથ હતો. તે દર વર્ષે મહાસભા સાથે સાથે ભરાય એમ રાખેલું હતું. ગમે તેટલા માંદા હોવા છતાં, આ પરિષદમાં તો હાજરી આપવી જ એવો તેમણે આગ્રહ પકડ્યો. સૌ. રમાબાઈ વગેરે આપ્તજનો તેમના આગ્રહથી ઘણાં મૂંઝાવા લાગ્યાં. દાક્તરો વચ્ચે પડ્યા અને તેમને વાર્યા. એ મહાત્માની આંખમાં પોતાની પ્રિય પરિષદમાં ન જઈ શકવા માટે આંસુ આવી ગયાં. છેવટે તેમણે ગોખલે સામે નજર કરી કહ્યું, " મને તો આ લોકો નહિ જવા દે. પણ હવે તમે મને વચન આપો કે તમે જાતે ત્યાં જશો અને તેને સફળ બનાવશો. તમે વચન આપો તો જ મને શાંતિ વળશે."

રાનડેનું સ્થાન પોતે સંભાળી શકે એ સૂચનથી ગોખલે શરમાયા. તેમણે વિનયથી કહ્યું, "મહાસભાના પ્રમુખ શ્રી. ચંદાવરકર જાતે પરિષદમાં પધારશે, માટે તેની ચિંતા આપ ન કરો." પરંતુ

રાનડેના જીવને તેથી સમાધાન ન થયું. તેમણે ફરીથી આગ્રહ કર્યો, "ના ના, બીજા કશાથી મને શાંતિ નહિ થાય. મારે તમારું પોતાનું વચન જોઈએ."

રમાબાઈએ પણ ઇશારાથી ગોખલેને આજીજી કરી. છેવટે ગોખલેએ વચન આપ્યું અને તે પાળી પરિષદને ખરેખર સફળ બનાવી.

આવી જેમની પોતાને માટે માયા હતી, અને જેમને વિષે પોતાને ઊંડી ભક્તિ હતી, તેવા ગુરુ વિદેહ થતાં ગોખલેના જીવન ઉપર થોડી વાર માટે ઘેરું વાદળ છવાયું. આ પ્રસંગ ઉપર તેમણે ડૉ. પરાંજપેને પત્ર લખ્યો તેમાં પોતાનાં દુઃખ અને શ્રદ્ધા તેમણે દર્શાવ્યાં છે: "એમના મૃત્યુથી મેં કેટલું ગુમાવ્યું છે એ તમને લખી શકતો નથી. મારા જીવન ઉપર એકાએક ઘેરું અંધારું ફરી વળ્યું હોય એમ લાગે છે. જાહેર કામ કરવામાં જે સંતાપ મળતો તે આજે તો ઊડી ગયો છે. અલબત્ત, હું કબૂલ કરું છું કે મારો તેમ જ મારા જેવા બીજા ઘણાનો ધર્મ છે કે લડત ધપાવ્યે રાખવી. ભલે ઓછી શક્તિ હોય તો ઓછીથી, આશા અને શ્રદ્ધા કાયમ રાખીને, એમણે ફરકાવેલો વાવટો આપણી અલ્પ શક્તિ અનુસાર ઊડતો રાખવો. જે આદર્શો ખાતર એમણે પોતાનું જીવન અર્પ્યું હતું તે જ આદર્શોને પ્રેમ અને પૂજ્યબુદ્ધિથી અનુસરવું. પરંતુ કામ અત્યંત કષ્ટમય છે. તેનો અલ્પ અંશ પણ મારા જેવો ક્ષુદ્ર પ્રાણી સાધી શકશે કે કેમ એની મને શંકા છે. છતાં કર્મ કરી છૂટવું એ ધર્મ છે. કર્મ કરી છૂટ્યા એટલે મનુષ્ય પ્રાણીનું કર્તવ્ય સમાપ્ત થાય છે, એ આપણું મોટું ભાગ્ય છે."

ગોખલેને મોટી હોંશ હતી કે પોતાના ગુરુનું જીવનચરિત્ર લખવું. એક મિત્રના પત્રમાં તેમણે લખેલું: "રાનડેનું જીવનચરિત્ર, તેમનાં લખાણો અને ભાષણોમાંથી ચૂંટણી સહિતનું, પ્રસિદ્ધ કરવાનો મેં હવે સંકલ્પ કર્યો છે. કામ થતાં વખત તો લાગશે. પણ એટલું તો તમે ખાતરીથી માનજો કે જો પ્રેમ અને ભક્તિ અને કૃતજ્ઞબુદ્ધિ ભેગાં મળી આવું કાર્ય પાર ઉતારવાને શક્તિમાન હોય તો તો આ કામ થશે જ. પણ ગોખલેને ટૂંકા જીવનમાં ઘણાં ઘણાં કામો આટોપવાનાં હતાં. તેથી આપણે એક મહાન શિષ્યને હાથે લખાયેલા મહાન ગુરુના જીવનચરિત્રથી વંચિત રહી ગયા છીએ.

# ભારત સેવક સમાજ

સને ૧૯૦૫નું વર્ષ ગોખલેજીના જીવનનું સોનેરી વર્ષ ગણવું જોઈએ. તે વર્ષની આખરે દેશની જનતાને હાથે મોટામાં મોટું માન આપી શકાય તે તેમને આપવામાં આવ્યું, એટલે કે રાષ્ટ્રીય મહાસભાના તેમને પ્રમુખ ચૂંટવામાં આવ્યા. એ જ વર્ષની અધવચમાં ગોખલેએ હિંદ સેવક સમાજની સ્થાપના કરી પોતાના મનમાં વર્ષોથી સેવેલી એક ભવ્ય કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપ્યું.

ગોખલેની દૃષ્ટિ સદા હોનહાર નવયુવકો ઉપર રહ્યાં કરતી. અનેક યુવકોને તેમણે પ્રેરણા આપી દેશસેવામાં વાળ્યા છે. આ બાબતમાં તેમણે પોતાની ગુરુપરંપરા સુંદર રીતે આગળ ચલાવી છે. મહાદેવ ગોવિંદ રાનડે પણ યુવકો માટે એક જબરા લોહચુંબક સમાન હતા. વળી જેમના પ્રથમ સહવાસમાં આવવાથી સાદા ગોખલેને દેશસેવાનો રંગ લાગ્યો, એવા તિલક આગરકર પણ સમર્થ લોહચુંબકો જ હતા.

ગોખલેને ખાતરી બંધાઈ ગઈ હતી કે માત્ર બે ઘડી ફુરસદને વખતે ભાષણો કરી લેનારા આગેવાનોથી દેશનું નાવ આગળ ચાલવાનું નથી. આખું જીવન દેશકાર્યને અર્પણ કરનારા, કમાણી

અને સુખનો મોહ છોડનારા, સંખ્યાબંધ દેશભક્તો પેદા થાય એ એમની મોટી ઇચ્છા હતી. "જેવું ઝનૂન ધર્મના ક્ષેત્રમાં બતાવવામાં આવે છે તેવું જ ઝનૂન દેશકાર્યના ક્ષેત્રમાં બતાવનારા સંખ્યાબંધ દેશબંધુઓ હવે નીકળી પડવા જોઈએ. જાહેર જીવનને ધર્મનિષ્ઠ બનાવી દેવાની જરૂર છે. દેશભક્તિ હૃદયમાં એટલી ઊભરાવી જોઈએ કે તેની આગળ બીજું બધું તુચ્છ લાગે. દેશને ખાતર ભોગ આપવાનો પ્રસંગ આવતાં મનને ખેદ ન થાય કે ભય ન લાગે, પણ આનંદ છૂટે એવી તે ઊંડી હોવી જોઈએ. દેશભક્તિને જ પરમ ધર્મ માનવો જોઈએ." એવા ગોખલેજીના વિચારો હતા. દેશના આશાસ્પદ તરુણોને તાલીમ આપી આવા ત્યાગી દેશભક્તોનું એક મંડળ જમાવવું એવી ભાવનાથી પ્રેરાઈ ગોખલેજીએ ભારત સેવક સમાજની યોજના ઘડી કાઢી, અને તેમાં ભળનાર થોડા આજીવન સભ્યો મળી આવતાં તેમણે પૂનાની એક શાન્ત ટેકરીની તળેટીમાં જગ્યા પસંદ કરી, ત્યાં સમાજના ગૃહની સ્થાપના સન ૧૯૦૫માં કરી.

પોતાની આ વહાલામાં વહાલી ભાવના સમી સંસ્થાના પાયો નાંખવા ગોખલેએ કોને બોલાવ્યા? કોઈ ધનથી કે માનથી પ્રસિદ્ધ વ્યક્તિને તે શોધવા ન ગયા, પણ ઘણાં વર્ષો પર પોતાની આંગળી ઝાલી રાનડેજી પાસે પહેલવહેલો મેળાપ કરાવી આપનાર ઉપકારી વૃદ્ધ સજ્જન શિવરામ હરિ સાઠેને તેઓ તેડી લાવ્યા.

'સમાજ'માં દાખલ થનારા ઉમેદવારોને માટે ગોખલેએ સાત ગંભીર પ્રતિજ્ઞાઓ ઘડી કાઢી હતી, અને જીવનમાં મહાન પલટો કરાવનારી આ પ્રતિજ્ઞાઓ લેવડાવવાની ક્રિયા ગોખલેજી ભારે ગંભીરતાપૂર્વક કરાવતા. ભારત સેવક સમાજના ગૃહની નજીક એક સુંદર ટેકરી આવેલી છે, તેના ઉપર જઈ કોઈ પવિત્ર પ્રાતઃકાળે અથવા સાયંકાળે તે નવા ઉમેદવારને પ્રતિજ્ઞા લેવડાવતા. આ રહી તે પ્રતિજ્ઞાઓ :—

૧. દેશને મારા વિચારોમાં પ્રથમ સ્થાન રહેશે, અને મારામાં જે કંઈ ઉત્તમમાં ઉત્તમ છે તે હું તેની સેવામાં નિવેદન કરીશ.

૨. દેશની સેવા મારફત હું મારો કોઈ પણ પ્રકારનો અંગત સ્વાર્થ સાધીશ નહિ.

૩. હું સર્વે હિંદીઓને ભાઈઓ સમજીશ, અને જ્ઞાતિ કે ધર્મના ભેદ વિના સર્વેની ઉન્નતિ માટે કાર્ય કરીશ.

૪. મારા તથા મારા કુટુંબના ભરણપોષણ માટે 'સમાજ' જે કંઈ જોગવાઈ કરી શકશે તેટલામાં હું સંતોષ માનીશ. મારા પોતા માટે કમાણી કરવામાં હું મારી શક્તિનો અંશ પણ ખર્ચીશ નહિ.

૫. હું મારું અંગત જીવન શુદ્ધ રાખીશ.

૬. હું કોઈની પણ સાથે અંગત તકરારમાં ઊતરીશ નહિ.

૭. હું 'સમાજ'નાં ધ્યેયોને સદા દૃષ્ટિમાં રાખીશ, તેનું હિત પૂર્ણ ઉત્સાહથી તાકતો રહીશ અને તેનું કાર્ય ખીલવવા મારાથી બનતું સર્વ કરીશ. 'સમાજ'નાં ધ્યેયોથી અસંગત એવું વર્તન હું હરગિજ કરીશ નહિ.

આ પ્રતિજ્ઞાઓ અવશ્ય આકરી છે. પરંતુ સમાજને જે ગંભાર કાર્ય માટે ઊભો કરવામાં આવ્યો હતો તે સિદ્ધ કરવા માટે તો એવી પ્રતિજ્ઞાઓથી દીક્ષિત સેવકો જ હોવા જોઈએ. ગોખલેએ સમાજના સભ્યો માટે કયાં કાર્યક્ષેત્રો આંકયાં હતાં તે હવે જોઈએ:

૧. પ્રજાની અંદર, પોતાના દૃષ્ટાંતથી તેમ જ ઉપદેશથી માતૃભૂમિને માટે ઊંડી અને આવેશભરી ભક્તિ ઉત્પન્ન કરવી; એવી ભક્તિ કે જેમાં સેવા અને બલિદાનને જ પરમ સિદ્ધિ માનવામાં આવે.

૨. જાહેર પ્રશ્નોનો કાળજીભર્યો અભ્યાસ કરી, તેના આધાર પર રાજદ્વારી કેળવણી અને રાજદ્વારી પ્રચારનું કાર્ય સંગઠિત કરવું, અને દેશનું અંદર રાજદ્વારી જીવન ચેતનવંતું બનાવવું.

૩. જુદી જુદી કોમો વચ્ચે હેતપ્રીત અને સહકારની ભાવના વધે તેમ કરવું.

૪. કેળવણીનાં કાર્યોમાં સહાય કરવી, ખાસ કરીને સ્ત્રીઓની કેળવણીમાં, પછાત વર્ગોની કેળવણીમાં તેમ જ ઔદ્યોગિક તથા વૈજ્ઞાનિક કેળવણીમાં.

૫. દેશનો ઔદ્યોગિક વિકાસ સાધવામાં સહાયભૂત થવું.

૬. દલિત વર્ગોનો ઉદ્ધાર કરવો.

ભારત સેવક સમાજની પ્રતિજ્ઞાઓમાં આખું જીવન ગરીબાઈને વરવાનું અને દેશસેવાને છોડી બીજા કોઈ ધંધામાં ન પડવાનું રહેલું હોવાથી તેમ જ સમાજના સભ્યો તરીકે કૉલેજજીવનમાં ઝળકી ચૂકેલા ગ્રેજ્યુએટોને જ લેવાનો ગોખલેનો આગ્રહ હોવાથી ભારત સેવક સમાજમાં સભ્યોની મોટી સંખ્યા કદી થઈ શકી નથી. પણ તેમાં જે થોડા પુરુષો જોડાયા તેઓ પોતપોતાનાં ક્ષેત્રોમાં

આગળ પડતા પુરુષો છે. સ્વ. શ્રી. દેવધર, શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રિયાર, શ્રી. હૃદયનાથ કુંઝરુ, એ મુખ્ય નામો છે. આપણને ગુજરાતમાં વધારે જાણીતા તો શ્રી. અમૃતલાલ ઠક્કર બાપા છે. આ સર્વે ધારત તો મોટાં પદ અને ઢગલા ધન પ્રાપ્ત કરી શકત. એવા માણસોને ગોખલેજીએ ત્યાગ અને દેશસેવાના માર્ગે ચઢાવ્યા, તે ઉપરથી ગોખલેજીની મહત્તા કેટલી મોટી હોવી જોઈએ તેની કલ્પના આવી શકે છે.

સેવા કરવા માટે સેવકને દેશભક્તિ ઉપરાંત દેશના પ્રશ્નોનું જ્ઞાન હોવું જોઈએ, અને તે તેણે ખંતથી અભ્યાસ કરીને પ્રાપ્ત કરી લેવું જોઈએ એમ ગોખલેજી માનતા. તેમને પોતાને જો રાનડેના ચરણમાં બેસી અભ્યાસ કરવાની તક મળી ન હોત તો તેમને પોતાના જાહેર જીવનમાં કેટલી બધી ખોટ લાગત? અભ્યાસનું મહત્ત્વ ગોખલે એટલું બધું માનતા કે તેમણે નવા ઉમેદવારો માટે નિયમ જ રાખ્યો હતો કે તેઓએ શરૂઆતનાં પાંચ વર્ષો સમાજના કોઈ પણ જૂના સભ્યની દોરવણી નીચે અભ્યાસમાં ગાળવાં જ જોઈએ. ઉમેદવાર માટે સખ્ત નિયમ હતો કે તાલીમના કાળ દરમ્યાન તેણે પોતાની જવાબદારી ઉપર કંઈ જ કરવાનું નહિ. જાહેરમાં ભાષણ કરવાનું, કે વર્તમાનપત્રોમાં લેખ લખવાનું, કે કોઈ પણ જાહેર કાર્ય ઉપાડવાનું — એમાંનું કાંઈ તે કરી શકે નહિ. અભ્યાસીઓની સગવડ અર્થે સમાજના ગૃહમાં ચુનંદાં પુસ્તકોનું વિશાળ પુસ્તકાલય તેમણે ઊભું કર્યું.

ગોખલેએ દેશસેવકોનું મંડળ જમાવવા ભારત સેવક સમાજ કાઢ્યો, પણ તેમનો આત્મા 'સમાજ'ની નાની સીમામાં બંધાઈ રહી શકે એવો નહોતો. તેમને તો જ્યાં જાય ત્યાં ભારત સેવક સમાજ જ હતો, અને જે લાગમાં આવે તેના ઉપર પોતાની ભૂરકી નાંખવી એ તેમનો સ્વભાવ થઈ પડ્યો હતો. સરોજિની દેવી કદી ભારત સેવક સમાજના દફતર ઉપર સભ્ય તરીકે નોંધાયાં નથી, પણ ગોખલેજીએ એક ગંભીર પળે તેમને કેવી દીક્ષા આપી, તેનું વર્ણન દેવીએ પોતે એક પ્રસંગે પોતાની કાવ્યમય વાણીમાં કર્યું છે.

ગોખલે માંદગીને બિછાને હતા. હિંદુ અને મુસલમાનો વચ્ચે એકરાગ કરવાનો પ્રયત્ન લખનૌ મહાસભા વખતે ચાલી

રહ્યો હતો. ગોખલે પોતે બિછાને પડેલા છતાં એ બાબતની ભારે ચિન્તા રાખતા. સરોજિની દેવીના પ્રેરક ભાષણથી હિંદુ તેમ જ મુસલમાન નેતાઓનાં હૃદય પીગળ્યાં અને એકતાની આશા બંધાઈ. દેવીએ પોતે આવી ગોખલે પાસે આ વાતની વધાઈ ખાધી. આ ખુશ ખબર સાંભળતાં જ ગોખલે પથારીમાંથી ઊભા થઈ ગયા. તેમના મનમાં કંઈક કહેવાનું હતું તે ખાતર તે દેવીને લઈ ઉપર ખુલ્લી અગાશીમાં જવા માગતા હતા.

દેવી બોલ્યાં, "અરે, તમે દાદર કેમ કરીને ચડશો ?"

ગોખલે : "તમે આજે મારામાં નવી આશાનું જોમ રેડ્યું છે. હવે મને ફરીથી જીવનમાર્ગે ચઢવાનો અને કામે લાગવાનો ઉત્સાહ આવ્યો છે."

આવી આશા અને ઉત્સાહની પળે ગોખલેજી એ અગાશી ઉપર જઈને સરોજિની દેવીને સંબોધવા લાગ્યા. દેવી કહે છે, "ગોખલેજીએ મને સોનેરી સ્વરે સોનેરી શબ્દો કહ્યા : 'આવો દેવી ! આજે અહીં મારી પાસે ઊભાં રહો ; આ ઊંચેના તારાઓ તથા આ સામેના પર્વતો આજે તમારા સાક્ષી થાઓ. એમની હાજરીમાં તમારું જીવનધન અને તમારું બુદ્ધિધન, તમારું કાવ્ય અને તમારું વક્તૃત્વ, તમારા વિચારો અને તમારાં સ્વપ્નો માતૃભૂમિને ચરણે સમર્પણ કરો. ઓ કવિ ! પર્વતશિખરો પરના મંથા ઝીલો અને નીચેનાં મેદાનોમાં વેતરાં કરી રહેલાંઓમાં આશાનો સંદેશ ફેલાવો !'"

સરોજિની દેવીને આ રીતે કોઈ પ્રકારની કૃત્રિમતા વિના, 'ભારત સેવક સમાજ'નાં સભા કે ઠરાવ વિના દીક્ષા મળી.

ગાંધીજી ભારત સેવક સમાજના દફતરમાં સ્થાન પામી શક્યા નથી. પણ ગોખલેજીના હૃદયમાં તેમને પણ પ્રેમભર્યું સ્થાન મળી ચૂક્યું હતું. ગોખલેની એમને 'સમાજ' ના દફતર ઉપર પણ ચઢાવવાની તીવ્ર ઇચ્છા હતી, પણ શિષ્યમંડળમાં ચર્ચા ઊપડી;

"આપણા 'સમાજ'નો નિયમ ધીમે ધીમે, પગલે પગલે પ્રગતિ કરવાનો છે, જ્યારે ગાંધીજી તો કંઈ ખોટું લાગ્યું કે તરત સીધા લડત માંડી બેસે તેવા છે; તે આપણામાં કેમ ભળે ?"

ગોખલેજી એ જાણતા હતા, પણ સાથે તે એ પણ જાણતા હતા કે ગાંધીજીની લડાઈ સત્ય અને અહિંસા ઉપર જ સદા હશે. એવા સત્યાગ્રહી નર પોતાના 'સમાજ'માં ન હોય એ એમનાથી સહન થતું નહોતું. શું ગાંધીજીએ એવી જ લડાઈ દક્ષિણ આફ્રિકામાં માંડી નહોતી? અને શું ગોખલેએ તેમાં આશીર્વાદ અને સહાયતા આપ્યાં નહોતાં?

પણ કાયદાશાસ્ત્રીઓએ શંકા કાઢી:

'સમાજ'ની દૃઢ શ્રદ્ધા છે કે અંગ્રેજનું આ દેશમાં આવવું એ એક ઈશ્વરી યોજના છે. અને આ ગાંધીજીનું 'હિંદ સ્વરાજ' પુસ્તક વાંચો. તે તો અંગ્રેજનો સુધારો, તેની રાજ્યપદ્ધતિ, કશાને પસંદ કરતા નથી.

ગોખલેને પણ એમના એ વિચારો જોખમભરેલા તો લાગતા હતા જ. પરંતુ તેમને વિશ્વાસ હતો કે પોતે એમને કાબૂમાં રાખી શકશે. ગાંધીજીના વિચારો ગમે તેવા હોય, પરંતુ તેમના જેવા સત્યના ઉપાસક, દેશસેવાને ધર્મબુદ્ધિથી આચરનાર, વીર પુરુષને 'સમાજ'માં સમાવી ન શકાય એ એમનાથી જરા પણ સહન થતું નહોતું.

પરંતુ શિષ્યમંડળમાં કચવાટ બહુ હતો, અને ગોખલે બહુમતીને માન આપનારા રહ્યા, એટલે તેમણે ગાંધીજીને કહ્યું: "મારા સભ્યોએ હજુ તમારા પર-મત-સહિષ્ણુતાના સ્વભાવને ઓળખ્યો નથી. તેઓ પોતાના આદર્શને વળગી રહેનારા, સ્વતંત્ર અને મક્કમ વિચારના છે. હું ઉમેદ રાખું છું કે તેઓ તમને વહેલા મોડા સ્વીકારશે. પણ સ્વીકાર ન કરે તોપણ તમે એમ તો નહિ જ માનો કે તેમને તમારા પ્રત્યે ઓછો આદર કે પ્રેમ છે. એ પ્રેમ અખંડિત રહે એ ખાતર જ તેઓ કશું જોખમ લેતાં ડરે છે. પણ તમે 'સમાજ'ના કાયદેસરના સભ્ય થાઓ કે ન થાઓ, હું તો તમને સભ્ય તરીકે જ ગણવાનો છું."

શ્રી. સરોજિની દેવી તથા ગાંધીજીના આ કિસ્સાઓ ભારત સેવક સમાજના પ્રકરણ માટે કોઈને આવશ્યક ન લાગશે. પરંતુ લેખકનો નમ્ર મત છે કે એ બે દૃષ્ટાંતો વિના ગોખલેજીના હૃદયમાં 'સમાજ'ની મૂર્તિ કેવી હતી તેનું સાચું ચિત્ર ન ઊઠત.

# ૧૮

# રાષ્ટ્રપતિ

સને ૧૮૯૭ના માફી પ્રકરણ પછી ગોખલેએ મહાસભા તજી હતી. પરંતુ ત્યાર પછીની તેમની ધારાસભાની તેમ જ બહારની કારકિર્દી એવી જ્વલંત નીવડી કે તેમને મહાસભાએ પોતે, એક વિખૂટા પડેલા બાળકને માતા લે તેમ, ખોળામાં લીધા, એટલું જ નહિ પણ પ્રમુખની ગાદીએ બેસાડયા.

એ મહદ્ભાગ્ય ગોખલેજીને અપાવવામાં ઘણા ભાગનો યશ લોર્ડ કર્ઝનને ખાતે જાય છે. એ નવાબી ખવાસના વાઇસરોયે લોકમતનો તિરસ્કાર કરી અનેક જોહુકમી પગલાં ભર્યાં હતાં, અને સાત વરસના પોતાના અમલમાં પ્રજાને ઘણી જ દુઃખી અને અપમાનિત કરી હતી. જોકે હિંદી પ્રજાની સહનશક્તિ કહેતા-રૂપ થઈ પડી છે, છતાં તેની સહનશક્તિનેયે હદ છે એમ સિદ્ધ થયું. લોર્ડ કર્ઝનની દમનનીતિ સામે પ્રજાએ ત્રણ તરફથી માથું ઊંચક્યું. એક તરફથી બ્રિટિશ કાપડના બહિષ્કારની ચળવળ ઉપાડવામાં આવી. નાક દબાવીને મોઢું ઉઘડાવવા જેવી આ લડતથી ઇંગ્લન્ડનાં કાપડનાં કારખાનાંઓ નવરાં પડવા લાગતાં ત્યાંના લોકોની ઊંઘ ઊડી ગઈ. આ ચળવળને સરકારે પકડાપકડીથી દાબવાના પ્રયત્ન કર્યો, તો પ્રજાએ બીજી તરફથી માથું ઊંચક્યું, અને ભયંકર માર્ગ લીધો. માથાના ફરેલા યુવકોએ છૂપા બોમ્બ ઉછાળી જુલમી અમલદારોનાં ખૂન કરવા માંડયાં.

પ્રજાએ બતાવેલ આ બે જાગૃતિના પ્રકારો દબાવવાનાં હથિયારો સરકાર પાસે હતાં, અને તે તેણે દાંત ભીંસીને વાપર્યાં. પરિણામે દેશનું વાતાવરણ ભયભીત થઈ ગયું. 'વંદે માતરમ્'ની ગર્જના કરતાં પણ લોકો થથરવા લાગ્યા.

આવા વિકટ વખતમાં એક જણનો અવાજ ભારતની આર્ત વાણી સંભળાવી રહ્યો હતો. એ અવાજ હતો ગોપાળ કૃષ્ણ ગોખલેનો. વડી ધારાસભાની દીવાલોની અંદર ગોખલેજી પોતાની વાગ્ધારા લૉર્ડ કર્ઝન ઉપર છોડી રહ્યા હતા. કર્ઝન તે સાંભળી તડફડાટ કરતો, પણ અટકાવી શી રીતે શકે? ગોખલેની દલીલો હૃદયભેદક હતી છતાં તે કાયદો અને વિવેકની મર્યાદા કદી છોડતી નહિ.

વળી ગયા વર્ષની મહાસભાએ કર્ઝનના જુલમ સામે વિલાયતની ગોરી પ્રજાને જગાડવા બે નેતાઓને ઇંગ્લંડ મોકલ્યા હતા, તેમાં એક લાલા લજપતરાય હતા અને બીજા ગોખલે હતા. હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારને પ્રજાના પ્રહારો સાંભળવાની ટેવ હજુ પડી નહોતી, પરંતુ પોતાના દેશમાં તો અંગ્રેજોએ પોતાની સરકારને અતિ અતિ આકરાં વચનો સાંભળવાની ટેવ પાડી દીધેલી હતી. એવી પ્રમાણમાં વધારે સ્વતંત્ર હવામાં બન્ને નેતાઓએ અંગ્રેજ સરકારની સખ્ત ઝાટકણી કાઢી. ત્યાંના પડઘા લોકો હિંદુસ્તાનમાં સાંભળતા અને હિંમત મેળવતા.

આવા સંજોગોમાં જ્યારે હિન્દુસ્તાન સામે સને ૧૯૦૫ની બનારસ મહાસભાના પ્રમુખ ચૂંટવાનો પ્રસંગ આવી પડ્યો ત્યારે કુદરતી રીતે જ ગોપાળ કૃષ્ણ ગોખલેનું નામ એકમતે અને એકે અવાજે સ્વીકારાયું. આજે લોકોને ક્યાંય પણ ધીરજ મળતી હોય, હિંમત મળતી હોય, આશ્વાસન મળતું હોય તો તે ગોખલેજીની સૌમ્ય મૂર્તિમાંથી જ મળતાં હતાં.

ગોખલેજી વિલાયતમાં હતા ત્યાં જ તેમને પ્રમુખપદ સ્વીકારવા તાર કરવામાં આવ્યો. માતૃભૂમિનું આ અમૂલું આમંત્રણ જોતાં એમના હૃદયમાં કેવા કેવા ભાવો જન્મ્યા હશે? જોકે પોતે જાહેર કાર્યમાં નવા નહોતા, અને છેલ્લાં કેટલાંક વર્ષોથી તો તેમાં અગ્રણી પદ ધરાવતા આવ્યા હતા, છતાં હજુ તેમનું વય માત્ર ૩૯ વર્ષનું

જ હતું. મહાસભાના પ્રમુખની ખુરસી આટલી નાની ઉંમરે મળવી એ નાની વાત નહોતી. આજ સુધી આટલી નાની વયે એ પદ બીજા કોઈના ભાગ્યમાં આવ્યું નહોતું. તેનો સ્વીકાર કરતાં ગોખલેજી જેવા નમ્રતાની મૂર્તિને સંકોચ થયો હશે જ. પરંતુ તેમણે દેશના આ કટોકટીના સમયમાં પોતાનો ધર્મ એ કાંટાળો તાજ પહેરી લેવાનો જ છે એમ સમજી તેનો સ્વીકાર કર્યો.

સ્વીકાર કર્યો કે તરત પોતાના સ્વભાવ પ્રમાણે ગોખલેજીએ તે પદ શોભાવવાની તૈયારીઓ કરવા માંડી. ઇંગ્લંડનો કાર્યક્રમ ટૂંકાવી તરત સ્વદેશ પાછા ફરવાનો નિશ્ચય કર્યો. વખત ટૂંકો હતો. પ્રમુખનું ભાષણ આગબોટની અંદર સમુદ્રની ખુશનુમા હવામાં જ લખી કાઢવાનો સંકલ્પ કર્યો. તે માટે ઇંગ્લંડના મિત્રો તેમ જ પુસ્તકાલયો પાસેથી મળી શકે તે સામગ્રી ઝટ ઝટ મેળવી લેવાનું તે ચૂક્યા નહિ.

ભાષણ સફળ થવાનો મુખ્ય આધાર તેમાં સાચી સામગ્રી અને સાચી દોરવણી હોવી એ ગણાય. પરંતુ તે રીતે ઉત્તમ ભાષણ તૈયાર થયા પછી જો તે રજૂ કરનાર કંઠ બોદો પડી ગયેલો હોય તો સફળતામાં મોટી ખામી આવી જાય. ગોખલેજી બીજાઓની જેમ આવી સ્થૂલ વિગતો પ્રત્યે કદી બેદરકાર રહેતા નહિ. ઇંગ્લંડના બે માસના નિવાસ દરમ્યાન તેમણે એટલાં બધાં ભાષણો આપ્યાં હતાં કે તેમનો અવાજ બેસી ગયો હતો. તેથી તેમણે અગમચેતી વાપરી આગબોટમાં નાની સરખી શસ્ત્રક્રિયા કરાવી કંઠ સુધારી લીધો.

એમણે તો એથી પણ ઝીણી અને નજીવી લાગતી વિગતો પણ વિચારી લીધી હશે. પ્રમુખની ખુરસીએ વિરાજતી વખતે કયું ધોતિયું અને કયો કોટ અને કઈ પાઘડી પહેરવાં, એ તેમણે વિચારપૂર્વક જરૂર ઠરાવી લીધું હશે. ખેસ તરીકે તો તેમણે જતનથી સંઘરેલી રાનડેજીની પ્રસાદી જ કાઢી હશે. તેમના સ્વભાવ વિષે આપણે સાંભળ્યું છે તે પરથી એવું અનુમાન ખુશીથી કરી શકાય.

ઉંમરે નાનામાં નાના પ્રમુખે જ્યારે બનારસની મહાસભામાં પોતાનું ભાષણ સંભળાવ્યું ત્યારે તે એક પ્રૌઢ અને ડહાપણભરેલા

સંદેશા તરીકે વખણાયું. તેમાં લોર્ડ કર્ઝનને સખ્ખત સપાટા લગાવ્યા હતા, અને બંગભંગનો ભેદ ફોડયો હતો. તેમણે એ જવાબદારીના સ્થાનથી પ્રજાને અને પીઢ નેતાઓને સાવધાનીના શબ્દો કહેવામાંયે સંકોચ રાખ્યો નહિ. અંગ્રેજી કાપડના બહિષ્કારની હિલચાલ જોસથી ચાલતી હતી, અને તેની અસરથી ઇંગ્લંડની જનતા હિંદ તરફ જોતી થઈ હતી એના પોતે તાજા જ સાક્ષી થઈ આવ્યા હતા. આવી સફળ હિલચાલને પણ હદ ઓળંગાવી બે જાતિઓમાં વેર ફેલાવનાર ન થવા દેવી ઘટે એવો ઉપદેશ તેમણે સંભળાવ્યો. વૃદ્ધ નેતાઓને જુવાન પ્રમુખનો ઉપદેશ ધૃષ્ટતાભર્યો લાગ્યો હોય તો આશ્ચર્ય નહિ.

પરંતુ એ હિંમત અને ધૃષ્ટતા સાથે મધુરતા અને નમ્રતા કેટલાં ભરેલાં હતાં! તેમણે પોતાના એ ભવ્ય ભાષણની શરૂઆતમાં કાશીજીની રક્ષક દેવતા વિશ્વનાથ મહાદેવના આશીર્વાદ યાચ્યા હતા. અને ભાષણની સમાપ્તિ માટે તેમણે પોતાની વાણી તુચ્છ માની પોતાના પૂજ્ય ગુરુ મહાદેવ ગોવિંદ રાનડેની આર્ષ વાણીનો આશ્રય લીધો હતો.

આશા અને આશ્વાસનથી ભરેલો પોતાના પ્રમુખનો સંદેશો બનારસની મહાસભાએ જયનાદથી વધાવી લીધો. ચાલો આપણે પણ થોડાં વર્ષોનો પડદો ખસેડી નાખી એ નાદમાં આપણો પણ નાદ ઉમેરી કૃતાર્થ થઈએ:

બોલો ગોપાળ કૃષ્ણ ગોખલેની જય!

## બનારસ મહાસભાના પ્રમુખસ્થાનેથી

બનારસ મહાસભાના પ્રમુખસ્થાનેથી ગોખલેજીએ ભાષણ કર્યું તેમાંથી થોડા ઉતારાઓ હવે આપવામાં આવશે. એમની મોહક મૂર્તિ નજર સામે રાખીને અને તેમનો મધુર સ્વર કલ્પી લઈને આ વચનામૃતનું પાન કરીએ અને ગોખલેજીનો સાચો સાક્ષાત્કાર કરીએ.

### પ્રસ્તાવના

. . . ચાર માસ ઉપર મને પ્રમુખપદ માટે આમંત્રણ મળ્યું ત્યારે ક્ષિતિજ ઉપર આપણને નાનું સરખું—માંડ માણસના હાથ જેવડું વાદળું દેખાતું હતું. દરમ્યાનમાં આખું આકાશ ઘનઘોર થઈ ગયું છે,

અને કેટલાક સમયથી તો વાવાઝોડું પણ શરૂ થયું છે. સામે ભયંકર પહાડો ઊભા છે, ચોપાસ વિકરાળ સાગર ઘૂઘવી રહ્યાં છે. આવી પરિસ્થિતિમાં મહાસભાની નૌકાનું સુકાન મને સોંપવામાં આવ્યું છે. આપણે આશા રાખીએ કે આ તીર્થભૂમિ વારાણસીમાં વિશ્વની રક્ષા કરનાર વિશ્વનાથ દેવતા આપણાથી વિમુખ નહિ થાય, આપ પ્રતિનિધિઓની એકત્રિત બુદ્ધિ અને દેશભક્તિ મહાસભાને આ કસોટીના પ્રસંગમાંથી અખંડ અને વૃદ્ધિંગત પ્રતિષ્ઠા સહિત પાર ઉતારશે.

## લૉર્ડ કર્ઝન

સદ્‌ગૃહસ્થો ! છેવટે નામ તેનો અંત છે જ, એ કેટલો અટળ સિદ્ધાંત છે ! એને અનુસરી લૉર્ડ કર્ઝન જેવા વાઇસરૉયના અમલનો પણ અંત આવ્યો છે. સાત સાત વર્ષો સુધી આખા દેશમાં એકેએક આંખને એક સમર્થ વ્યક્તિ તરફ તાકવું પડતું — ઘડીમાં તેને જોઈ આનંદ થતો, ઘડીમાં વિસ્મય થતો, અને બહુ વાર તો રોષ થતો અને દુઃખ થતું. એ બધું હવે બદલાયું છે એમ માનતાંયે મુશ્કેલી પડે છે. આવા રાજ્યતંત્રની તુલના આપણા દેશના ઇતિહાસમાંથી લેવી હોય તો ઔરંગઝેબના જમાનામાં પહોંચવું પડે તેમ છે. તે પણ આટલી જ એકહથ્થુ આપખુદ રીતે અમલ કરવા મથતો; આટલો જ હઠાગ્રહ, ફરજ બજાવવામાં આટલી જ તનતોડ મહેનત, કામ કરવાની આટલી જ લોકોત્તર ધગશ, આટલો જ એકમલ્લ સ્વભાવ, રાજ્યનીતિના સિદ્ધાંત તરીકે અવિશ્વાસ અને દમન ઉપર આટલો જ આધાર ! પરિણામે એણે પણ આવો જ ત્રાસ ત્રાસ ચારે તરફ વર્તાવી મૂક્યો હતો. લૉર્ડ કર્ઝન હિંદુસ્તાનમાં અંગ્રેજી સલ્તનતના પાયા મજબૂત કરી ગયા છે એમ તેના પરમ ભક્તો પણ કહી શકશે નહિ એમ હું માનું છું. કેટલીક બાબતોમાં જરૂર એનું નામ મોટામાં મોટા વાઇસરૉયોમાંના એક તરીકે ગણાશે. તેનો અદ્‌ભુત બુદ્ધિવૈભવ, તેની જોસીલી વક્તૃત્વશક્તિ, તેની અપૂર્વ કાર્યશક્તિ, તેનો અમર્યાદ ઉત્સાહ—આ સર્વ ગુણો માટે તેનાં સદા વખાણ થશે. પરંતુ દેવો ઈર્ષાળુ કહેવાય છે. આ સર્વ ગુણોનું તેને મુક્ત હાથે દાન કરતાં તેઓએ એક ગુણ તેનાથી ટાળી રાખ્યો છે. જે ગુણ વગર કોઈ પણ માણસ વિદેશી પ્રજાને સમજી શકે જ નહિ એવો લોકાદર — લોકસહાનુભૂતિનો ગુણ જ તેઓએ તેને બક્ષ્યો નથી. લૉર્ડ કર્ઝન પોતાના લાંબા અમલને અંતે હિંદી પ્રજાને સમજ્યા વગર જ પાછો ગયો છે, એ એક દુઃખદાયી સત્ય છે. તેની અનેક અસંગતિઓના મૂળમાં આ ખામી જ રહેલી હતી; ઘણા લોકોને એ એક કોયડા સમાન થઈ પડ્યો હતો એ આને લીધે જ. જે પુરુષ હોદ્દાની લગામ હાથમાં ધરતાં પહેલાં તો એવી વાતો કરતો

હતો કે પોતાના અમલ તળે આવનારી પ્રજાનાં લાગણીઓ તથા પૂર્વગ્રહો માટે સંપૂર્ણ આદર રાખવાની પોતે કાળજી રાખશે, તે જ પુરુષ આખરે હિંદની વર્તમાન જનતાની જ નહિ, પણ તેના પરિયાંના પરિયાંની — આખી આર્યજાતિના આદર્શોની ઘોર નિંદા કરી ગયો. પોતાના તંત્રના આરંભકાળમાં તો એણે અધિકારી વર્ગને જાહેર ચેતવણી આપી હતી કે લોકો પાસેથી તે અમને શી દોરવણી અને ઉત્તેજન મળવાનાં છે, એવો ઘમંડ તેઓએ ન રાખવો. તેણે એમ પણ જાહેર કરેલું કે હિંદુસ્તાનની વર્તમાન પરિસ્થિતિમાં દેશના કેળવાયેલા વર્ગનો લોકમત એ એક એવી વસ્તુ છે કે, એને અવમાનવો કે અવગણવો એમાં આજે ડહાપણ કે મુત્સદ્દીપણું નથી. આવું બોલનાર પુરુષ આખરે એ સ્થિતિ પર આવીને પહોંચ્યો છે કે એણે લોકમતને પૂર્વે થઈ ગયેલા કોઈ પણ વાઇસરૉયના કરતાં વધારે પદ્ધતિસર રીતે કચર્યો છે, અને એની પોતાની કે એના અધિકારીઓની બુદ્ધિ જાણે ભૂલને પાત્ર જ ન હોય એ પ્રકારનો તે દાવો કરવા લાગ્યો છે. હકીકત એમ છે કે લૉર્ડ કર્ઝન અમુક ચોક્કસ ખ્યાલો લઈને હિંદુસ્તાનમાં આવ્યા હતા. તેની સમજ પ્રમાણે આ દેશમાં સર્વ સત્તાનો ઇજારો સર્વ કાળને માટે પોતાને સ્વાધીન રાખવા માટે અંગ્રેજ બચ્ચા જ સરજાયો છે. સત્તા પોતાના હાથમાં રાખવી અને દેશવાસીઓને તો માત્ર તેમની ફરજનું જ ભાન કરાવ્યાં કરવું એ તેનું કામ હતું. હિંદવાસીનું તો ફક્ત એક જ કામ — કે પેલાની સત્તાની ધૂંસરી ઉઠાવવી. એ સિવાય એને બીજું કામ નહિ, એ સિવાય તેણે બીજી કોઈ આશા કે આકાંક્ષા રાખવાની નહિ. એ લાટ સાહેબની યોજનામાં દેશના કેળવાયેલા વર્ગો માટે સ્થાન જ ન હતું. એમને વિશ્વાસમાં લેવાનો ખોટો દેખાડો કરી તેઓને તે રાજી કરવા ગયો, પણ જ્યારે તેમાં પોતે ફાવ્યો નહિ ત્યારે આખરે તેમને દબાવી દીધા. એના વિદાયના ભાષણમાં પણ શું છે? તેને મન હિંદુસ્તાન એ એક મોટું ચિત્રપટ છે, જેમાં આ દેશનો ૮૦ ટકા જનસમુદાય એ કેવળ પશ્ચાદ્ભૂમિ છે, મૂળ ચિત્ર તો એ ભૂમિ ઉપર પરાક્રમ કરી રહેલો અંગ્રેજ છે! જો ૨૦ ટકા પ્રજા બાકી રહી તેને જો તેનું ચાલે તો એ બારોબાર દરિયામાં જ પધરાવી દે!

## બંગભંગ

સદ્ગૃહસ્થો! આપણા સહુનાં મનમાં આજે સૌથી ઉપર કોઈ પ્રશ્ન હોય તો તે બંગભંગનો છે. આપણા બંગાળી દેશબંધુઓ ઉપર આ એક ક્રૂર અન્યાય થયેલો છે, અને પૂર્વે કદી અનુભવ્યું નહોતું તે રીતે સમસ્ત દેશ દુઃખ અને રોષથી સળગી ઊઠયો છે. એક પ્રાંતને તોડીને છિન્નભિન્ન કરવાનું આ પગલું ચાલુ નોકરશાહી તંત્રના ભૂંડામાં ભૂંડા

દૃષ્ટાંત તરીકે સદાને માટે યાદગાર રહી જશે. અંધકારમાં સેવાયેલું એ એક કારસ્થાન છે. અત્યંત ઉગ્ર વિરોધની સામે પડીને તેનો અમલ કરી પાડવામાં આવ્યો છે. આવો ઉગ્ર વિરોધ છેલ્લા અરધા સૈકામાં કોઈ પણ સરકારી પગલા સામે થયો નહોતો. લોકમતનો તેમાં સદંતર તિરસ્કાર છે, પોતાના ચઢિયાતા ડહાપણનું ઘમંડ છે, લોકોની મોંઘામાં મોંઘી લાગણીઓની અવગણના છે. ન્યાયની ભિક્ષા માગવા ગયા તેને મશ્કરીમાં ઉડાવવામાં આવી છે. આખી પ્રજાના હિત કરતાં સરકારી નોકરોનું હિત પહેલું સધાયું છે. લૉર્ડ કર્ઝન અને તેના સલાહકારો — જો તેને દુનિયામાં કોઈ સલાહકાર હોય તો — એવું બહાનું બતાવી શકે એમ તો છે જ નહિ કે, આ વિષયમાં લોકલાગણી કેટલી તીવ્ર છે તેનું એ લોકોને માપ નહોતું. લોકોનો અભિપ્રાય સરકાર પાસે માનપૂર્વક રજૂ કરવાને જે જે કંઈ કરવું શક્ય હતું તે બધું કરવામાં આવ્યું છે. ભાગલા જેવું કંઈક થવાનું છે એની ગંધ આવી કે તરત આખા પ્રાંતની અંદર ઉપરાઉપરી સભાઓ કરવામાં આવી હતી. આખા પ્રાન્તમાં મળીને ઓછામાં ઓછી પાંચસો સભાઓ થઈ છે અને દરેકમાં પૂરેપૂરી સ્પષ્ટ ભાષામાં જાહેર કરવામાં આવ્યું છે કે, આ પ્રાંત પ્રત્યે તેની પ્રજાની અત્યંત મમતા અને ભક્તિ છે, પ્રજા પોતાની બંગમાતા માટે અતિશય અભિમાન ધરાવે છે, તેથી આવા એક લોહી અને એક સ્વભાવના પ્રાંતને જો છિન્ન-ભિન્ન કરવાનો પ્રયત્ન થશે તો તેની સામે જબરો ઉહાપોહ થશે અને સખતમાં સખત સામનો થશે. એ જ મતલબની અરજીઓનો પણ વાઇસરૉય ઉપર વરસાદ વરસ્યો હતો. હિંદી વજીરને પણ આવા કોઈ પણ પગલાને પોતાની સંમતિનો સિક્કો ન મારવા વીનવવામાં આવ્યો હતો. આમની સભાને પણ હલાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રથમ તો તેના ઉપર સાઠ હજાર સહીઓ સહિતની અરજી મોકલવામાં આવી, અને ત્યાર પછી આપણા સદાના જાગૃત મિત્ર મિ. હર્બર્ટ રૉબર્ટ્સે આ બાબતમાં ચર્ચા પણ કાઢી. એ બધું જ અરણ્યરુદન નીવડ્યું છે. વાઇસરૉય નિશ્ચય કરી બેઠા હતા. તેના હાથ નીચેના અધિકારીવર્ગે તેને ટેકો આપ્યો હતો. હવે સરકારની વાટમાં આડે આવવાવાળા અને પોતાનો મત આપવાવાળા લોકો તે કોણ? વળી દાઝ્યા ઉપર ડામ તરીકે લૉર્ડ કર્ઝને આ વિરોધને કૃત્રિમ ચળવળ કહીને વર્ણવ્યો. ખરી રીતે તો, આ વિરોધમાં સર્વ વર્ગોના હિંદીઓ — ઊંચા તેમ જ નીચા, શિક્ષિત તેમ જ અશિક્ષિત, હિંદુ તેમ જ મુસલમાન — બધા જ ભળેલા હતા. આના જેવો પ્રબળ, આના જેવો વિશાળ, આના જેવો સ્વયંભૂ વિરોધ આપણાં રાજદ્વારી આંદોલનોમાં પહેલાં કદી જોવામાં આવ્યો નથી. વાઇસરૉયે આ જાતનો આક્ષેપ પોતાના વિરોધકર્તા વર્ગ ઉપર ફેંક્યો ત્યારે દેશમાંથી

કોઈ પણ મંડળે બહાર આવી સરકારના પગલાને ટેકો આપ્યો હોય એમ પણ બન્યું નથી. વળી વિરોધકર્તાઓની પંક્તિમાં અગ્રેસરો કોણ હતા? સર જતીન્દ્ર મોહન ટાગોર અને સર ગુરુદાસ બૅનરજી, રાજા પ્યારીમોહન મુકરજી અને ડૉ. રાશબિહારી ઘોષ, માઈમનસિંગ તથા કાસીમબઝારના મહારાજાઓ—જે ગૃહસ્થો સામાન્ય રીતે કોઈ પણ રાજદ્વારી ચળવળોથી અલગ રહેનાર છે, જેઓ સરકારને ચિન્તા કરાવે એવો એક પણ બોલ કદી બોલનારા નથી. આ સજ્જનો બંગભંગનો જાહેર વિરોધ કરવા એટલા જ કારણે બહાર પડ્યા છે કે તેમને એ એક ભયંકર આફત ઊતરી આવેલી લાગે છે અને તે ખાળવાને પોતાથી બનતું કરવું જ જોઈએ એ તેમને પોતાનો ધર્મ ભાસે છે. આવા પુરુષોના અભિપ્રાયને પણ જો તિરસ્કારથી હટાવેલી દેવામાં આવે, બધા જ હિંદીઓને જો પશુઓની જેમ મરજીમાં આવે તેમ હાંકવાના જ હોય, કોઈ પણ દેશની અંદર આદરપૂર્વક પૂજાય એવા પુરુષોને પણ જો પોતાના જ ઘરમાં અપમાન અને અવહેલના ભોગવવાનાં હોય, તો હું આટલું જ કહી શકું છું કે દેશના હિત અર્થે આ નોકરશાહી સાથે સહકારની આશા હવે લેશ પણ રહી નથી. અંગ્રેજી રાજ્યઅમલનાં સો વર્ષ પછી પણ જો આવું શક્ય રહ્યું હોય તો તેના કરતાં ગંભીર એવું તહોમતનામું એ અમલ સામેનું કેવું હોઈ શકે એ હું કલ્પી શકતો નથી.

આ બંગભંગના વિષય ઉપર સરકારે જેટજેટલું સાહિત્ય પ્રસિદ્ધ કર્યું છે તે સઘળું હું કાળજીથી વાંચી ગયો છું. તેમાં ત્રણ વસ્તુઓ મને આગળ પડતી જણાઈ છે—ગમે તે ભોગે બંગાળને તોડવાનો નિશ્ચય, બંગાળને ભોગે આસામને લાભ આપવાનો ઉત્સાહ તથા દરેક બાબતમાં નોકરશાહીનાં હિત અને સગવડાની જ દૃષ્ટિ. નોકરશાહીને માટે થોડી મોટી મોટી બક્ષિસો કાઢવામાં આવી છે—એક લેફ્ટેનંટ ગવર્નરની જગ્યા, બે જગ્યાઓ બોર્ડ ઑફ રેવન્યુના સભ્યોની, એક કમિશ્નરની, તેમ જ સેક્રેટરીઓ અને અન્ડરસેક્રેટરીઓની અનેક જગ્યાઓ. નવેસરની રચનાની બીજી યોજનાઓ રજૂ થયેલી તે બધીને, તેનાથી અધિકારી વર્ગમાં અસંતોષ ફેલાશે, એ કારણસર ઉડાવી દેવામાં આવી છે. . . . એટલે કે સરકારના મતે નોકરશાહીને અસંતુષ્ટ કરવા કરતાં લોકમતને પગ તળે કચડવો અને એક આખી પ્રજાની ઊંડામાં ઊંડી લાગણીને અવગણવી એ નાની બાબત છે. પરંતુ કોઈ પણ જોઈ શકે એવું છે કે આ પ્રશ્નનો નિર્ણય કરવામાં વહીવટી સગવડનો મુદ્દો ગૌણ હતો. બંગાળને ભાંગવાના લેખ તો ત્યારના લખાઈ ચૂક્યા હતા જ્યારથી હિંદી સરકારની માન્યતા આ જાતની બંધાઈ: "લોકમત અથવા લોકમત તરીકે ગણાઈ જતી ચળવળ કોઈ એકાદ મધ્યસ્થ સ્થળેથી મૂઠીભર

ચળવળિયાઓ ઊભી કરે અને ત્યાંથી રાંધી શીંધી ચારે ખૂણામાં ફેલાવે, અને આવા રાંધેલા સિવાયના બીજા સર્વે મતોને હસી કાઢે કે દાબી દે —આવી વસ્તુસ્થિતિમાં કોઈ પણ દેશ કે પ્રજાનું હિત ન જ સંભવે." આગળ જતાં સરકારે કહ્યું છે: "હરેક દૃષ્ટિબિંદુથી જોતાં અમને એ ઇષ્ટ લાગે છે કે જેમાં દરેક વ્યક્તિ પોતાનો સ્વતંત્ર વિચાર કરે, પોતાની સ્થાનિક આશામાં સંતોષ માને, સ્થાનિક આદર્શોમાં જ રાચે એ પ્રકારનાં નાનાં નાનાં મંડળો રચવાને ઉત્તેજન આપવું, તથા બંગાળનાં ઊગતાં બુદ્ધિ સાહસને મારી મચડી એક જ વિચારના ચોકઠામાં ઉતારી મુડદાલ અને નિર્બીજ થતાં બચાવી લેવાં." આપ સૌ સમજી શકશો કે આ લોકોની જ ફરિયાદોનો લૉર્ડ કર્ઝનની અત્યંત ચુનંદી શૈલીમાં અનુવાદ જ છે. બંગાળી પ્રજાની એ જ ફરિયાદ છે કે અમારું વધતું જતું સંગઠન તોડવા ખાતર, અમારી રાષ્ટ્રીય આશા આકાંક્ષાઓને દાબી દેવા ખાતર, રાષ્ટ્રહિત અર્થે પરસ્પર સહકાર કરવાની ભાવનાને નબળી પાડવા ખાતર, અમારા જ સુશિક્ષિત લોકોની અમારા આમવર્ગ ઉપરની લાગવગ ક્ષીણ કરવા ખાતર તેમ જ કલકત્તાનું રાજદ્વારી મહત્ત્વ ઘટાડવા ખાતર —આવા હેતુઓ ખાતર જ અમારી પ્રિય બંગભૂમિના ટુકડા કરવામાં આવે છે. આ જાણ્યા પછી એ માજી વાઇસરૉયના પક્ષપાતીઓ પણ એવું બહાનું બતાવી નહિ શકે કે બંગભંગનો હેતુ વહીવટી સગવડનો જ હતો અને રાજદ્વારી દમનનો નહોતો. . . .

પરંતુ, સદ્‌ગૃહસ્થો, ખરું જ કહેવાયું છે કે અશુભમાં પણ શુભનું બીજ રહેલું હોય છે. અને બંગભૂમિ જે અંધકારમાંથી પસાર થઈ છે અને થઈ રહી છે તેમાં પણ દેશને માટે ઉજ્જવળ ભાવીનું બીજ રહેલું છે. બંગભંગને પરિણામે બંગાળમાં લોકજાગૃતિનું જે જબ્બર મોજું ઉત્પન્ન થયું છે તે આપણી રાષ્ટ્રીય હિલચાલના ઇતિહાસમાં એક સીમાચિહ્ન રૂપે રહી જશે. અંગ્રેજી અમલ પછી પહેલી જ વાર દેશની સર્વ કોમોએ જાતિ કે ધર્મના ભેદ વિના, કોઈ પણ પ્રકારના બાહ્ય દબાણ વિના, અપૂર્વ એકતા અનુભવી છે. સૌને સામાન્ય એવા એક મહાન સંકટનો સંગઠિત થઈને સામનો કરવાની આખા દેશને એક-સામટી આકાંક્ષા જન્મી છે. આખી બંગભૂમિ ઉપર સાચી રાષ્ટ્રીય જાગૃતિનું મોજું ફરી વળ્યું છે, જેના સ્પર્શમાત્રે સર્વ બંધો આજે તો તોડીને જમીનદોસ્ત કરી દીધા છે, વ્યક્તિગત ઝેરવેર ડુબાવી દીધાં છે, ક્લેશકંકાસ શમાવ્યાં છે. એક નિરંકુશ અને હૃદયશૂન્ય એવી નોકર-શાહીના જુલમ સામે બંગાળે કરેલો વીરોચિત સામનો જોઈ આખો હિંદુસ્તાન ચકિત અને મુગ્ધ થયો છે. બંગાળનું આ સહન કરવું મિથ્યા ગયું નથી, કારણ તેણે દેશનાં સર્વ અંગોમાં સમાન સંકટો અને સમાન

આશાઓ દ્વારા એકતા આણી છે. બંગાળ ઉપર આજકાલ પ્રલયનાં ધસમસતાં પાણી ફરી વળ્યાં છે. આવા પ્રસંગે કોઈ કોઈ જગ્યાએ પાણીનું પૂર કિનારાઓ તોડી નાખ્યા વિના ન રહે. લોકોના મોટા સમૂહો જ્યારે કોઈ સ્વયંભૂ પ્રેરણાથી હાલી ઊઠે છે, ખાસ કરી, જ્યારે અંધકાર ભેદી પ્રકાશમાં જવાની, બંધ તોડી મુક્તિને વરવાની અદમ્ય આકાંક્ષા કામ કરવા લાગે છે ત્યારે કંઈક નાના નાના અત્યાચારો થવા સાહજિક છે. એનાથી આપણે વધારે પડતા ગભરાવાની જરૂર નથી. મૂળ અને મહત્ત્વની વસ્તુ આજે બની છે તે એ છે કે આખા દેશના જાહેર જીવનને બળવાન વેગ મળી ગયો છે, અને તેને માટે આખો હિંદુસ્તાન બંગાળના ભારે ઉપકાર નીચે આવેલો છે. બેશક, બંગાળના નેતાઓની સામે આવી પડેલી મુશ્કેલીઓ અતિ મોટી છે અને તેની હજુ તો શરૂઆત માત્ર જ લાગે છે. પરંતુ તેઓમાંના કોઈની પોતાની જવાબદારીમાંથી છટકવાની દાનત નથી એ હું પોતે જાણું છું. જે કંઈ બલિદાન આવશ્યક હશે તે તેઓ પ્રસન્નતાપૂર્વક આપશે એ વિષે મને શંકા નથી. આખો હિંદુસ્તાન તેઓની પાછળ છે. તેમની સામે આવી પડેલા કાર્યમાં તેમને દેશના સર્વ પ્રાંતો તરફથી અંતરની સહાનુભૂતિ તથા સહાય મળશે જ. બંગાળની કીર્તિને જરા પણ ડાઘ લાગવા દઈએ તે આપણને પોતાને જ ડાઘ છે. તેઓ પણ ભૂલે નહિ કે તેમના હાથમાં અત્યારે હિંદ સમસ્તની ઇજ્જત છે.

## સ્વદેશી અને બૉયકૉટ

આરંભમાં જ મારે જણાવી દેવું જોઈએ કે સ્વદેશીની હિલચાલ અને બંગાળમાં ચાલી રહેલી બહિષ્કારની હિલચાલ એ બે જુદી વસ્તુઓ છે. જ્યારે માજી વાઇસરૉય બંગાળના ભાગલા પાડવાનો પોતાનો નિશ્ચય છોડવા કેમ કર્યો તૈયાર ન જ થયો, જ્યારે વર્તમાનપત્રોમાં અને જાહેર સભાઓમાં કરેલા વિરોધ બધા નકામા ગયા, જ્યારે વાઇસરૉય, હિંદી વજીર તેમ જ પાર્લમેંટને કરેલી અરજીઓનું પણ કશું ફળ ન આવ્યું, જ્યારે સરકાર પોતાની આપખુદ સત્તાના જોરથી લોકોની મોંઘી આશાઆકાંક્ષાઓને કચડવા જ લાગી અને જ્યારે ચારે તરફ નજર નાખવા છતાં આ સ્થિતિમાંથી ઉગારનાર કોઈ નથી એમ ખાતરી થઈ, ત્યારે છેવટે આપણા બંગાળી દેશબંધુઓએ આ બહિષ્કારનું પગલું ભર્યું છે. તે ભરવામાં તેમના બે હેતુઓ છે, એક તો પોતા તરફ ચલાવાતા વર્તન સામે ઊંડો અણગમો દાખવવાનો અને બીજો હેતુ પોતાની ફરિયાદ તરફ ઇંગ્લંડના લોકોનું ધ્યાન ખેંચવાનો, જે લોકોના હાથમાં હિંદી સરકારનો જવાબ લેવાની સત્તા છે તે લોકોને અહીં શું ચાલી રહ્યું છે તે તરફ જાગૃત

કરવાનો. આમ આ બહિષ્કાર એક ચોક્કસ રાજદ્વારી હેતુસર વાપરવામાં આવેલું રાજદ્વારી શસ્ત્ર છે, અને બંગાળીઓની આજે જે સ્થિતિ આવી પડેલી છે તેમાં આ શસ્ત્ર ઉગામવાનું વાજબી કારણ હતું. અને હું મારા જાતિઅનુભવ પરથી તમને ખબર આપું છું કે હિંદના બનાવો તરફ અંગ્રેજ પ્રજાનું ધ્યાન ખેંચવાનો હેતુ સંપૂર્ણપણે સિદ્ધ થયો છે. પરંતુ બહિષ્કાર જેવું શસ્ત્ર છેલ્લી અણીને પ્રસંગે જ મ્યાન બહાર કાઢવું જોઈએ. તે નિષ્ફળ જાય તો તેમાં દેખીતાં જોખમો રહેલાં છે, અને પ્રજામાં અસાધારણ જાગૃતિ ન હોય ત્યાં સુધી આ શસ્ત્ર પૂરી સફળતાથી વાપરી શકાતું નથી. સામા પક્ષમાં પણ એના પ્રયોગથી રોષનો અગ્નિ પ્રગટે છે. દેશનો કોઈ પણ હિતચિન્તક, ખાસ છૂટકો જ નથી એવી પાકી ખાતરી વગર, આવું શસ્ત્ર હાથમાં ન જ લે. પરંતુ ખાસ અણીના પ્રસંગે બહિષ્કારનું હથિયાર ઉપાડવું એ સંપૂર્ણ રીતે કાયદેસર અને ન્યાય્ય છે; માત્ર એ પ્રસંગ એવો મોટો હોવો જોઈએ કે જે બંગાળના આજના પ્રસંગની જેમ સર્વ વર્ગોને એક કરી મૂકવાની શક્તિ ધરાવતો હોય. નેતાઓએ પણ એક સર્વસામાન્ય સંકટની સામે પોતાના વ્યક્તિગત ભેદો દાટી દીધા હોવા જોઈએ. 'બૉયકૉટ' શબ્દનું મૂળ તપાસતાં તેમાં અરુચિકર સંબંધો રહેલા છે. તેની અંદર બીજી કોઈ ભાવના કરતાં સામાનું નુકસાન કરવાનો ભાવ જ આગળ તરતો છે. ઇંગ્લંડ સાથેના આપણા હંમેશના સંબંધમાં આવો ભાવ સદાને માટે રાખવો એવો તો કોઈનો પણ આશય હોઈ શકે નહિ. વધારામાં, બહિષ્કાર જો ફક્ત ઇંગ્લંડના માલ ઉપર જ લાગુ કરવામાં આવે તો બીજા પરદેશોનો માલ ખરીદવાની આપણને છૂટ રહેશે, અને એમ થાય તો આપણી સ્વદેશીની હિલચાલને તેનાથી કશો જ લાભ થશે નહિ.

ગૃહસ્થો ! સ્વદેશીની ખરી પ્રવૃત્તિ એ તો દેશભક્તિની છે તેમ જ આર્થિક પણ છે. સ્વદેશીની ભાવના—'મારો પોતાનો દેશ' એ ભાવના મનુષ્યના હૃદયના તારોને ઝણઝણાવનાર એક ઉમદામાં ઉમદા ભાવના છે. ઊંચામાં ઊંચું સ્વદેશી એટલે માતૃભૂમિની ભક્તિ. તેનો પ્રભાવ એટલો ઊંડો અને આવેશભર્યો હોય છે કે તેના વિચારમાત્રથી માણસનો આત્મા હાલી ઊઠે છે, તેના સ્પર્શથી માણસ ઉન્નત થાય છે. હિંદુસ્તાનમાં આજે મોટામાં મોટી જરૂર કોઈ વસ્તુની હોય તો તે એ છે કે આ સ્વદેશભક્તિનો મંત્ર નાના મોટા સર્વને, ઊંચાને તેમ જ નીચાને, રાવને તેમ જ રંકને, શહેરોમાં તેમ જ ગામડાંમાં ફેલાવી સ્વદેશભક્તિને જ જાપાનની જેમ દરેકના જીવ ને પ્રાણ સમાન બનાવી દેવી જોઈએ. સ્વદેશીનું આંદોલન સામાન્ય આમવર્ગમાં પણ તેઓ ઝીલી શકે તેવા સ્વરૂપમાં દેશપ્રેમની ભાવના પ્રગટાવી શકે છે. લોકોનાં મનને તે પોતાના

સ્વદેશ પ્રત્યે વાળે છે, માતૃભૂમિને ખાતર કંઈક ભોગ આપવાનો ધર્મ એમનાં હૃદયોમાં ઉતારે છે, પોતાના દેશની આર્થિક ખિલવણીમાં તેમને જ્ઞાનપૂર્વકનો રસ પેદા કરાવે છે અને આખા રાષ્ટ્રના હિતને ખાતર અંદર-અંદર સહકાર કરવાનું શિક્ષણ આપે છે. આ ખરેખર અત્યંત કીમતી સેવા છે, અને જેઓ તેના પ્રચારમાં પડેલા છે તેઓ દેશસેવાનું પવિત્ર કર્તવ્ય બજાવ્યાનો સંતોષ લેવાને હકદાર છે.

પરંતુ, આ ભાવનાત્મક બાજુ છોડી ભૌતિક બાજુ લઈએ તો સ્વદેશી એ એક આર્થિક પ્રવૃત્તિ છે. દરેક જણ પોતા ઉપર સંયમનું બંધન રાજીખુશીથી મૂકી લે તેનાથી આર્થિક હેતુ પણ સરે જ છે. દેશમાં બનતી વસ્તુઓને એ ઘરાકીની ચિન્તાથી મુક્ત કરે છે, તથા સ્વદેશી બનાવટોની પેદાશ કરતાં માગ મોટા પ્રમાણમાં વધારી દઈ ઉત્પત્તિને કાયમની ઉત્તેજના આપી દે છે. આમ છતાં આ પ્રશ્ન આર્થિક બાજુએ એટલી બધી મુશ્કેલીઓથી ઘેરાયેલો છે કે લોકોના રાજીખુશીના સંયમ ઉપરાંત બીજાં તત્ત્વોનો પણ સહકાર મળે ત્યારે જ તેનો નિવેડો આવે એમ છે. આ પ્રશ્ન ખરે જ પ્રથમ મહત્ત્વ ધરાવનારો છે. બાર વર્ષ ઉપર પૂનામાં એક ઉદ્યોગપ્રદર્શન ખુલ્લું મૂકવાના પ્રસંગે સદ્દગત શ્રી. રાનડેએ આવા વિચારો દર્શાવ્યા હતા : "એક દેશની બીજા દેશ ઉપર રાજદ્વારી સવારી એ એક બીજા પ્રકારની સવારી કરતાં ઘણું વધારે ધ્યાન ખેંચે છે—એ બીજા પ્રકારની સવારી તે એક દેશનાં મૂડી, સાહસ અને ચતુરાઈની બીજા દેશના વ્યાપાર અને ઉદ્યોગો ઉપરની સવારી છે. તે વરતાતી નથી પણ રાજદ્વારી સવારી કરતાં ઘણી જ ભયંકર છે. એ બીજા પ્રકારની સવારીનું ઝેર અત્યંત ઘાતક પરિણામ નિપજાવે છે. પ્રજાના જીવનરૂપ એવી નાના તરેહની પ્રવૃત્તિઓનાં ઝરણાંઓને જ તે સૂકવી નાંખે છે." વસ્તુઓની ઉત્પત્તિનો પ્રશ્ન એટલે મૂડી, સાહસ તથા કૌશલ્યનો પ્રશ્ન, અને આ બધી જ બાબતોમાં આપણી ઊણપ આજે બહુ મોટી છે. તેથી જે કોઈ આ ક્ષેત્રોમાંથી એકાદમાં પણ હાથ આપી શકે તે સ્વદેશીનો આપણો કાર્યકર્તા જ છે, અને તેમ ગણીને તેની સેવાનો સ્વીકાર કરવો જોઈએ છે. . . . ખાસ કરીને આપણે એટલી ખબરદારી રાખવાની છે કે સ્વદેશીને નામે દેશમાં નવાં તડો ઊભાં ન થાય. એના જેવો બીજો સ્વદેશીનો વિપર્યાસ કયો હોઈ શકે ?

## ઉપસંહાર

નવ વર્ષ પર શ્રી. રાનડેજીએ કહ્યું હતું : "મુક્ત થયેલું મનુષ્યત્વ, આશા, ફરજથી કદી ન છટકે એવી શ્રદ્ધા, સર્વના પ્રત્યે ન્યાયનું જ વર્તન રાખે એવી ન્યાયબુદ્ધિ, નિર્મળ મગજશક્તિ અને પૂર્ણ ખીલેલા ગુણો, અને

છેલ્લે સર્વ મર્યાદાઓને વટી જતો પ્રેમ—આ બધું આવશે ત્યારે એ નવીન હિંદ જગતનાં રાષ્ટ્રો વચ્ચે પોતાને છાજતું સ્થાન પ્રાપ્ત કરશે, અને પોતાનાં વર્તમાન અને ભાવી ઉપર સ્વામિત્વ ધરાવતું થશે. જે દેશે આપણે પહોંચવાનું છે તે આ છે. ધન્ય છે તેઓને, જેઓ દૂરદૂરથી પણ એનું કલ્પનાદર્શન કરી શકે છે; અધીય ધન્ય છે તેઓને, જેઓ એ દેશનો પંથ સાફ કરનાર મજૂરો બનવાને ભાગ્યશાળી થયા છે; સૌથી ધન્ય છે તેઓને જે એ દેશને નજરે જોઈ નેત્રો ઠારી શકશે અને એ પાવન ભૂમિ ઉપર ફરીથી પગલાં મૂકશે. ત્યારે દુષ્કાળો અને રોગચાળાઓ, જુલમો અને દુઃખો એ બધાં ભૂતકાળની પુરાણકથાઓ રૂપ બની જશે, અને દેવો ફરીથી આકાશમાંથી આ પૃથ્વી પર ઊતરી પૌરાણિક કાળની જેમ માનવીઓ સાથે માનવીઓ બનીને ભળી જશે."—સજ્જનો ! આ સુંદર શબ્દોની જોડે મૂકવાની જેમાં યોગ્યતા હોય એવા મારા પોતાના શબ્દો હું આપી શકું તેમ નથી.

# બંગભંગ

## ૧

## ઇતિહાસ

ગોખલે રાષ્ટ્રપતિ ચૂંટાયા તે અરસામાં આખો દેશ બંગભંગની મહાન આફતથી ખળભળી ઊઠ્યો હતો. એવા વિષમ વખતમાં તે સાચી અને હિંમતભરી દોરવણી આપી શકશે? તેઓ એક મવાળ આગેવાન ગણાતા હતા, તેથી દેશમાં ઘણાંને એ વિષે શક હતો. પરંતુ જ્યારે બનારસ મહાસભા સમક્ષ તેમણે પ્રમુખ તરીકે ભાષણ કર્યું અને તેમાં બંગભંગ વિષે તથા તેના કર્તા લોર્ડ કર્ઝન વિષે ન્યાયસરના છતાં કોઈ પણ જહાલ કરતાં પણ સખ્ત શબ્દો તેમણે ઉચ્ચાર્યા ત્યારે એ વાત સિદ્ધ થઈ ગઈ.

પરંતુ આ બંગભંગ શું? અત્રે સંક્ષેપમાં તેનો ઇતિહાસ કહેવો અસ્થાને નહિ થાય, કારણ કે તે સમયની કોઈ પણ દેશવ્યાપી હિલચાલની જેમ આ હિલચાલ સાથે પણ ગોખલેજીનું જીવન સંકળાયેલું હતું.

બંગાળ પ્રાન્તની કાપકૂપ કરવાની શરૂઆત તો છેક ૧૮૭૪માં થઈ હતી. મૂળ દલીલ એવી હતી કે આ પ્રાન્ત એટલો વિશાળ છે કે એક હાકેમની હકૂમતમાં તેને સંભાળી શકાય તેમ નથી. તે વખતે આસામને કાપી જુદો પાડવામાં આવ્યો. આસામ ભાષાની દૃષ્ટિએ અલગ હતો તેથી, અને લોકોમાં રાજદ્વારી જાગૃતિ તે

જમાનામાં આવેલી નહિ તેથી સરકારના કૃત્યથી ખાસ ખળભળાટ થયેલો નહિ, જોકે તે વખતે પણ આસામ સાથે બંગભાષી ત્રણ જિલ્લાઓ સિલ્હટ, કચ્ચર તથા ગોઆલપરા કપાઈ ગયા હતા.

આમ જુદો ટુકડો પાડયો અને તેને માટે લેફ્ટેનન્ટ ગવર્નર અને આખું જુદું રાજ્યતંત્ર ઊભું કરવામાં આવ્યું, પણ તેનું બધું ખર્ચ ઉપાડી શકે તેવડો એ પ્રાંત મોટો નહોતો. તેથી બંગાળમાંથી બીજા પણ થોડા જિલ્લાઓ કાપી તેને આપવાનો વિચાર ચાલ્યાં કરતો હતો, અને તે માટે ચટગાંવ, નોઆખલી તથા ટિપ્પેરા જિલ્લાઓનાં નામો બોલાવા લાગ્યાં. પણ આ વખતે એ દરખાસ્ત સામે પોકાર ઊઠયો, ખાસ કરી ચટગાંવ જિલ્લામાંથી. તેથી સરકારે થોડો વખત એ વાત દફતરે બાંધી મૂકી.

પરંતુ જ્યારે લૉર્ડ કર્ઝન હિંદના વાઇસરૉયપદ પર આવ્યો ત્યારે તેણે એ જૂની ફાઈલો પાછી ઉખાળી. પહેલાંની દરખાસ્ત કરતાં એક પગલું આગળ વધી તેણે ઢાકા અને માઇમનસિંગ જિલ્લાઓ પણ આસામને જોડી આપવાની વાત ઉપાડી. તે આ દેશમાં હજુ નવો હતો અને પોતાના બુદ્ધિતેજમાં તેને એટલો વિશ્વાસ હતો કે દેશી લોકોને પોતે સહેલાઈથી આંજી નાખશે એમ તેણે માની લીધું. તેથી પ્રથમ તો તેણે બંગાળના થોડા મોટા મોટા લોકોની પરિષદ બોલાવી તેમનો ટેકો માગ્યો. પરંતુ ધારેલો ટેકો મેળવવામાં તે નાસીપાસ થયો. પોતાના રોફમાં લોકોને દબાવી દેવા ખાતર તે તોડવા ધારેલા પૂર્વ બંગાળના જિલ્લાઓમાં ફરવા નીકળ્યો. પણ તેનું પણ ધાર્યું પરિણામ તેને મળ્યું નહિ. ખુદ માઇમનસિંગના મહારાજા, જેમને ત્યાં તેણે મુકામ કર્યો હતો, તે મહારાજા સૂર્યકાન્ત આચાર્યે તેની પરોણાગત તો બાદશાહી કરી પણ પોતે બંગભંગની વિરુદ્ધ છે એમ તેને સાફ સંભળાવ્યું.

આમ લોકોને આંજવા અને ડરાવવામાં પોતે નિષ્ફળ થયો ત્યારે કર્ઝને પોતાનું પોત પ્રકાશવા માંડયું. તેણે હવે પોતાની યોજના ખાનગીમાં સેવવા માંડી, અને રીસ કરીને હવે તો પૂરેપૂરી છરી ચલાવવાનો નિશ્ચય કર્યો. તે પ્રમાણે આખો ઉત્તર બંગ અને પૂર્વ બંગના વધારાના ફરીદપુર અને બારિસાલ જિલ્લાઓ, એટલો જબરો ટુકડો કાપી કાઢવાની બાજી રચી. વાઇસરૉય અને હિંદી

વજીર વચ્ચે અંધારામાં એક જબરું કારસ્થાન સેવાતું હતું એની કોઈને કશી ખબર નહોતી. ઘણા તો માનતા થયા હતા કે કર્ઝનનો ઉત્પાત હવે ટાઢો પડી ગયો છે. કર્ઝનના વાઈસરૉય-પદનાં પાંચ વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં, તેથી પણ છૂટકારાનો દમ ખેંચી શકાશે એમ લોકોને આશા હતી.

પરંતુ કર્ઝને પોતાના અમલમાં આવાં પ્રજામતને કચડનારાં બીજાં પણ અનેક કૃત્યો ઉપાડ્યાં હતાં. તેના અમલનાં પાંચ વર્ષો પૂરાં થઈ જતાં પોતાનાં અધૂરાં કૃત્યો પૂરાં કરી શકે તે ખાતર તે બીજાં પાંચ વર્ષ માટે ફરીથી નિમાઈને આવ્યો. પરંતુ આ બીજી વારનો અમલ તે પૂરી મુદત સુધી ભોગવવા પામ્યો નહિ. બીજા રાજદ્વારી કારણસર તેને રાજીનામું આપી ઘેર જવું પડ્યું. પરંતુ રાજીનામું આપતાં પહેલાં તેણે પોતાની કેટલીક માનીતી યોજનાઓને દોડાદોડ કાયદાઓ ઘડીને અમલમાં મૂકી પાડી. બંગભંગનો કાયદો પણ એ જ વખતે તેણે મારતે ઘોડે ધારાસભા પાસે પસાર કરાવ્યો.

૧૯૦૫ના જુલાઈના એક દિવસે અચાનક સરકારી જાહેરનામું બહાર પડ્યું અને તેમાં ભાગલાની યોજના જાહેર કરવામાં આવી. બંગદેશના નેતાઓ ચમક્યા અને આ સંકટનો સામનો કરવો જ જોઈએ એમ દરેકને સ્ફુરણા થઈ. મહારાજા જતીન્દ્રમોહન ટાગોરના મહાલયમાં તેઓની પરિષદ બેઠી અને તેના ઠરાવ પ્રમાણે મહારાજાએ વાઈસરૉયને તાર કરી માગણી કરી કે ભાગલા ન પાડવા, અથવા છેવટે બંગભાષી જિલ્લાઓ તો જુદા ન જ પડે એમ કરવું.

## ૨

## બંગભંગ પાછળ રહેલા હેતુઓ

બંગભંગ કરવામાં રાજ્યતંત્રની સગવડનો વિચાર રહેલો હતો એમ ઉપરથી કહેવામાં આવ્યું હતું, પણ કર્ઝનના મનમાં ભયંકર હેતુઓ હતા, અને બંગીય નેતાઓ તે સમજી ગયા હતા. એક ભાષા બોલતા પ્રાન્તના ટુકડા કરવાથી પ્રજાને અગવડ અને હેરાનગતી ઘણી જ પડે એ ખાતર પણ તે કુનીતિ છે જ. પણ આ ભંગમાં બીજો એક મહા ઝેરી હેતુ પણ હતો, અને તે કર્ઝને

પોતાની સત્તાના તોરમાં છૂપો રાખ્યો નહોતો. ભાગલાના પ્રદેશો એવી રીતે પાડવામાં આવ્યા હતા કે એકમાં મોટી વસ્તી હિંદુની રહે અને એકમાં મુસલમાનની. નવા પૂર્વબંગ પ્રાંતને સરકારી જાહેરાતોમાં મુસલમાની પ્રાંત તરીકે ઓળખાવવામાં આવતો હતો. આગળ ઉપર ભાગલા પાડ્યા અને તેના હાકેમો નિમાયા ત્યારે નવા પૂર્વબંગ પ્રાંતનો હાકેમ બેશરમપણે એવું બોલતો કે, "મારે બે રાણીઓ છે, એક હિંદુ અને બીજી મુસલમાન, પણ તેમાં મુસલમાન એ મારી માનીતી રાણી છે." દૂરદર્શી નેતાઓ આ ઝેરનું બીજ કળી ગયા હતા, એથી પણ આ વખતે આકરામાં આકરી લડત લેવાની સૌએ તૈયારી કરી.

બંગભંગ પાછળ કર્ઝનનો એક ત્રીજો રાજદ્વારી હેતુ પણ હતો. અને તે પણ બંગીય નેતાઓ સારી રીતે પામી ગયા હતા. બંગાળ પ્રાંતમાં પ્રથમથી અંગ્રેજોનું વડું થાણું હોઈ બંગાળીઓને તેમનો અને તેમના રાજ્યઅમલનો સીધો પરિચય થયો હતો, અને તે જ કારણે બંગાળીઓમાં રાજદ્વારી જાગૃતિ, પરદેશી ધૂંસરી નીચે રહેવાનો અસંતોષ, બીજા પ્રાંતો કરતાં કંઈક વિશેષ પ્રગટ્યાં હતાં, અને તેમના આગેવાનો પોતાના અંતરમાં રહેલી વરાળ જાહેરમાં કાઢતા થયા હતા. વાઇસરૉય લૉર્ડ કર્ઝન નવાબી ખવાસનો માણસ હોઈ તેનાથી આ સહન થતું નહોતું. બંગાળના આગેવાનોને જોતાં તેની આંખમાંથી ઝેર વરસતું. તેઓના અસંતોષનો ચેપ દેશના સામાન્ય મૂગી અને અભણ જનતામાં ફેલાય તો સરકારનો કડપ આથમી જાય એવી તેને ચિંતા થઈ પડી. કેળવાયેલા અને બિન-કેળવાયેલા પ્રદેશો જુદા જુદા પ્રાંતોમાં વહેંચાઈ જાય તો આ ચિંતા ટળે અને ચેપ ગ્રામવિસ્તારમાં ફેલાતો રોકાય, એ તેના મનમાં રહેલો ગર્ભિત હેતુ હતો. ગુજરાતમાં જ્યારે બારડોલીના ખેડૂતો સત્યાગ્રહ અને નાકરનો ચેપ ફેલાવતા થયા ત્યારે કેટલાક વિનોદમાં કહેતા કે એ ચેપથી બાકીના પ્રાંતને બચાવવા સરકાર બારડોલી તાલુકો ગાયકવાડને સોંપી દેવા માગે છે! એ વાત તો વિનોદમાં ગઈ, પણ બંગભંગનો તુક્કો તો ખુદ કર્ઝન જેવા વાઇસરૉયના મગજમાં ઊઠ્યો હતો; અને વાઇસરૉય એટલે તો હિંદુસ્તાનમાં એક બાદશાહનો બાદશાહ. તેનું ધારેલું ઉથાપનાર કોણ? લોક ઉમરાણ

કરતા રહ્યા અને બંગભંગનો કાયદો તાબડતોબ ઘડી કાઢવામાં આવ્યો. સુરેન્દ્રનાથ બાનરજી જેવા બંગાળના સિંહની ગર્જના વ્યર્થ ગઈ, બાબુ બિપીનચંદ્ર પાલનો મેઘનાદ હવામાં ઊડી ગયો. રાસબિહારી ઘોષ જેવા ઠરેલ નેતાનો અવાજ પણ પાણીમાં ગયો, અરે ! સર જતીન્દ્રમોહન ટાગોર, સર ગુરુદાસ બાનરજી, માઇમનસિંગ અને કાસિમબઝારના મહારાજાઓ જેવા સરકારના હિતૈષીઓની ભલામણને પણ તુચ્છકારવામાં આવી. બાબુ અશ્વિનીકુમાર દત્ત જેવાઓને તો રાજદ્રોહી તરીકે હદપાર કરી દીધા. કર્ઝનના કઠોર નિશ્ચયને કોઈ ડગાવી શક્યું નહિ. તલવારને ઝટકે ધડથી માથું જુદું પાડવામાં આવે તેમ એક કલમને ઝટકે બંગાળના ભાગલા કરી નાખવામાં આવ્યા.

હવે આપણે સમજી શકીશું કે કર્ઝનને બંગભંગનો એટલો બધો ચડસ કેમ થયો હતો, તેમ જ બંગપ્રજાએ તેની સામે આખા હિંદદેશને હચમચાવી મૂકે એવી લડત કેમ ઉપાડી. ગોખલેજી પોતે આ હેતુઓ સારી રીતે સમજી ગયા હતા, અને બનારસ મહાસભા, જે બંગભંગ પછી તરત મળી તેના પ્રમુખસ્થાનેથી તેમણે તે ઉઘાડા પાડ્યા હતા.

## ૩

## લડત

સુરેન્દ્રનાથ બાનરજી વગેરે નેતાઓ વારંવાર મળવા અને ચર્ચા કરવા લાગ્યા. ઠેર ઠેર સભાઓ કરવા લાગ્યા. જેઓ શહેર બહાર કદી નીકળતા નહિ તેઓ પ્રાંતના ખૂણે ખૂણે ઘૂમવા લાગ્યા, થાક અને ટાઢતડકાની બરદાસ્ત કરવા લાગ્યા અને જ્યાં જે મળી આવે તે ખાઈને ચલાવવા લાગ્યા.

ચોટ એટલી સખ્ત લાગેલી હતી કે માત્ર સભાઓથી સંતોષ થાય તેમ નહોતું. તરત સામો જવાબ મળે એવી સીધી લડત માંડવી એવો પ્રબળ લોકમત જામી રહ્યો હતો. ક્યારે અને કોણે એ વિચારને જન્મ આપ્યો તે કોઈ કહી શકે તેમ નથી, પરંતુ બ્રિટિશ માલના બહિષ્કારની કલ્પના દિવસે દિવસે આગની માફક ફેલાવા લાગી અને બંગાળનાં ગામડાંઓની સભાઓમાં બહિષ્કારના ઠરાવો થવા લાગ્યા.

હિંદુસ્તાન ઉપર અમલ ચલાવતી નિરંકુશ નોકરશાહી સામાન્ય ચળવળથી ગાંઠે તેમ હતું જ નહિ. પરંતુ તે વખતના નેતાઓએ વિચાર્યું, હિંદુસ્તાનમાં અમલ કરતા અંગ્રેજ અધિકારીઓ બ્રિટિશ પાર્લામેન્ટના નોકરો હતા, અને પાર્લામેન્ટ અંગ્રેજ જનતાની પ્રતિનિધિ હતી. તેથી એ જનતારૂપી સાચા શેઠને કાને રાવ પહોંચાડવામાં આવે તો જ કંઈક વળે. આમ વિચારી બનારસમહાસભાએ ગોખલે અને લાલા લજપતરાય જેવા નેતાઓને વિલાયત મોકલી આંદોલન કરવાનો ઠરાવ કર્યો હતો. પણ એ શેઠ એટલાથી જ જાગે એમ ન લાગ્યું. બંગાળના ઉશ્કેરાયેલા લોકોએ એ શેઠનું મોઢું ઉઘડાવવા તેનું નાક દબાવવાનો રસ્તો લીધો. બ્રિટિશ માલ અને ખાસ કરીને બ્રિટિશ કાપડના બહિષ્કારની લડત ઉપાડવામાં આવી. પરિણામે જ્યારે વખત જતાં માન્ચેસ્ટરની મિલો ઠંડી પડવા લાગી, અને જ્યારે મિલોવાળાઓએ પોકાર કર્યો ત્યારે ઈંગ્લંડના સત્તાવાળાઓની આંખ ઊઘડી કે હિંદુસ્તાનમાં કંઈક ગંભીર અસંતોષ છે.

બ્રિટિશ માલના બહિષ્કાર સાથે લોકોના મનમાં અનેક પ્રકારે સરકાર સાથેનો સંબંધ તોડવાના વિચારો પણ ફેલાતા હતા. માનઅકરાબ ઉતારી નાખવા, સરકારી નોકરી છોડવી, સરકારી શાળાઓનો ત્યાગ કરવો, શહેરસુધરાઈ અને ગામસુધરાઈની સંસ્થાઓમાંથી નીકળી જવું, એવી એવી સર્વવ્યાપી બહિષ્કારની ચર્ચાઓ પણ ચાલી. હાવકા આગેવાનો પ્રજાએ લેવા માંડેલા સીધા ઇલાજો જોઈ ગભરાયા અને એ પ્રવાહને મૂળથી અટકાવવાનો તેમણે જ્ઞાનપૂર્વક પ્રયત્ન કર્યો, પણ તેઓ દાવાનળને રોકવાને અસમર્થ નીવડ્યા. એ પ્રયત્નમાં સૌથી મોટો ફાળો ગોખલેનો હતો.

બૉયકૉટની હિલચાલ સાથે અને તેના ફળરૂપે એક રચનાત્મક હિલચાલ પણ દેશમાં પ્રગટ થઈ. હાથસાળોને ઉત્તેજન આપવું, દેશી મિલો કાઢવી, રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ કાઢવી વગેરે પ્રયત્નો આખા દેશમાં ચાલુ થયા.

આ આખી હિલચાલમાં દેશને ખાતર કંઈક કરી છૂટવાનું, કંઈક સહી છૂટવાનું રહેલું હોવાથી પ્રજામાં ઊંડેઊંડે દબાઈ રહેલી વીરતા ઝળકી ઊઠી. તેમાં સૌથી આગળ પડતો વિદ્યાર્થીવર્ગ હતો.

દિવસે દિવસે એવી સ્થિતિ આવી ગઈ કે કોઈ પણ શાળા કે કૉલેજમાં વિદેશી વસ્ત્ર પહેરીને કોઈ જાય તો તેના ભોગ જ મળે. છોકરાઓ ભેગા મળી તેનાં કપડાં ચીરી નાખે. એક દાખલો એવો પણ નોંધાયો છે કે એક વાર કલકત્તાની રીપન કૉલેજમાં પરીક્ષા હતી. પ્રશ્નોના ઉત્તર લખવા છોકરાઓને કોરી વહીઓ આપવામાં આવી તે વિદેશી કાગળની હતી તેથી તેઓએ એ વહીઓનો બૉયકૉટ કર્યો. છેવટે સ્વદેશી કાગળની ચોપડીઓ આપવામાં આવી ત્યારે જ તેમણે પરીક્ષા આપી.

પ્રજાના આવા સાર્વત્રિક વિરોધ છતાં બંગાળના ભાગલા કરવાનો નિશ્ચય કર્ઝને ફેરવ્યો નહિ. તેને રાજદ્વારી કારણસર પોતાનું પદ અધવચથી છોડીને જવું પડે એવો સંભવ હતો. તેથી તે આકળો થયો હતો. જતાં પહેલાં મનની મુરાદ સિદ્ધ કરવી જ એવો આગ્રહ પકડી તેણે બંગભંગ માટે ૧૬મા ઑક્ટોબરની તારીખ ઠરાવી.

આખા બંગાળે તે દિવસ શોકદિન તરીકે મનાવ્યો. કલકત્તામાં સુરેન્દ્રનાથ બાનરજી વગેરે નેતાઓની આગેવાની નીચે જે કાર્યક્રમ રખાયો તેમાં ઉપવાસ, ગંગામાં સ્નાન કરવા જવું, એકબીજાને રક્ષાબંધન કરવું, સરઘસ કાઢવું, એવાં કાર્યો યોજવામાં આવ્યાં. આખું શહેર "બંદેમાતરમ્"ના જયઘોષથી ગાજી ઊઠ્યું. તે જ દિવસે 'એકતામંદિર'નો પાયો નાખવામાં આવ્યો. તે પ્રસંગની સભામાં આ પ્રમાણે ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો:

"બંગપ્રજાના સાર્વત્રિક વિરોધની અવગણના કરી સરકારે ભાગલા ચાલુ કરવાનું યોગ્ય ધાર્યું છે તે કારણથી અમે આથી પ્રતિજ્ઞા લઈએ છીએ અને ઉદ્‌ઘોષ કરીએ છીએ કે, અમારા પ્રાન્તને આથી થનાર દુષ્પરિણામમાંથી ઉગારવા ખાતર તેમ જ અમારી જાતિની એકજીવતાની રક્ષા ખાતર અમે એક રાષ્ટ્ર તરીકે જેટલું અમારાથી બને તેટલું કરી છૂટીશું. ઈશ્વર અમને સહાય કરો!"

આ પ્રતિજ્ઞાના પાલન અર્થે લોકો સ્વદેશી વાપરવાનાં અને વિદેશીના બહિષ્કારનાં વ્રતો લેવા લાગ્યા. તેવું વ્રત પહેલી વાર એક ગામડાની સભામાં સુરેન્દ્રનાથે લોકોને આપ્યું અને ત્યાર પછી તે ગામોગામ લેવાવા લાગ્યું. વ્રતની ભાષા આમ હતી: "સર્વ-

શક્તિમાન ઈશ્વરની સાક્ષીમાં અને ભાવી પેઢીઓ સમક્ષ અમે આ ગંભીર વ્રત લઈએ છીએ કે, બનશે ત્યાં સુધી અમે ગૃહઉદ્યોગોની વસ્તુઓ જ વાપરીશું, અને વિદેશી વસ્તુઓનો ત્યાગ કરીશું. ઈશ્વર અમને બળ આપો."

બે બંગાળા થયા અને બે લેફ્ટેનન્ટ ગવર્નરો તેના ઉપર રાજ્ય ચલાવવા લાગ્યા.

લૉર્ડ કર્ઝન તો બંગાળને ભોંઠોટપકતો મૂકી વિલાયત ભેગો થઈ ગયો હતો. પણ પાછળથી પેલા નવા હાકેમોએ પોતપોતાની મતિ પ્રમાણે પોકાર દબાવવાના રસ્તા લીધા. તેમાં પૂર્વબંગાળનો હાકેમ બૅમફાઈલ્ડ ફુલ્લર તો કર્ઝનથીયે સવા કર્ઝન થયો.

બૉયકૉટની હિલચાલ દાબવા દમનનો દોર ચાલ્યો. સભાઓની બંધી થઈ, છાપાંઓને મોઢે ડૂચા દેવાયા. જે જયનાદથી શહેરો અને ગામો ગાજતાં તે "બંદેમાતરમ્"નો નાદ સરકારને અળખામણો થઈ પડ્યો, અને જાહેર રસ્તાઓમાં તે નાદ કરવાની મનાઈ કરવામાં આવી. વિદ્યાર્થીવર્ગને દાબવા શાળા કૉલેજોના સંચાલકો ઉપર સરકારે પરિપત્રો કાઢ્યાં કે, જેઓ પોતાના વિદ્યાર્થીઓને આવી ચળવળોમાં ભળતા અટકાવશે નહિ તેઓને મળતી સરકારી મદદ બંધ કરાવવામાં આવશે અને યુનિવર્સિટીઓ તેમની સંસ્થાઓને અમાન્ય કરશે. આને પરિણામે સાતસો જેટલા વિદ્યાર્થીઓને સંસ્થાઓએ બરતરફ કર્યા, કંઈકને સજાઓ થઈ અને ફટકા મારવામાં આવ્યા. ૧૯૦૬ના એપ્રિલમાં બારિસાલમાં સ્વદેશી પરિષદ થઈ. તે પ્રસંગે "વંદેમાતરમ્"ના મંત્ર ઉચ્ચારવા ખાતર જાહેર સરઘસ ઉપર લાઠીઓ ચલાવવામાં આવી, સુરેન્દ્રનાથ બાનરજીને ગિરફતાર કરવામાં આવ્યા, અંગ્રેજ ન્યાયાધિકારીએ અદાલતમાં તેમનું અપમાન કર્યું, અને પોલીસે પરિષદ વિખેરી નાખી.

આવા સંજોગો વચ્ચે ગોખલેજી મહાસભાના પ્રમુખ તરીકે અને ખાસ નીમેલા પ્રતિનિધિ તરીકે વિલાયત ગયા. જતાં પહેલાં પોતે ચાર મહિના બંગાળમાં રહી આ બધી વસ્તુસ્થિતિ નજરે જોઈ લીધી. જે દિવસે પોતે મુંબઈથી બોટમાં ચડ્યા તે જ દિવસે બારિસાલની સ્વદેશી પરિષદ ઉપર સરકારી ડંડો વીંઝાઈ રહ્યો

હતો. ગોખલેને તો જ્યારે તેમણે આગળ જતાં વર્તમાનપત્રો વાંચ્યાં ત્યારે જ બધી ખબર પડી. એ વાંચી તેમને ભારે આઘાત થયો. તેમણે ઇંગ્લંડને કિનારે ઊતરીને તરત પડકાર કર્યો કે આ વસ્તુ હિંદ ચલાવી લેશે નહિ. આ ગંભીર અપમાન અને દમનની જાહેર તપાસ થવી જોઈએ, અને જવાબદાર અધિકારીઓને સજા થવી જોઈએ, એટલું જ નહિ પણ એ બધા દુઃખજનક નાટકના સૂત્રધાર ફુલ્લરને તો પદભ્રષ્ટ જ કરવો જોઈએ.

જાહેર તપાસ તો એ જમાનામાં કોણ કરે? ઊલટું, મોઢેથી તો એવી જ જાહેરાતો કરવામાં આવી કે, બંગાળના ભાગલા એ તો હવે બ્રહ્માક્ષર વસ્તુ સમજવી, તે મિથ્યા થાય એવી આશા જ ન રાખવી.

આ તરફ હિંદમાં સરકાર જ્યારે લડતનું પૂર રોકી શકી નહિ, ત્યારે તેણે માથું ફેરવ્યું. સ્વદેશીના નેતાઓને રાજદ્રોહની કડક સજાઓ કરવા માંડી. ચોક્સ ભાગોમાં લોકોમાં ભય પેદા કરવા ગુરખાઓની ફોજનાં થાણાંઓ નાખવામાં આવ્યાં. સૂકા સાથે લીલું પણ બાળવા માંડયું. ફોજને હાથે સજ્જન અને માનનીય લોકોનાં અપમાન થવા લાગ્યાં, અને સ્ત્રીઓ ઉપર બળાત્કારના કિસ્સા પણ બન્યા. ફોજના જુલમથી એક સ્થળના લોકો તો ગામ છોડી હિજરત કરવાને પણ તૈયાર થઈ ગયા હતા.

આ દમનનું પરિણામ એ આવ્યું કે ગરમ મગજના યુવકો ગુપ્તતામાં અરાજકતાનાં કામો કરતા થયા. ૧૯૦૮ના એપ્રિલમાં મુઝફ્ફરપુરના અંગ્રેજ ન્યાયાધિકારી, કે જે અતિ આકરી સજાઓ કરી લોકોના ગુસ્સાને પાત્ર બન્યો હતો, તેનું ખૂન કરવાનો પ્રયત્ન થયો અને તેને માટેના બૉમ્બનાં ભોગ નિર્દોષ અંગ્રેજ માદાકરી થઈ પડયાં. એથી આ ઘોર કૃત્યની ઘોરતા વધી. મિદનાપુર પાસે લેફ્ટેનન્ટ ગવર્નરની ટ્રેઈન ઉથલાવવાનો પણ પ્રયત્ન થયો.

અરાજક હિલચાલોમાં નેતાઓનો છૂપો હાથ છે એવો વહેમ સરકારના મગજમાં ભરાયો હતો. તેણે પંજાબમાં લાલા લજપતરાય અને સરદાર અજિતસિંહને અને પાછળથી બંગાળમાં બાબુ અશ્વિનીકુમાર દત્ત આદિ અનેક નેતાઓને પકડી એકદમ દેશનિકાલ

કર્યાં. આમાં ઘણા એવા હતા કે જે સામાન્ય રીતે રાજદ્વારી હિલચાલોથી દૂર રહેનારા હતા, અને બંગભંગનો અન્યાય અત્યંત ભયંકર લાગવાથી જ આ લડતમાં ખેંચાયા હતા.

આખરે, ગોખલેએ વિલાયતમાં કરેલ પ્રયત્નનું ફળ એટલું આવ્યું કે જુલમી હાકેમ બૅમફાઇલ્ડ ફુલરને રાજીનામું આપવું પડ્યું.

બંગભંગના બ્રહ્માક્ષર તો છેવટે પાંચ વર્ષો બાદ ૧૯૧૧માં વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજે ભૂંસ્યા. તેના વખતમાં હિંદી સરકારની ગાદી કલકત્તાથી ખસેડી દિલ્લી લઈ જવામાં આવી. અને ત્યાં એ ઘોર અન્યાય રદ કરવાની જાહેરાત કરવામાં આવી.

ભાગલાઓ સંધાયા, પણ પ્રજાના હૃદયમાં પડેલો ઊંડો ચીરો રુઝાયો નહિ. સ્વરાજ સિવાય ઉદ્ધાર નથી એવી શ્રદ્ધા તેને બંધાઈ ગઈ.

અરજી અને આજીજીના ચીલા પરથી તેનો વિશ્વાસ ઊઠી ગયો. દેશની મુક્તિ માટે સીધી લડત આપવાનો નવો રસ્તો વર્ષો પછી પહેલી વાર હિંદી પ્રજાએ હાથમાં લીધો.

## ૨૦

# બૉયકૉટ

બૉયકૉટની હિલચાલને ગોખલે જેવાએ રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખસ્થાનેથી ટેકો તો આપ્યો, પણ જોતજોતામાં તે એટલી ફેલાઈ કે એમના કાબૂમાં રહી નહિ. તેમાં બૉંબગોળાના ધડાકાઓ ઉમેરાયા હતા.

એવી સ્થિતિમાં બનારસ પછીની મહાસભા ભરવાનો સમય આવ્યો. તેત્રીસ કરોડના હોઠે આજે એક બંગાળનું જ નામ હતું, એટલે મહાસભાનું સ્થાન કલાકત્તા જ મંજૂર થયું. બંગાળના પ્રશ્નને કોઈ મહા શૂરવીર અને સાહસિક નેતા મળવો જોઈએ એવી સામાન્ય જનતાની ભાવના હોય એ દેખીતું છે. તેથી આ વર્ષના પ્રમુખપદ માટે લોકમાન્ય તિલક મહારાજનું નામ સૂચવાયું. મહાસભાના સૂત્રધારો અકળાયેલા હતા જ, તેમાં આ સૂચના આવતાં તેઓ અત્યંત જ ગભરાયા. તેઓએ દાદાભાઈ નવરોજજી જેવા વયથી, પ્રતિષ્ઠાથી તેમ જ વિચારોથી એમ દરેક રીતે માન્ય પુરુષનું નામ આગળ કર્યું. એ નામનો વિરોધ કોણ કરી શકે? જહાલ મવાલ સર્વેએ તેને આદરથી વધાવી લીધું.

કલકત્તામાં બુઝર્ગ દાદાએ પોતાનું ભાષણ વાંચવાની તેમ જ બીજું મંત્રીનું કામ કરવાની માનભરી જવાબદારી ગોખલે ઉપર નાખી. વિલાયતના સહવાસથી તેઓનો અંગત સંબંધ જ એવો નજીકનો અને પવિત્ર બની ગયેલો હતો કે તે માટે ગોખલે જ

પસંદ થાય એ સ્વાભાવિક હતું. ગોખલેને ગુરુજનોની સેવાનો ભારે શોખ હતો, તેથી દાદાનું કામ તેમણે ઘણા જ ઉમંગથી કર્યું. ગયે વર્ષે મહાસભામાં પોતે પોતાનું ભાષણ વાંચ્યું હતું, અને આ વર્ષે દાદાની સેવા તરીકે એમનું ભાષણ વાંચ્યું એ એમાં ગોખલેનો આત્મા કયાથી વધારે પ્રસન્ન થયો હશે એ કહેવું મુશ્કેલ છે.

કલકત્તામાં લોકોનો પારો ખૂબ ચઢેલો હતો. દાદાએ જાહેર કર્યું કે, હવે સ્વરાજ વિના ઉદ્ધાર નથી, હવે થીંગડાં દીધે વળે તેમ નથી. જહાલ વિચારના નેતાઓ બંગાળની બ્રિટિશ માલના બહિષ્કારની લડાઈ આખા દેશે ઉપાડવી એવો આગ્રહ પકડીને બેઠા. ગોખલેપક્ષે તેનો વિરોધ લીધો. તેમણે કહ્યું, સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવા ઉપર ભાર મૂકશો તો દેશનું કાયમનું બળ વધશે, બૉયકૉટથી તો માત્ર ઇંગ્લંડ સાથે ઝેરવેર વધશે, અને બ્રિટિશને બદલે જાપાન કે જર્મનીનો માલ વાપરશો એટલે દેશની ચૂસ તો ચાલુ જ રહેવાની. બૉયકૉટનું આકરું શસ્ત્ર વાપરવાનો એકલા બંગાળને હક છે, પણ તેને દેશવ્યાપી ન જ કરવું ઘટે. છેવટે બહિષ્કારના હિમાયતી તિલક મહારાજ એટલે સુધી ઊતર્યા કે બહિષ્કારનું નામ ભલે છોડી દો અને ભલે સ્વદેશી વસ્તુ વાપરવાનો જ આગ્રહ રાખો, પરંતુ એ આગ્રહ ખૂબ જોસભેર કરો અને 'કંઈક નુકસાન વેઠીને પણ સ્વદેશી જ વાપરવું' એવી ભાષા ઠરાવમાં મૂકો. પણ ગોખલેનું હૃદય બહિષ્કારના વિષયમાં એટલું આળું થઈ ગયું હતું કે તેમને એ શબ્દો બહિષ્કાર તરફ ખેંચી જનારા લાગ્યા. મહાસભામાં મામલો ભંગાણ પડવાની અણી ઉપર આવી ગયો. દાદાભાઈ જેવા સર્વમાન્ય પ્રમુખ હોય નહિ ને મહાસભા સહીસલામત પાર ઊતરે નહિ. તેમણે લોકમાન્યના શબ્દો કબૂલ રાખ્યા અને ગોખલે આદિને સમજાવી શાન્ત પાડ્યા.

મહાસભા તો સલામત પાર ઊતરી પણ બૉયકૉટના મોજા ઉપર ગોખલે કે તેમના મિત્રોનો અંકુશ રહી શકે તેમ હવે રહ્યું નહિ. છતાં બહિષ્કારના આંદોલનને પોતે મર્યાદિત રૂપમાં ટેકો આપ્યો હતો તેથી હવે તેની ઝેરી હવાનો ચેપ અટકાવવા પોતાની બધી શક્તિ ખર્ચવી જોઈએ, એ ગોખલેજીને પોતાનો ધર્મ લાગ્યો. તે ખાતર તેમણે દેશભરમાં એક પ્રવાસ ગોઠવ્યો અને અનેક

નગરોની મુલાકાત લઈ વિદ્યાર્થીઓની સંસ્થાઓમાં તેમ જ જાહેર સભાઓમાં વ્યાખ્યાનો કર્યાં, જેમાં તેમણે યુવકોને મગજ ન ગુમાવવાનો ઉપદેશ આપ્યો, અને દેશના રાજદ્વારી પ્રશ્નનું રહસ્ય પોતાની અનુપમ શૈલીથી સમજાવ્યું.

પ્રજાની શક્તિ કે તૈયારીનું માપ કાઢ્યા વિના બહિષ્કારને રસ્તે તેને બહુ ઊંડા પાણીમાં ઉતારવામાં આવે છે એમ જોઈ તેમને ભારે ખેદ થતો. અંગ્રેજી વસ્તુઓના બહિષ્કારમાંથી અંગ્રેજી કેળવણીનો, અંગ્રેજી સુધારાનો, અંગ્રેજી રાજ્યતંત્રનો, સરકારી નોકરીનો, ધારાસભા, મ્યુનિસિપાલિટી ને લોકલ બોર્ડોનો એમ નાનારંગી બહિષ્કાર હવામાં ગાજી રહ્યો હતો. તેમને પાકો શક હતો કે, જે નેતાઓ લોકોને બહિષ્કારને રસ્તે લઈ રહ્યા છે તેઓ એમને ખાડામાં ઉતારીને પોતે સલામત જગ્યાએ ભરાઈ જવાના છે. તેથી તેઓ કહેતા, "જે લોકો દેશની આજની પરિસ્થિતિમાં આવા બહિષ્કારથી સ્વરાજ લાવી આપવાની શિખામણ આપે છે તેમને હું મારા તરફથી એક વધુ બહિષ્કારની ભેટ કરું છું. કર ભરવાનો ઇનકાર એ નિઃશસ્ત્ર પ્રતિકારનું વધારેમાં વધારે અસરકારક અને સીધું સ્વરૂપ છે; અને તે સાથે, પગલું ભરનારને પોતાને તે પોતાના કૃત્યની જવાબદારીનું પણ સીધું ભાન કરાવી દે તેવું છે. દેશની આજની સ્થિતિમાં જે લોકો સ્વરાજ જીતવા માટે નિઃશસ્ત્ર પ્રતિકારનો માર્ગ લેવાની વાતો કરી રહ્યા છે તેઓ પૈકી થોડાક જણ પોતે જ તે અમલમાં મૂકી બતાવે, એટલે એમને તરત ખબર પડી જશે કે પોતે કેટલા પાણીમાં છે અને એમની પાછળ કેટલા નીકળી પડે છે."

દેશમાં ઘૂમી સંયમની કડવી વાત સંભળાવવાનો ગોખલેને ઉત્સાહ ચડવાનું એક બીજું પણ કારણ હતું. હિંદી વજીરના પદ ઉપર હમણાં જ લૉર્ડ મોરલી નામનો એક વિદ્વાન અંગ્રેજ આવ્યો હતો. તે પ્રસિદ્ધ લેખક હતો. એણે પોતાનાં પુસ્તકોમાં લોકશાહીના ઉદાર સિદ્ધાંતોનો પુરસ્કાર કર્યો હતો. હિંદમાં ઘણાએ તેનાં પુસ્તકો વાંચ્યાં હતાં, અને ગોખલેએ પણ વાંચ્યાં હતાં. પોતાની આશાનું વર્ણન ગોખલેએ એક ભાષણમાં આવા શબ્દોમાં કર્યું છે :

"હવે હિંદી વજીર વિષે તો મારે શું કહેવું ? આ દેશના સંખ્યાબંધ શિક્ષિત લોકો તેની તરફ એક ગુરુના ભાવથી જુએ છે. એટલે હૃદય આશાથી સ્ફુરે છે, અને છતાં પાછું કંપે છે. એવાં આશા અને એવાં કંપ જિંદગીમાં કોઈ દિવસ અનુભવ્યાં નહોતાં. એ બર્કનો અભ્યાસી, મિલનો શિષ્ય, ગ્લૅડસ્ટનનો મિત્ર અને ચરિત્ર-લેખક — શું એ પૂજ્ય પુરુષ મોરલી તે મહાનુભાવોના તેમ જ તેના પોતાના સિદ્ધાંતો આ દેશના શાસનને લાગુ પાડશે? અથવા શું આવો પુરુષ પણ તને ફરતી વીંટળાઈ વળેલી ઇન્ડિયા ઑફિસની ઝેરી હવાનો ભોગ થઈ પડશે, અને એનાં પોતાનાં લખાણોથી સેવાયેલી આશાઓ ઉપર જીવલેણ હિમ ફેલાવશે? આપણે જોઈશું."

મોરલીએ પોતાના અમલનો આરંભ તો સારો કર્યો. સત્તા પર આવ્યો ને થોડા જ મહિનામાં તેણે બંગાળના જુલમગાર બેમફાઇલ્ડ ફુલરનું રાજીનામું સ્વીકાર્યું. રાણીના ઢંઢેરાને કર્ઝને એક ભલી બાઈની શુભેચ્છાઓ કહી કચરાની ટોપલીમાં નાખી દીધો હતો તેમાંથી મોરલીએ તેનો ઉદ્ધાર કર્યો અને તે એક ગંભીર વચન છે એમ જાહેર કર્યું. રાષ્ટ્રીય મહાસભા સંબંધમાં પણ તેણે જાહેર કર્યું કે તે સંપૂર્ણપણે કાયદેસર એવી રાજદ્વારી સંસ્થા છે, અને તેના ઠરાવો ઉપર પોતે આદર સાથે ધ્યાન આપશે. હિંદી સરકારનો કાયદો સુધારી હિંદને કંઈક વધારે હક્કો આપવાની તેની ઇચ્છા છે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં અને વાટાઘાટો ચાલવા લાગી.

આવા આશાના કાળમાં દેશમાં લેશ પણ ઊથલપાથલ થાય એ ગોખલેને ગમતું નહોતું. પણ ઊથલપાથલ બેઉ પાસથી થવાની ચાલુ હતી. લોકો તરફથી બહિષ્કારની હિલચાલ તો વધ્યે જ જતી હતી. અને બીજી તરફથી સરકારની પણ આંખ ફાટી હતી. કોઈક સામાન્ય હિલચાલ દેશના કોઈ ભાગમાં ઊપડે કે તેને બૉંબની જ ગંધ આવતી હતી. બધા જહાલ વિચારના નેતાઓ વિષે તેને વહેમ ઠસી ગયો હતો કે તેઓ અંદરખાનેથી કાવતરામાં ભળેલા છે, અને તેઓ જ જુવાનિયાઓ પાસે બૉંબગોળા ફેંકાવે છે. આવા વહેમથી તેવા નેતાઓ ઉપર તે કરડી નજર રાખવા લાગી.

પંજાબના ખેડૂતોમાં સ્થાનિક કારણસર હિલચાલ જાગી તેટલાથી ભડકી તેણે પંજાબના બે નેતાઓ લાલા લજપતરાય તથા લાલા અજિતસિંહ એ બંનેને એકદમ દેશપાર કરી દીધા એ આપણે જોઈ ગયા.

મોરલી પંજાબના ગવર્નરને વારશે એમ ગોખલે જેવાએ આશા રાખેલી. પણ તે વ્યર્થ નીવડી. તેણે તો જેટલી જુલમી સત્તાઓ નોકરશાહીએ માગી તેટલી છૂટે હાથે તેને આપ્યાં કરી.

બંગભંગનો કાયદો તેને નાપસંદ છે અને તે લોકમતને કચરીને ચલાવવામાં આવ્યો છે, એમ પોતાને જ મોઢે કબૂલ કરવા છતાં તેણે તે રદ કરવાની હિંમત ન કરી અને તેને માટે "બ્રહ્માના અક્ષર" એવા શબ્દો વાપર્યા.

આવી સ્થિતિમાં પણ લોકોની હિલચાલને મર્યાદામાં રાખવા ગોખલેએ ધર્મબુદ્ધિથી તનતોડ પ્રયત્ન કર્યો અને તેમ કરતાં તેમને માથે ઘણી ઘણી ટીકાઓ વરસી. કોઈએ તેમને દેશદ્રોહી કહ્યા, કોઈએ સરકારી દૂત કહ્યા.

આમ એક તરફથી લોકોની ટીકા તેમને નસીબે હતી તો બીજી તરફથી સરકારી મંડળમાં તે વહેમમાંથી મુક્ત હતા એમ નહોતું. સરકારી મંડળ કહેતાતું, "તેમના જેવાઓ જો ખરેખર અંદરખાનેથી રાજદ્રોહ ફેલાવનારા ન હોય તો તેઓ સરકારના દરેક કૃત્યને ટેકો કેમ નથી આપતા? અને ટીકાઓ અને ચળવળ કરી લોકોને ઉશ્કેરે છે શા માટે?" પરંતુ ગોખલેને સરકારની ખફામરજીની કદી પરવા નહોતી. તે સ્વરાજ્યની લડતના લડવૈયા હતા અને પોતાની લડત પોતાની રીતે તેમણે કદી ઢીલી પડવા દીધી નહોતી.

કોઈ પણ દેશવ્યાપી પ્રશ્ન આવી પડે ને ગોખલે તેને ઉપાડી ન લે એ બને જ નહિ. લાલાજીને હદપાર કર્યા કે તરત તેમણે પોતાનાં શક્તિ અને સમય તેમને છોડાવવામાં લગાવી દીધાં.

એમ તો લાલાજી ઉદ્દામ વિચારોના પ્રચારક હતા. છતાં ગોખલેને અને તેમને કદી અંગત ઝઘડો થયો નથી. અનેક દેશસેવાનાં કાર્યોમાં બંનેએ સાથે મળીને કામ કર્યું હતું. ગોખલેએ વિચાર્યું કે લાલાજીને છોડાવવા તનતોડ મહેનત કરવી એ તેમની

પવિત્ર ફરજ છે. એ સંબંધમાં ગોખલેનાં લાગણી અને ઉકળાટ કેટલાં હતાં તે તેમણે વિલાયત સર વિલિયમ વેડરબર્નને એક પત્ર લખેલો તેના શબ્દેશબ્દમાં પ્રગટ થાય છે:

"હું ધારું છું કે જ્યાં સુધી લાલા લજપતરાયને છોડાવી ન શકીએ ત્યાં સુધી આપણે જંપવું ન જોઈએ. ગઈ કાલે આ સંબંધમાં અમારે શાં પગલાં લેવાં તે વિચારી કાર્યક્રમ ઘડી કાઢવા હું ખાસ માથેરાન જઈ સર ફિરોજશા મહેતાને મળી આવ્યો. અમારે ત્રણ કલાક વાત થઈ. પરિણામે આ દેશમાં શું શું કરવું તે અમે નક્કી કરી દીધું છે. આમની સભામાં હિંદ ઉપરની ચર્ચા નીકળતાં સુધી રાહ જોવી તો જરૂરની છે જ. બહુ સંભવ તો નથી છતાં અશક્ય પણ નથી કે મિ. મોરલી લાલા લજપતરાયના મુકદ્દમા ઉપર કંઈક બોલે અને તેમાં સરકારના તેમની સામે શા આક્ષેપો છે તે સૂચિત કરે. તમારે ત્યાંની ચર્ચા જાણ્યા પછી અમે આ વિષયમાં વાઇસરૉય ઉપર મોકલવાની એક અરજી તૈયાર કરવા ધારીએ છીએ, તેની ઉપર ધારાસભાઓના બધા જ ચાલુ તેમ જ માજી સભાસદોની અને મહાસભાના તેમ જ પ્રાંતિક રાજકીય સભાઓના સર્વ માજી પ્રમુખોની સહીઓ લઈશું. હું જાતે જુદા જુદા પ્રાંતોમાં ફરીને સહીઓ ઉઘરાવીશ અને પછી જાતે સીમલા જઈ અરજી રજૂ કરીશ. રજૂ કરતાં પહેલાં ત્યાં સરકારના મુખ્ય કારોબારીઓમાં ખાનગી રાહે પ્રયત્ન કરી જોઈશ. જો અમે સીમલામાં નાસીપાસ થઈશું—અને નાસીપાસ થવું એ જરાયે અસંભવિત નથી—તો અમારા દેશથી ત્રણ જણનું પ્રતિનિધિમંડળ ઑક્ટોબરના અરસામાં અંગ્રેજ પ્રજા સમક્ષ આ વસ્તુ મૂકવા વિલાયત આવશે. ઘણુંખરું આ પ્રતિનિધિમંડળમાં શ્રી. રમેશચંદ્ર દત્ત, શ્રી. સુરેંદ્રનાથ બાનરજી તથા હું હોઈશું. મદ્રાસના નવાબ સૈયદ મહમદ તેમાં જોડાવા ખુશી હશે તો તેમને લેવાને પણ અમે ઇચ્છીએ છીએ. . . .

"લાલા લજપતરાયની હદપારીએ આખા દેશને એક છેડાથી બીજા છેડા સુધી ખળભળાવી મૂક્યો છે. મિ. મોરલી વિષે અત્યંત કડક ભાષામાં ટીકાઓ થઈ રહી છે. તેની તરફેણમાં કેવી રીતે કંઈ બોલવું તે જ અમારા જેવાઓને સમજાતું નથી. આ

બધું ખેદજનક છે — અત્યંત ખેદજનક છે, પણ અત્યારે તો બીજો કોઈ ઇલાજ દેખાતો નથી.”

વાઇસરૉય લૉર્ડ મિન્ટોને ગોખલેની આ પ્રવૃત્તિ જરાયે પસંદ નહોતી. તેણે ખાનગીમાં મોરલીને તો એટલે સુધી કહેલું કે, “આ ગોખલે આગ સાથે ખેલ કરવા જશે તો તેનાં પરિણામ તેને ભોગવવાં પડશે. તેને આપણે ફોજની સાથે ચેડાં કરવા દઈ શકીએ નહિ.” હવે, ગોખલેએ તો ફોજ સાથે કશાં જ ચેડાં કર્યાં નહોતાં. પણ તે લાલાજીને છોડાવવાની ખટપટ કરતા હતા ને! લાલાજી ઉપર સરકારને વહેમ હતો કે તે લશ્કરને ફોડી બળવો કરાવવા માગે છે!

છતાં સરકારને તેની ફરજનું ભાન કરાવતાં ગોખલેએ કદી ડરવાનું જાણ્યું નથી.

બંગાળીઓનું નામ ત્રાસવાદી બનાવોને લીધે તે વખતે અત્યંત વાયડું થયું હતું. તેમની તારીફનું એક વચન પણ બોલવું એટલે તે જમાનામાં સરકારમાં બધી પ્રતિષ્ઠા ગુમાવી બેસવા સમાન હતું, છતાં ગોખલે વડી ધારાસભામાં નીચેના શબ્દો બોલતાં પાછા હઠ્યા નહિ:

“નામદાર લૉર્ડ સાહેબ, એ લોકોને — બંગાળીઓને — હું ઓળખું છું તે પરથી હું ભવિષ્ય ભાખવાની હિંમત કરું છું કે એ લોકો આ રીતે જોરજુલમથી કદાપિ દબાવાના નથી. બંગાળી પ્રજા અનેક બાબતોમાં આખા હિંદમાં એક વિલક્ષણ પ્રજા છે. તેમના દોષોની વાતો કરવી તો સહેલી છે. દોષો સપાટી ઉપર રહેલા છે, પણ તેમનામાં જે ઉત્તમ ગુણો રહેલા છે તે કેટલીક વાર લોકો જોતા નથી. જીવનના એકેએક ક્ષેત્રમાં કે જેમાં હિંદીઓ માટે કંઈકે અવકાશ છે, તેમાં બંગાળીઓ પ્રસિદ્ધ પુરુષોમાં જોવામાં આવે છે. આ યુગના મહાનમાં મહાન સમાજસુધારકો અને ધર્માચાર્યો બંગાળે જ આપ્યા છે. વક્તાઓમાં, પત્રકારોમાં, રાજપુરુષોમાં અત્યંત તેજસ્વી એવા કેટલાક સિતારાઓ બંગાળમાં છે. પરંતુ એ વર્ગનાં નામ હું અત્યારે નહિ લઉં, કારણકે આ સભામાં તેમના ભાવ જરા ઊતરતા છે. પરંતુ વિજ્ઞાન લો, કાયદો લો, સાહિત્ય લો, આખા હિંદુસ્તાનમાં એવો કોઈ વિજ્ઞાનશાસ્ત્રી શોધ્યો જડશે, જેને તમે ડૉ. જગદીશચંદ્ર બોઝને પડખે અથવા ડૉ. પ્રફુલ્લચંદ્ર રાયને પડખે મૂકી શકો? અથવા એવો કોઈ ન્યાયશાસ્ત્રી શોધી શકશો,

જેને ડૉ. ઘોષને પડખે મૂકી શકો; કે કવિ શોધી શકશો, જેને કવિવર રવીંદ્રનાથ ઠાકુરની જોડમાં બેસાડી શકશો ? લૉર્ડ સાહેબ, આ પુરુષો કુદરતની અકસ્માત્ પેદાશો ન સમજતા. બંગાળી જાતિ નિયમિત રીતે જે શ્રેષ્ઠ પાક આપી શકે છે તેના આ નમૂનાઓ છે. અને આવી શક્તિ-સંપન્ન પ્રજા તમારા દમનથી દબાવાની નથી જ એ હું ફરીથી કહું છું. એ આખી કોમમાં એક ગુણની ખામી હોવાનો આક્ષેપ સામાન્યપણે કરવામાં આવે છે—શારીરિક મરદાનગીની. આ નિંદા બંગાળી યુવકોને એટલી બધી લાગી ગઈ છે કે અંગ્રેજી છાપાંઓમાં આવતાં વર્ણનો માનીએ તો, બંગાળી યુવકો શારીરિક અથડામણથી નાસવાનું તો રહ્યું, પણ એવાં પરાક્રમો માટે ઊકળી રહ્યા છે. લૉર્ડ સાહેબ, જો સરકાર અને બંગપ્રજા વચ્ચેની અપ્રીતિ આજના જેવી ચાલુ રહેવા દેવામાં આવશે તો ખચીત માનજો કે આજથી દશ વર્ષમાં એ આખા પ્રાંતમાં અંગ્રેજ માટે લેશ પણ ભલી લાગણી ધરાવનારો એક પણ માણસ રહેવાનો નથી. અને તે વખતે સરકારને ભારે પડવાનું છે. કારણ કે બંગાળીઓની વસ્તી ૩૩૦ લાખની છે. આવા વિશાળ જનસમુદાયના અંતરમાં અસંતોષ સળગાવવામાં કેટલું ભારે જોખમ રહેલું છે એની ત્યારે ખબર પડી જશે. આપ નામદારને હું વીનવું છુ કે હજી બાજી હાથમાં છે તેટલામાં આ ઘાને મલમપટ્ટા કરો.”

દમન એ તો અવળો ઇલાજ હતો. સાચો ઇલાજ તો લોકોને હક્કો આપી જીતી લેવા એ હતો. પણ તેની વાટાઘાટોનો અંત જ આવતો નહોતો. મિન્ટોને સાંભળવું ગમે કે ન ગમે તેની દરકાર ન કરતાં ગોખલેએ તેને ધારાસભાની પોતાની બેઠક પરથી શિખામણના શબ્દો સંભળાવ્યા :

“લૉર્ડ સાહેબ, સરકાર બેશક વ્યવસ્થાભંગને સખત હાથે દાબશે, અને તેણે દાબવા જ જોઈએ. પરંતુ આજની પરિસ્થિતિ માગે છે તે પોલીસનો દંડૂકો કે સોલ્જરની બંદૂક નથી, પણ રાજપુરુષનાં દક્ષતા, ડહાપણ અને હિંમત છે. પ્રજામાં એવી લાગણી પેદા થવા દેવી જોઈએ કે તેનું હિત એકમાત્ર નહિ તો સર્વોપરી સ્થાન સરકારના મનમાં ભોગવે છે. આવી લાગણી રાજ્યતંત્રના આત્મામાં મૂળગત પરિવર્તન કરવાથી જ પેદા થઈ શકે. જે કંઈ સુધારાઓ હાથમાં લો તે નિખાલસ અને ઉદાર દિલથી અજમાવો; અને સાહેબ, જેટલા સુધારાઓ આપો તેટલા ઉપર ‘અતિ મોડા’નો સિક્કો ન મરાવો. સરકારને તો વિચારમાં ને વિચારમાં વહાણું વાઈ જાય છે. તે ડગુમગુ ડગુમગુ થયાં કરે છે, ઘડીમાં પાછી પડે છે, ઘડીમાં આગળ આવે છે અને વળી પાછી પડે છે.

આપું કે ન આપું ? – આપું કે ન આપું ? – આમ મનમાં ને મનમાં એ ઘડે છે ને ભાંગે છે. દરમ્યાન તકો ઉપર તકો તેને તાળી દેતી પસાર થાય છે, અને ગઈ તકો કાંઈ પાછી વાળી શકાતી નથી. વિધિની લેખણ તો ચાલ્યે જાય છે અને લેખ લખ્યે જાય છે, અને લખતી લખતી આગળ ચાલ્યે જાય છે.”

મિન્ટોને આ બધું સાંભળવું ગમતું નહોતું. તે બહારથી બોલતો નહિ, પણ મનમાં માનતો કે આ ગોખલે મોઢે મીઠો પણ જહાલ લોકોનો ભાઈ જ છે.

હિંદુસ્તાનમાં ચાલતી રાજદ્વારી હિલચાલોથી વિલાયતની પ્રજામાં પણ રોષની લાગણી ફેલાવવામાં આવતી હતી. સરકારની જેમ તેને પણ શિખામણના શબ્દો સંભળાવતાં ગોખલેએ શરમ રાખી નહિ. આ અરસામાં પોતાને વિલાયત જવાનું થયેલું ત્યારે આ દિશામાં તેમણે ભારે પ્રયત્ન કર્યો. જ્યાં બહિષ્કારને લીધે રોષનું વધારેમાં વધારે કારણ હતું તેવા માન્ચેસ્ટરના મિલક્ષેત્રમાં ખાસ તેમનું ભાષણ ગોઠવવામાં આવ્યું હતું. કેવી નીડરતાથી, કેવી મીઠાશથી અને કેવી કુનેહથી તેમણે હિંદના દૂતનું કાર્ય કર્યું તેના નમૂના તરીકે માન્ચેસ્ટરની સભાના ભાષણમાંથી આ એક જ વાક્ય ઉતારવું પૂરતું છે:

“તમે લોકો ગુસ્સે થયા છો તેનો મને અફસોસ નથી. તમને અમારે ગુસ્સે કરવા જ છે. પણ હું માગું છું કે તમારો ગુસ્સો હિંદુસ્તાનના અસહાય લોકો કે જેમને છેલ્લામાં છેલ્લા એક માત્ર શક્ય ઇલાજ તરીકે આ (બહિષ્કારનું) પગલું લેવાની ફરજ પડી છે, તેમની સામે ન વાળો, પરંતુ જેઓ આ કમનસીબ સ્થિતિ ઊભી કરવામાં જવાબદાર છે તેવા તમારા પોતાના અધિકારીઓ સામે વાળો.”

## ૨૧

# સુરતમાં ભંગાણ

દેશમાં શાન્ત વાતાવરણ રહે તે અર્થે ગોખલેએ કેવો અથાક પ્રયત્ન કર્યો તેનું વર્ણન ઉપર કરી ગયા. તે માટે હજુ એક મોટું કામ કરવાનું બાકી હતું. આ વર્ષની રાષ્ટ્રીય મહાસભાનું વહાણ કઈ દિશાએ વળશે? એ જો શાણપણભરી વલણ લે અને ડાહ્યા ઠરાવો કરે તો રંગ રહે, અને તો મોરલી ઉપર સારા સારા સુધારાઓ આપવાનું દબાણ કરતાં ફાવે.

નેતાઓ માટે આ મોટી ચિન્તાનો પ્રશ્ન થઈ પડ્યો હતો, અને એ ચિન્તાનો વધારેમાં વધારે ભાર ગોખલેને માથે જ હતો.

પરંતુ બીજી તરફથી મહાસભામાં સત્તા જમાવવાને તિલક આદિ જહાલો પણ કમર કસી રહ્યા હતા. તેઓ માનતા હતા કે ગરમાગરમ વાતાવરણ જામ્યા વિના અંગ્રેજ કંઈ આપવાનો નથી, અને દેશમાં ઢીલાશ દેખી જશે તો મોઢા સુધી પહોંચાડેલો કોળિયો પણ પાછો ખેંચી લેતાં તેને વાંધો આવવાનો નથી.

ગયે વર્ષે કલકત્તામાં જ બે પક્ષો વચ્ચે મહાસભાના કબજા માટે દ્વંદ્વ મચ્યું હતું. પણ દાદાભાઈ જેવા સર્વમાન્ય વયોવૃદ્ધ સુકાનીની પ્રતિષ્ઠાથી ઝઘડો બેસી ગયો અને બન્ને પક્ષો સમાન ઠરાવો ઉપર મત આપીને છૂટા પડ્યા. પણ ગોખલે જેવા નેતાઓ પામી ગયા હતા કે ત્યાંથી જ તેમના પગ તળેથી ધરતી ખસવા

માંડી હતી. તેથી આ વખતે તેઓ વખતસર સાવચેત થયા હતા અને પાણી પહેલાં પાળ બાંધવા માગતા હતા.

બધો આધાર મહાસભા કયા સ્થાને ભરાય છે અને તેનો પ્રમુખ કોણ ચૂંટાય છે તેના ઉપર જ હતો.

આ જ અરસામાં લાલા લજપતરાયને મંડાલેના કિલ્લામાંથી મુક્ત કરી ઘેર મૂકી આવવાનું સરકારને સૂઝયું. દેશમાં ચારે તરફ આનંદ આનંદ છવાયો. તેઓ આમ પણ લોકપ્રિય હતા જ. પણ હવે તો આ વર્ષના સૌથી માનીતા અને પ્રજાના પ્યારા નેતા થઈ પડ્યા, અને આવતી મહાસભાના પ્રમુખસ્થાન માટે તેમના વિના બીજાનું નામ કોણ બોલી શકે?

ગોખલે તથા તેમના મવાળ મિત્રો ગૂંચવણમાં પડ્યા. તેઓ અત્યારે બહુ જ ચેતી ચેતીને ચાલવાના મતના હતા. આમ તો લાલાજી ઘણા બહાદુર પુરુષ હોવા સાથે ડહાપણ અને સમતોલતાવાળા નેતા તરીકે પણ તેમની પ્રતિષ્ઠા હતી. મવાળદળમાં ગોખલેજી જેવાઓ સાથે તેમને ગાઢ મૈત્રી હતી. તેમના મુક્ત થવામાં પણ એમની દિલચાલનો આડકતરો ભાગ હતો એટલે ગોખલેનો આનંદ બીજા કોઈના કરતાં અધિક હોય એ સ્વાભાવિક હતું. છતાં શું લાલાજી હમણાં જ સરકારની ખફામરજીને પાત્ર થઈ માંડલેના કિલ્લામાં કારાવાસ ભોગવી આવેલા નહોતા? ખરેખરી આશાની ઘડીએ તેમને પ્રમુખની ગાદીએ બેસાડવાથી મોરલીસાહેબ ખિજાય અને આપવા ધારેલા હકો ઉપર કાપ મૂકે તો?

કૉંગ્રેસ આવશે એટલે વળી પાછા બૉયકોટના અને રાષ્ટ્રીય શિક્ષણના ઠરાવો આવશે, અને આ વર્ષે લોકલાગણી અતિ ઊકળેલી હોવાથી ગયા વર્ષ કરતાં પણ આકરા ઠરાવો કરાવવાના પ્રયત્નો થશે. લાલાજીના હાથમાં મહાસભાનું સુકાન મૂકવું એ આ દૃષ્ટિએ પણ સુરક્ષિત થશે? મવાળ પક્ષના નેતાઓને આ મોટી ચિંતા હતી.

મહાસભા માટે નાગપુર નક્કી થયું હતું. પણ ત્યાં જહાલોનો મોટો જમાવ થશે અને મહાસભાના નાવને તેઓ ખરાબે ચડાવી દેશે, એવો ડર ગોખલે વગેરેને હતો. હવે નાગપુરનું સ્થળ

છેલ્લી ઘડીએ બદલે તોપણ મુશ્કેલી હતી. સંભવ એવો હતો કે જહાલો નાગપુરમાં જ પોતાની જુદી મહાસભા ભરે, અને મહાસભામાં તડાં પડે. અને આ તબક્કે તડાં પડે તો દેશને અપાર નુકસાન હતું, કેમ કે તેથી નોકરશાહીને બન્ને પક્ષોને દબાવી દેવાનું ફાવતું આવી જાય. મધ્યમોને તે એમ તુચ્છકારીને દાબે કે એ તો મૂઠીભર લોકો છે, એમની પાછળ જનારા દેશમાં કોઈ નથી; અને જહાલોને તે એમ કહીને દાબે કે એ તોફાની ટોળું છે, દેશના વિચારવાન લોકો કોઈ તેમની સાથે નથી. ગોખલેના મનમાં આવી ગડમથલ ચાલી રહી હતી. પરંતુ જહાલોના હાથમાં હાથે કરીને તો નાવ સોંપી દેવું પોસાય તેમ હતું જ નહિ, એટલે એ લોકો જુદો ચોકો માંડે એ જોખમ વહોરીને પણ મહાસભાને નાગપુરથી ભગાડ્યા વિના છૂટકો નહોતો. છેવટે, જેઓના હાથમાં બંધારણ મુજબ સૂત્રો હતાં તેવા નાગપુરના મવાળ કાર્યકર્તાઓએ, અમારે ત્યાં મહાસભાની સગવડ થઈ શકે એમ નથી, એમ કહી હાથ ધોઈ નાંખ્યા. ફિરોજશા મહેતા, ગોખલે વગેરે સુકાનીઓને મુંબઈ નજીકનું કોઈક સ્થળ આ પ્રસંગ માટે ઇષ્ટ હતું. તેથી ગુજરાતમાંથી સુરતનું આમંત્રણ આવ્યું તે ઘણા જ ઉત્સાહથી વધાવી લેવામાં આવ્યું. પ્રમુખસ્થાન માટે પણ ડૉ. રાશબિહારી ઘોષનું નામ નક્કી કરી દેવામાં આવ્યું.

સુરતમાં પ્રમુખની વરણી ઉપર જ જહાલ મવાળ વચ્ચે ઝઘડો જામ્યો. લોકમાન્યે છેવટે દૃઢપણે પોતાની શરત મૂકી : "જો ગયે વર્ષે કલકત્તામાં પસાર થયેલા તેવા ને તેવા બહિષ્કાર, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણના ઠરાવો અહીં પસાર કરવાનું વચન આપો તો અમે પ્રમુખનો વિરોધ ન કરીએ." એવી ખાતરી આપવા મવાળ નેતાઓ તૈયાર નહોતા. લંડનથી આવનાર સુધારાઓ લેવા હોય તો વખત સમજી સરકારને નારાજ કરે એવી હિલચાલો ચૂપ કરવી જ રહી. જહાલોને લંડન તરફ આશાભરી આંખે તાકવામાં દેશનું માનખંડન ભાસતું હતું. તેઓ તો બહિષ્કારના શસ્ત્રથી વિલાયતના મિલવાળાઓને અને તેમની મારફત ત્યાંની સરકારને ફટકો મારવાનું પસંદ કરતા હતા. તેઓ રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓ સ્થાપી સરકારી શિક્ષણની પ્રતિષ્ઠા તોડવાનું, અને દેશના યુવકોમાં

દેશભક્તિ ભરવાનું પસંદ કરતા હતા. આવી સ્થિતિમાં બે પક્ષો વચ્ચે સમાધાન કેમ થાય ?

સુરતમાં મહાસભા ભરાઈ. સ્વાગત-પ્રમુખનું ભાષણ થયા પછી અંબાલાલ સાકરલાલે પ્રમુખપદ માટે સર રાશબિહારીના નામની દરખાસ્ત મૂકી. સુરેન્દ્રનાથ બાનરજી તેને ટેકો દેવા ઊભા થયા. સામાન્ય રીતે જેમનું ભાષણ સાંભળવા પડાપડી થાય તેમને આજે લોકોએ હુરિયો હુરિયો કરી બોલવા જ ન દીધા. સ્વાગત-પ્રમુખે આવી અવ્યવસ્થા જોઈ તે દિવસ પૂરતી સભા બરખાસ્ત કરી દીધી.

નેતાઓને વાટાઘાટો માટે વધારે વખત મળ્યો. એક પક્ષ તરફથી તિલકનું અને બીજા પક્ષ તરફથી ગોખલેનું — એમ પૂનાના બે અગ્રેસરોનાં નામ સુરતમાં ચકલે ચકલે ને ઘેર ઘેર બોલાતાં હતાં, અને એ બેના હાથમાં બાજી છે એમ લોકો માનતા હતા.

બીજે દિવસે શાન્ત વાતાવરણમાં મહાસભા ફરી વાર બેઠી. પ્રમુખની દરખાસ્ત પરનાં ભાષણો આજે તો શાંતિથી ચાલ્યાં. પ્રમુખને રીતસર ચૂંટાયેલા જાહેર કરવામાં આવ્યા. લોકમાન્ય એ જાહેરાત સાંભળી ચકિત થઈ ગયા. તે તરત ઊભા થઈ બોલ્યા : "હું હજુ પ્રમુખની દરખાસ્ત ઉપર બોલવાનો છું. મેં સ્વાગત-પ્રમુખને ચિઠ્ઠી મોકલી ખબર આપેલી છે."

તેમણે ચિઠ્ઠી મોકલેલી, પણ સ્વાગત-પ્રમુખે તેને વજન ન આપતાં દાબી મૂકેલી.

સ્વાગત-પ્રમુખે કહ્યું : "પ્રમુખ તો ચૂંટાઈ ગયા. હવે તમે બોલી ન શકો."

તિલકે આગ્રહ ધર્યો, "હું મારું કહેવું પ્રતિનિધિઓને સંભળાવ્યા વિના રહેવાનો નથી. બોલવાનો મારો હક છે."

પ્રમુખ — "તમે ગેરકાયદે વર્તન કરો છો. બેસી જાઓ."

લોકમાન્ય ગરજ્યા : "હું તો બોલીશ જ."

વ્યાસપીઠ પર ચાલી રહેલું આ નાટક પ્રતિનિધિઓ જોઈ રહ્યા હતા. તેઓમાં એકદમ ખળભળાટ થયો, ઘોંઘાટ જાગ્યો અને પછી તો ધસારો થવા લાગ્યો. જોતજોતામાં ખુરશીઓ ઊછળવા લાગી.

એક દક્ષિણી ચંપલ વ્યાસપીઠ ઉપર ઊડતી આવી અને સર ફિરોજશાનો જરા સ્પર્શ કરી સુરેન્દ્રનાથને લાગી. એમ પણ કહેવાય છે કે, લોકમાન્યને માંચડા ઉપર પહાડ જેવા ખડા રહેલા જોઈ ચિડાયેલા કોઈ ભાઈ ખુરસી ઉગામી તેમના ઉપર ધસી આવ્યા. ગોખલે નજીકમાં જ હતા. તે સમજી ગયા અને તરત બે હાથ પહોળા કરી વચ્ચે ખડા રહ્યા, અને ધસી આવનારને બાથમાં પકડી લીધો. એ માણસ શરમાઈને પાછો ન જાય તો શું થાય? આમ સુરતના મંડપમાં મવાળ પક્ષ અને જહાલ પક્ષ આથડી પડ્યા, પણ કેવું એ અદ્ભુત દૃશ્ય કે મવાળોના સેનાપતિએ જહાલોના મહાન સેનાપતિનું રક્ષણ કર્યું!

હવે માંચડા ઉપર વધુ વખત થોભવામાં સાર નથી એમ જોઈ નેતાઓ પાછળને રસ્તેથી વિદાય થવા લાગ્યા. તિલક મહારાજ હજી ઊભા જ હતા. તેમને કેટલાક પરાણે ઉપાડી સહીસલામત બહાર લઈ ગયા.

ગોખલેએ મહાસભાને કાબૂમાં રાખવા છેવટના મહાન પ્રયત્ન કર્યો તે આ રીતે નિષ્ફળ નીવડ્યો, અને સુરતમાં તે ભાંગી.

લોકમાન્યના વધતા જતા બળનો આ પરિચય મળતાં સરકાર ચોંકી. સુધારાઓ માટે વાયુમંડળ તૈયાર કરવા ખાતર એમને ખસેડવા જ જોઈએ એવો તેણે નિશ્ચય કર્યો અને કેસરી પત્રમાંનાં લખાણો માટે તેમના ઉપર રાજદ્રોહનો ખટલો કરી તેમને છ વર્ષ માટે દૂર દૂર બ્રહ્મદેશમાં આવેલા મંડાલેના કિલ્લામાં પૂરી દીધા.

# સુધારામાં ગોખલેનો હાથ

મોરલી હિંદી વજીરના પદ ઉપર આવ્યો ત્યારથી સુધારા મળવાની આશા ઊભી થઈ હતી. તેના આવકાર માટે દેશમાં શાન્ત વાતાવરણ જમાવવામાં ગોખલેએ કેવો પ્રયત્ન કર્યો તે આપણે વિસ્તારથી જોઈ ગયા. તે સાથે સુધારાઓના ઘડતરમાં પણ પોતે બનતો ફાળો આપી છૂટવું જોઈએ એવો ગોખલેને ઉત્સાહ હતો.

૧૯૦૬માં ગોખલે બંગભંગના અન્યાય સંબંધમાં ઇંગ્લંડની સરકાર અને પ્રજાને જાગ્રત કરવા માટે મહાસભાના પ્રતિનિધિ તરીકે વિલાયત ગયા હતા એ આપણે જાણીએ છીએ. સર વિલિયમ વેડરબર્ન વગેરે મિત્રો તેમનો રસ્તો હમેશાં સાફ કરી આપતા, તેમ આ વખતે પણ તેમણે કર્યું, અને નવા હિંદી વજીર જૉન મોરલી સાથે તેમની મુલાકાત ગોઠવી આપી. આ મુલાકાતમાં ગોખલેએ બંગાળનો પ્રશ્ન તેને સમજાવ્યો અને પરિણામે કંઈક રાહતો પ્રાપ્ત કરી. મુલાકાતના અંતમાં મોરલીએ કહ્યું: "આ વિષય ઉપર ફરી પાછા વાત કરવા આવો તો મને આનંદ થશે." તક જોઈ ગોખલેએ કહ્યું, "હું જરૂર ઘણો જ ખુશીથી આવીશ, અને બંગાળના પ્રશ્ન વિષે વધારે સમજાવીશ. પણ મારો વિલાયત આવવાનો ખાસ ઉદ્દેશ મારા દેશને લગતા વધારે મહત્ત્વના અને

કાયમી પ્રશ્નો તમારા ધ્યાન પર આણવાનો છે. તેથી જો આપણી બીજી મુલાકાતમાં બંગાળના પ્રશ્ન ઉપરાંત બીજી વાતો કરવાનો સમય ન રહે તો મને ત્રીજી મુલાકાત આપી શકશો?" મોરલીએ કહ્યું: "ઘણી જ ખુશીથી. સવાલ એ નથી કે હું કેટલી મુલાકાતો તમને આપીશ. સવાલ તો એ છે કે તમે મને કેટલી મુલાકાતો આપશો? તમે દસ મુલાકાતો માગશો તો હું દસ આપવા તૈયાર છું."

મોરલીના આ વચનનો તેમણે બરાબર લાભ લીધો. આ મુલાકાતોમાં તેમણે મહાસભાની માગણીઓની ચર્ચા ઉપાડી. અને પછી તો મોરલીને રસ પડ્યો તેમ તેઓ ઊંડે ને ઊંડે વિગતમાં ઊતરવા લાગ્યા. એક મુલાકાતમાં હિંદી કારોબાર ઉપર અંકુશ રાખનાર હિંદી વજીરની ઑફિસની ચર્ચા ચાલી; બીજી વાર વળી વાઇસરૉય, ગવર્નરો, તેમની કારોબારી કાઉન્સિલો વગેરે વિષયોની છણાવટ થઈ. અને ફરી વાર મળ્યા તેમાં વડી અને પ્રાંતિક ધારાસભાઓનાં બંધારણો વિચારવામાં આવ્યાં.

મોરલી તાજો તાજો જ વજીરપદ પર આવ્યો હતો. તેને હિંદના કારભારની બહુ ઓછી માહિતી હતી તેની એને પોતાના કામમાં મોટી અડચણ હતી. તેથી જ ગોખલે જેવા હિંદના રાજકારણના અનુભવી અને કારભારના અભ્યાસી પુરુષ સાથેની આ મુલાકાતોમાંથી તેણે ઘણો સારો લાભ ઉઠાવ્યો. ગોખલે ઉપર પણ તેની સારી છાપ પડી. એમને વિશ્વાસ બંધાયો કે આ માણસ ખરેખર સાચા દિલથી હિંદ માટે કંઈક કરવા ઇચ્છે છે. તેમણે મિત્રોને એટલે સુધી લખ્યું કે, "હું તમને કહી શકું છું કે લૉર્ડ રીપન પછી સરકારી તંત્રમાં હિંદીઓની ભાવનાઓની સાચી કદર પિછાણનાર હિંદહિતેચ્છુ અધિકારી આના જેવો આવ્યો નહોતો. હિંદી વજીરના હોદ્દા ઉપર જેટલા દિવસ તે ગાળી રહ્યો છે તેટલું આપણા દેશનું કંઈ ને કંઈ હિત આગળ વધી રહ્યું છે, અને નોકરશાહીનું હિત કંઈ ને કંઈ પાછળ પડતું ચાલ્યું છે."

આવો તેમને વિશ્વાસ બંધાઈ ગયો હતો તેથી તેઓ સ્વદેશમાંના મિત્રોને આજીજી કરી કરીને લખતા હતા કે, "મોરલી ઉપર મહેરબાની કરીને કોઈ અંગત ટીકાઓ ન કરશો; તેને માત્ર મોઢે મોઢું

બનાવનારો નહિ પણ સાચો મિત્ર માનજો. એમ પણ સમજજો કે તે કદાચ આપણને સંતોષ આપવામાં નિષ્ફળ જશે તો તેનું મુખ્ય કારણ એ જ હશે કે, તેને પરિસ્થિતિની પૂરી માહિતી નહોતી તેમ જ તેની આસપાસ મુશ્કેલીઓની દીવાલો બંધાયેલી પડી હતી." અંગત ટીકાઓ દાબવા માટે ગોખલેએ મિત્રોને ખાસ ખાસ વીનવ્યા અને એટલે સુધી સૂચવ્યું કે જરૂર પડે તો શ્રી. કેળકર તથા તિલકને મળજો અને આ બધું તેમની પાસે રજૂ કરી છાપાંઓમાં કશી અંગત ટીકાઓ ન આવે એમ વીનવજો.

આગળ જતાં મોરલીએ ગોખલેને તેમની સૂચનાઓ ટૂંકાણમાં, એક કાગળ ઉપર સમાઈ જાય તે રીતે, લખી આપવા વિનંતિ કરી, અને ગોખલેએ તે આપી.

આમ ગોખલેને તો પૂરો વિશ્વાસ બેઠો હતો, પણ સરકારનું કામ ગોકળગાયની ગતિએ વધતું હતું. ૧૯૦૬નું વર્ષ પૂરું થયું છતાં સુધારાઓનું ઠેકાણું પડયું નહિ. ૧૯૦૭નું પણ આખું વર્ષ કોરું ગયું. સુધારાઓની માત્ર હજુ વાતો જ થતી હતી, અને અહીં હિંદુસ્તાનમાં તો દમનનો સપાટો નોકરશાહી ચલાવી રહી હતી. આ દમન મોરલીની સંપૂર્ણ સંમતિથી ચાલતું હતું, એટલે તેણે પોતાને માટે હિંદી જનતાની સહાનુભૂતિ છેક જ ગુમાવી હતી.

છેવટે, ઘણું મોડું કરીને સુધારાઓનો ખરડો બહાર પાડવામાં આવ્યો ત્યારે તેણે તેની પ્રસ્તાવના એવી બેહૂદી કરી કે, ગોખલે જેવાઓને પણ તેને માટે બે સારાં વચન કહેવાં મુસીબતની વાત થઈ પડી. "હિંદીઓ સ્વરાજ્યની માગણી કરે છે એ તો બાળકો આકાશના ચાંદ માગે તેના જેવી છે," એવું વાકય તેણે જ ઉચ્ચાર્યું. આ વાકય રચીને મોરલીએ પોતાની સાહિત્યની શક્તિ પોતાનું જ કામ બગાડવામાં વાપરી. સુધારાના ધારાની પ્રસ્તાવનામાં તેણે લખી માર્યું કે હિંદુસ્તાનમાં પાર્લામેન્ટ-ઢબની ધારાસભાઓ આપવાને હજુ બહુ વાર છે, અને મારા હાથમાં જ્યાં સુધી કારભારનાં સૂત્રો છે ત્યાં સુધી તો એવું કંઈ આપવાની જવાબદારી હું લેવાનો નથી જ.

આ પછી તિલક મહારાજ જેવાઓ પાસેથી પણ સુધારાઓને આવકાર અપાવવાની ગોખલેની ઉમેદ કેમ કરીને ટકી શકે? છતાં તે પોતાની ઉમેદને વળગી રહ્યા હતા, કારણ કે ભલે મોરલીએ ઉપરનાં વચનો કહ્યાં, પણ વિલાયતમાં રૂબરૂ મુલાકાતોમાં તેમણે એને છેક નજીકથી જોયો અને ઓળખ્યો એ શું ખોટું હોઈ શકે? ગોખલે માનતા હતા કે ઉપરનાં મોરલીનાં વચનો મુત્સદ્દીગીરીનાં વચનો હતાં. ઇંગ્લન્ડની જનતાને તેમ જ હિંદમાંની અંગ્રેજી નોકરશાહીને ચૂપ કરી પોતાના સુધારાઓ માટે તેમનો ટેકો મેળવવાની એ તેની યુક્તિ હતી. પણ આ કૃત્યોથી મોરલીનું નામ ઘણું બદનામ થયું અને તેના ઉપર ટીકા અને આક્ષેપોની ઝડી વરસી. આમાં દિલગીરીની વાત એટલી જ છે કે એવી ટીકાઓની અસરથી તે અકળાઈ જતો. તેના જેવા વિદ્વાન સાહિત્યકાર વધારે શાન્ત મનના હોય એમ ધારી શકાય, પણ તે અંગત ટીકાથી ઘણો ચિડાતો. ટીકાથી ભાન ભૂલી તેણે કેટલીક વાર કરવા ધારેલું સારું કામ છોડી દીધું છે. એમ કહેવાય છે કે સત્તા પર આવ્યા પછી એક વાર તેણે બંગભંગ રદ કરવાનો નિશ્ચય કર્યો હતો, અને તે માટે બધી તૈયારી કરી દીધી હતી. પણ તેવામાં પાર્લામેન્ટમાં કોઈએ તેની વિરુદ્ધ કઠોર વચનો કહ્યાં. મોરલીએ એથી ખિજાઈ વિચાર બદલી નાખ્યો. પરિણામે તેત્રીસ કરોડ પ્રજાને નસીબે બીજાં પાંચ છ વર્ષ સુધી અપમાન અને હાડમારી ભોગવવાનું ચાલુ રહ્યું.

મોરલીએ તેના સુધારાઓના ખરડો જ્યારે પાર્લામેન્ટની અમીરોની સભામાં રજૂ કર્યો ત્યારે અનેક ઉમરાવોએ એક પછી એક ઊભા થઈ તેનો વિરોધ કર્યો. એ વિરોધમાં મુખ્ય દલીલ શી હતી એ જાણી આપણને રમૂજ આવે છે. ગોખલે-મોરલી વાટાઘાટોને ઇંગ્લંડના લોકો કેવી નજરે જોતા તે આ પરથી આપણે સમજી શકીએ છીએ. ટીકા એવી હતી કે આ ક્રાંતિકારક ધારા મોરલીના પોતાની સૂઝના નથી, પણ પેલો મહારાષ્ટ્રનો ચાણાક્ય હિંદુ આવ્યો છે તેની જ બુદ્ધિમાંથી નીપજેલા છે. મોરલીએ પ્રથમ પોતાનો સારી પેઠે બચાવ કર્યો, પણ છેવટે સીધેસીધું સંભળાવ્યું, "વીર ઉમરાવજાદાઓ શું ઇચ્છે છે? હિંદના રાજબંધારણમાં સુધારા કરવાને

ખરડો ઘડવાની ફરજ મારે માથે આવી પડી છે. હવે શું તેઓ એમ ઇચ્છે છે કે આ ખરડાથી જે લોકોના ભાવી ઉપર સદાને માટે અસર થવાની છે તેઓના મુખ્ય પ્રતિનિધિની સાથે મારે સલાહ-મસલત પણ ન કરવી?" મોરલીએ જાહેર કર્યું કે, "હા, મેં પોતે ગોખલેને તેમની દરખાસ્તો એક કાગળના પાન ઉપર માઈ જાય એટલી ટૂંકાણમાં લખીને આપવા કહ્યું હતું."

ગોખલે પોતે નમ્રતાપૂર્વક આ બાબતનો યશ ઓઢી લેતા નથી. તેમણે તે સંબંધમાં કહ્યું છે, "મારી નોંધમાંથી લૉર્ડ મોરલીએ કંઈક સૂચનો લીધાં છે, અને તેમાં આશ્ચર્ય જેવું શું છે? કારણ કે મારી સૂચનાઓ સરકારની પોતાની ભલામણો સાથે મળતી આવે તેવી જ મેં ઘડી હતી. મેં એવી મધ્યમસરની અને તોળીતોળીને મારી દરખાસ્તો ઘડી કે હિંદી સરકાર તેને સંમતિ આપી શકી, એ મારો દોષ છે કે? હવે ધારો કે મેં કંઈક બહુ જ આકરી દરખાસ્તો મૂકી હોત, સરકારે તેને ફેંકી દીધી હોત અને મોરલીએ પણ વાહિયાત ગણી કાઢી હોત, તો તેવા સંજોગમાં આ જ ટીકાકારો શી ટીકા કરત? તેઓ કહેત કે, 'જુઓ, આ હિંદુ સદ્‌ગૃહસ્થ જોયા? એમને ડાહ્યા જાણીને પૂછવા ગયા તો કેવી બેફામ અને અસંભવિત ભલામણો લઈ આવ્યા!' તમારી સ્થિતિ ઠીક સલામત છે. તમારે તો જે તે ટીકા જ કરવી છે. એક રીતે કે બીજી રીતે, અમારે હિંદુસ્તાની મુત્સદ્દીઓએ તમારા સપાટા ખાવાના જ!"

ખરી રીતે તો ગોખલેની મધ્યમસરની માગણીઓમાંથી પણ મોરલીએ ઘણી મહત્ત્વની બાબતો ઉડાડી દીધી હતી. ચૂંટાયેલા લોકપ્રતિનિધિઓની બહુમતી ધારાસભાઓમાં હોવી જોઈએ એ માગણી સ્વીકારવામાં આવી નહોતી. જિલ્લાઓ ઉપર કારભાર કરનાર કલેક્ટરો નવાબો જેવા નિરંકુશ થઈ પડે છે; તેમના ઉપર અંકુશ મૂકનાર સ્થાનિક લોકોની સમિતિઓ સ્થાપવી જોઈએ એવી ગોખલેની એક ઘણી જ સુંદર સૂચના હતી. તે પણ તેમના કાગળિયામાં જ રહી.

આમ છેવટે મોરલીએ જે સુધારાઓ મોકલ્યા તેણે આ દેશનું હિત કશું કર્યું નહિ, પણ એક મોટા બગાડાનું બી વાવ્યું. તેણે

કોમી મતદાર સંઘોનું તત્ત્વ ઘુસાડયું. તે પરથી કોઈ હિંદુઓ બબડવા લાગ્યા કે મુસલમાનો તરફ પક્ષપાત કરવામાં આવ્યો છે, અને કોઈ મુસલમાનો આક્ષેપ કરવા લાગ્યા કે, ગોખલેએ વિલાયત જઈ મોરલી સાથે કાવતરું કર્યું અને મુસલમાનોને જેટલો લાભ મળત તેટલો મળતો અટકાવ્યો.

મોરલી જાણતો હતો કે તે હિંદી જનતાની વચ્ચે ભયંકર વિષનું બીજ રોપતો હતો. તે પોતે બોલ્યો છે: "મને આ બિલકુલ ગમ્યું નથી, પણ જો આ કિંમત આપ્યા વિના છૂટકો જ ન હોય તો આ બંધારણ હિંદુસ્તાનને ઠીક ઠીક આગળ વધારનારું છે એમ હું માનતો હોવાથી તેને ખાતર હું એટલી કિંમત આપવા તૈયાર છું. આશા રાખીએ કે ભવિષ્યમાં આવનારી કોઈ નસીબવંત પેઢી આ ઝેર કાઢી નાખવાને શક્તિમાન થશે."

રૂબરૂ વાતચીતો દરમ્યાન આ પ્રશ્ન છણાયો હતો અને ગોખલેની પોતાની સૂચના એવી હતી કે પ્રથમ હિંદુમુસલમાનના કોમી ભેદ વિના સર્વસાધારણ ચૂંટણી કરવી; તેના પરિણામમાં એમ માલૂમ પડે કે મુસલમાનો તેમની વસ્તીના પ્રમાણમાં ચૂંટાયા નથી તો ખાસ મુસલમાન મતદારો ખૂટતા સભ્યો ચૂંટી આપે. તે સાથે તેમની એ પણ સૂચના હતી કે વસ્તીના પ્રમાણ કરતાં વધારે બેઠકો કોઈને ન જ આપવી.

મોરલીને આ સૂચનાઓ માન્ય છે એવી સમજૂત સાથે તેઓ છૂટા પડયા હતા, પણ સુધારા બહાર પડયા ત્યારે જોવામાં આવ્યું કે બંને સૂચનાઓથી અવળું જ તેમાં રાખેલું હતું. દેશમાં તેથી ભારે અસંતોષ ફેલાયો. પંડિત માલવીયજી જેવાઓએ દેશમાં કોમીવાદનું ઝેર ફેલાવવા સામે પોકાર ઉઠાવ્યો. છતાં ગોખલેએ સૌને વાર્યા. 'હવે જેવા સુધારા આવ્યા તેને માટે સારી હવા થવા દો.' તેમણે દલીલ કરી કે દેશમાં આથી ઝેર તો રેડાયું છે જ, પણ મુસલમાન ભાઈઓને જે મળ્યું તેનો આપણને દ્વેષ નથી, તેમનો કોળિયો આપણે શા માટે પડાવી લઈએ ?

ધારાસભાઓમાં પેઠેલો આ કોમીવાદ ધીમે ધીમે યુનિવર્સિટીઓમાં, મ્યુનિસિપાલિટીઓમાં અને લોકલ બોર્ડો સુધી પહોંચ્યો છે, અને

દેશના વાયુમંડળને તેણે કેવું કલુષિત કરી મૂક્યું છે તેનો અનુભવ આપણે પ્રત્યક્ષ લઈ રહ્યા છીએ.

આવા મોળા અને હાનિકારક સુધારાઓ પણ જ્યારે અમલમાં મૂકવામાં આવ્યા ત્યારે સરકારે તેનાં ધારાધોરણો એવાં ઘડ્યાં કે થોડું સારું તેમાં હતું તે પણ બચવા પામ્યું નહિ.

વળી સરકારે એક હાથે સુધારા આપ્યા તો બીજે હાથે જુલમનો કોરડો વીંઝવા માંડ્યો. કેમ જાણે તેના મનમાં હિંદીઓ નવી સત્તાઓથી ફુલાઈ જશે એવી ધાસ્તી ન હોય, એવું જ તેનું વર્તન હતું.

પ્રથમ તો તેણે હિંદમાં અળખામણા થઈ પડેલા છાપખાનાનો કાયદો કાઢીને કરેલા ઉપર પાણી ફેરવ્યું. આ પ્રેસ ઍક્ટ વળી ગોખલેના જીવનમાં એક કમનસીબ પ્રકરણરૂપ થઈ પડ્યો. તે એવા નાજુક સંજોગોમાં મુકાયા કે પોતે આ ઍક્ટની વિરુદ્ધ હોવા છતાં તેમણે ધારાસભામાં પોતાનો મત વિરુદ્ધમાં આપ્યો નહિ.

વાત એમ બની હતી કે નવા સુધારાની રૂએ સત્યેન્દ્રપ્રસન્ન સિંહા જેવા એક હિંદીને હિંદી સરકારની કારોબારીમાં ન્યાયમંત્રી તરીકેનો હોદ્દો આપવામાં આવ્યો હતો. હવે મિન્ટોની સરકારને પ્રેસ ઍક્ટ કરીને છાપાંઓને મોઢે ડૂચો તો મારવો જ હતો. એ કામની જવાબદારી નવા ન્યાયમંત્રી સિંહાને માથે આવી પડી. સિંહાએ બિલમાં કેટલાક સુધારાઓ સૂચવ્યા અને તે કરવામાં આવે તો જ પોતે જવાબદારી લેશે, નહિ તો રાજીનામું આપી દેશે એવી ચેતવણી આપી દીધી. તે આ તબક્કે રાજીનામું આપે એ ખરાબ દેખાશે એમ જોઈ મિન્ટોએ તેમની એકાદ સૂચના સ્વીકારી તેમને રાજી કર્યા. એ વાટાઘાટમાં ગોખલેએ પણ ભાગ લીધો હતો, કારણ કે સુધારા જન્મતાંની સાથે જ મરે એ તેમને ગમતું નહોતું. હવે સિંહાએ ગોખલેને કહ્યું, "જો સુધારાની સલામતીને ખાતર મારે આ અન્યાયી ધારાની રજૂઆત ધારાસભામાં કરવાની કડવી ફરજ બજાવવી એવી તમે મિત્રો સલાહ આપો છો, તો તે જ હેતુ ખાતર તમે પણ એ ધારાને ટેકો આપી મને સાથ આપવાની કડવી ફરજ બજાવો." ગોખલેની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ. છેવટે બન્ને મિત્રોએ મળી માર્ગ કાઢ્યો.

ગોખલે આ ધારા વિરુદ્ધ જેટલી દલીલો કરવી હોય તેટલી ભલે કરે, સુધારાઓ લાવવા હોય તેટલા ભલે લાવે, પણ છેવટે મત લેવાય તે વખતે તેની વિરુદ્ધમાં હાથ ઊંચો ન કરે. સિંહાને ખાતર અને સુધારાઓ માટે બને તેટલું અનુકૂળ વાતાવરણ કરી આપવાની નીતિને ખાતર ગોખલેએ એવું વર્તન કર્યું. તેમના માથા ઉપર તેના પરિણામે ટીકાઓ અને ગાળોનો વરસાદ વરસ્યો.

સુધારાથી હિંદીઓને ફુલાતા અટકાવવા સરકારે એક બીજી થપ્પડ ચોડી કાઢી: તે તિલકને પકડ્યા તે હતી.

મુંબઈના ગવર્નરના મગજમાં ભૂત ભરાયું અને તેણે લોકમાન્ય બાળગંગાધર તિલક જેવા એક અત્યંત લોકપ્રિય નેતાની ધરપકડ કરી અને રાજદ્રોહનો ખટલો ચલાવી તેમને ૬ વર્ષની સજા કરી. હવે મોરલીને વખાણનાર દેશમાં કોઈ કવી રીતે રહી શકે ? તેની સાથે હળનાર મળનાર દેશબંધુઓ પણ પ્રજાને અકારા થઈ પડ્યા. તે પ્રમાણે ગોખલે પણ અકારા થયા. એક તો તે તિલકના લાંબા વખતના જગજાહેર પ્રતિપક્ષી, તેમાં હજુ હમણાં જ સુરત મહાસભામાં બન્નેના પક્ષો વચ્ચે ઝરેલી ચકમક, ગોખલેનું વારંવાર મોરલીને મળવું અને હવે તિલકનું અચાનક પકડાવું. લોકોને ગોખલે ઉપર એટલો અણગમો થયો કે તેમને માટે કંઈ પણ ન માનવા જેવું તેમને લાગ્યું નહિ. એવી વાત ફેલાઈ કે ગોખલેએ મુંબઈના ગવર્નર ઉપર લાગવગ લગાડી અને વિલાયતમાં મોરલીના કાન ભંભેર્યા, અને એમણે જ તિલકને પકડાવી તેમનો કાંટો પોતાની વાટમાંથી દૂર કર્યો. લોકલાગણી એટલી ઉશ્કેરાયેલી હતી કે લોકો આવી હલકી વાત પણ માની લેવા લાગ્યા. ખરી હકીકત એથી ઊલટી હતી. તિલકને પકડી સરકારે ભયંકર ભૂલ કરી હતી, સુધારા માટેનું વાતાવરણ તેણે તેમ કરી ડહોળી મેલ્યું હતું એમ ગોખલે માનતા હતા. સત્તાધારીઓ ઉપર આ ભૂલ સુધારી લેવા તેમણે ખાનગીમાં પોતાની લાગવગ ખૂબ વાપરી, જોકે તેમાં તેઓ સફળ થયા નહિ એ વળી જુદી વાત. ગોખલેના મિત્રો અને શિષ્યોએ આ દુઃખજનક બનાવનાં અને તિલક મહારાજના ગૌરવભર્યા બચાવનાં વર્ણનો તેમને વિલાયત લખી

મોકલ્યાં હતાં; તેના જવાબોમાંથી ગોખલે ખાનગીમાં આ સંબંધમાં શું કરતા તેની આપણને ઝાંખી થાય છે. ગોખલેની રીત અને ગાંધીજીની રીત આવી બાબતોમાં મળતી હોય એમ લાગે છે. તેમની જાહેર પ્રવૃત્તિઓ અને લડતો જગત જાણે છે, પણ ખાનગી મુલાકાતો અને પત્રવ્યવહારોથી જે અનેક લડતો તેમણે અટકાવી અને દેશનાં અનેક કામો કર્યાં તે છૂપાં જ રહી જશે. આ બાબત ઉપર ગોખલેએ જ વિલાયતથી તેમના એક મિત્રને પત્ર લખેલો તેમાં તે કહે છે: "તમે વિશ્વાસ રાખજો કે આ બાબતમાં મારે માટે જેટલું કરવું શક્ય હશે તેટલું હું કરીશ જ, જોકે આવું કહેવું મને પસંદ નથી, કારણ કે આપણા જહાલ મિત્રો વળી તેનો અનર્થ કરશે. . . ."

માલ વિનાના સુધારા અને તેને માટે વાતાવરણ આવું ડહોળાયેલું! મોરલી સાહેબે સડેલું બી વાવ્યું અને મિન્ટો સાહેબે ખારું પાણી પાયું! છતાં ગોખલેએ તેની વિરુદ્ધ એક પણ શબ્દ ન બોલવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. આવી મળેલાનો સંપૂર્ણ લાભ લેવો અને વધારે માટે પ્રયત્ન કરતા રહેવું એવી પોતાની નીતિને અનુસરી તેમણે કાર્ય કર્યે રાખ્યું. નવી ધારાસભામાં લોકપ્રતિનિધિઓના મોવડીનું સ્થાન તેમના સિવાય બીજા કોનું હોય? આજ સુધી જેટલું કહેવાનું કે સૂચવવાનું હોય તે બધું અંદાજપત્ર પ્રસંગે એક ભાષણમાં તેમને ખીચોખીચ ભરી દેવું પડતું: હવે નવા બંધારણમાં સ્વતંત્ર ઠરાવો મૂકવાની સત્તા મળી હતી. તેનો લાભ લઈ પ્રજાઉન્નતિના અનેક માર્ગો પોતે આજ સુધી વિચારેલા હતા તે માટે હવે ગોખલે સ્વતંત્ર ઠરાવો રજૂ કરી પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ સભામાં બહુમતીનો સંભવ જ ક્યાં હતો કે તેમના ઠરાવો પસાર થાય? છતાં તેઓ ફળની કાળજી પરમેશ્વરને સોંપી કંટાળ્યા વિના હારેલા ઠરાવો નવે વર્ષે ફરીથી મૂકતા રહ્યા. એમની એવી સતત લડતોમાં પ્રાથમિક શિક્ષણની લડત મોખરે મૂકી શકાય. તેથી નમૂનારૂપે તેનું સવિસ્તર વર્ણન આ પુસ્તકમાં આગળ આપવામાં આવ્યું છે. પોતાના ઠરાવો ઊડી જવાના જ છે એમ જાણવા છતાં કેવી ભાવનાથી તે કામ કરતા તે દર્શાવવાને નીચેનું અવતરણ બસ થશે:

"પણ સાહેબ, હું જાણું છું કે આજ દિનનો સૂરજ ડૂબે તે પહેલાં મારા આ (પ્રાથમિક કેળવણી વિષેના) બિલને ડુબાડી દેવામાં આવ્યું હશે. હું તેની તકરાર કરતો નથી. હું તો નિરાશ પણ થવાનો નથી....હું હમેશાં માનતો આવ્યો છું, અને તેમ ઘણી વાર બોલ્યો પણ છું કે, અમે આ યુગના લોકો અમારા દેશની સેવા અમારી નિષ્ફળતા દ્વારા જ કરવાની આશા રાખી શકીએ. પોતાની સફળતાથી દેશસેવા કરનાર ભાગ્યવંતાં નરનારીઓ તો ભવિષ્યમાં પેદા થશે. દેશની આગેકૂચમાં જે સ્થાન અમારે ભાગે આવ્યું છે તેનાથી અમારે સંતોષ માનવો રહ્યો. આજે ગબડાવી પાડવામાં આવેલું આ બિલ પાછું ઊભું થશે, પડી પડીને ફરી ઊભું થશે, પણ અંતમાં એક સફળ બિલ પોતાની જાતનાં જ મુડદાંઓ ઉપર પગલાં માંડતું ખડું થશે અને આખા દેશભરમાં જ્ઞાનનો પ્રકાશ વિસ્તારશે. બનવા જોગ છે કે આ આશા કદી સિદ્ધ ન થાય. એ પણ બનવા જોગ છે કે અમારા પ્રયત્નોથી અમારા હૃદયમાં વસતા મહાન ધ્યેયની સિદ્ધિમાં આડકતરી પણ મદદ ન થાય, અમારા પ્રયત્નો કેવળ સમુદ્રતટની રેતીમાં હળ હાંકવા સમાન નિષ્ફળ જાય. ભલે અમારા કર્મનું ફળ થવાનું હોય તે થાઓ. છતાં એક બાબત તો સ્પષ્ટ છે—અમારું પોતાનું કર્તવ્ય અમે બજાવી છૂટચા એટલા આત્મસંતોષના તો અમે અધિકારી થઈશું. અને જ્યાં ધર્મનો માર્ગ સ્પષ્ટ દેખાતો હોય ત્યાં તો કર્મ કરતે નિષ્ફળતાને વરવું એ અકર્મના કરતાં શ્રેષ્ઠ જ છે."

૨૩

# ગાંધીજીની વહારે

## ૧

સને ૧૮૯૬ની એ વાત છે. ફરગ્યૂસન કૉલેજમાં ગોખલેજીને એક દિવસ એક તરુણ બારિસ્ટર મળવા આવ્યો. તેનાં પોશાક અને રીતભાતના સુરેખપણાથી ગોખલે ઉપર પહેલી છાપ અનુકૂળ પડી. તે દક્ષિણ આફ્રિકાથી તાજો જ આવેલો હતો, અને ત્યાં વસવા ગયેલા હિંદીઓની સ્થિતિ સંબંધમાં વાતચીત કરવા માગતો હતો. તેણે દેશનાં ઘણાંખરાં નગરોની અને અનેક મોટા મોટા જાહેર પુરુષોની મુલાકાત લઈ તેમને દક્ષિણ આફ્રિકાનાં દુઃખોની કહાણી સંભળાવી હતી. પૂનામાં તિલક અને રાનડે જેવાઓને તે મળ્યા હતા, અને હવે તિલક મહારાજની ભલામણથી ગોખલે પાસે આવ્યા હતા. તેમને ગોખલેની સહાનુભૂતિ જોઈતી હતી, અને પૂનામાં દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન સંબંધમાં જાહેર સભા ભરવામાં તેમની મદદ જોઈતી હતી.

ગોખલે હજુ અખિલ ભારત નેતા બન્યા ન કહેવાય. હજુ રાનડે ગુરુના ચરણે બેસી તાલીમ લેવાનું તેમનું ચાલુ હતું. છતાં પૂનાના જાહેર જીવનમાં તે ઠીક ઠીક આગળ પડતા હતા. એક પણ રાજદ્વારી પ્રવૃત્તિ તેમનાથી અજાણી નહોતી. તેમને નવા આવનાર ગાંધીજીની વાતમાં રસ પડ્યો. દક્ષિણ આફ્રિકાની કહાણી તેમણે ઝીણવટથી સાંભળી, ઊલટતપાસ કરી કરીને વિગતો જાણી લીધી.

ગાંધીજીને ઘણાએ રસથી સાંભળ્યા હતા અને મદદ પણ કરી હતી, પરંતુ ગોખલેમાં જે પ્રેમ, જે મમતા, જે સમભાવ તેમણે અનુભવ્યાં તે બીજા કોઈમાં તેમને લાગ્યાં નહિ. તેમણે એમની પાસે બધી હકીકત નિવેદન કરી. ગિરમીટિયાઓને આ દેશમાંથી વચનો આપીને કેવી રીતે ભરી જવામાં આવે છે, ત્યાં ખેતરોમાં અને ખાણોમાં તેમના ઉપર કેવા જુલમો ગુજરે છે, ઘણા જ અકુદરતી સંજોગોમાં મુકાવાથી હિંદુસ્તાનના ભલા સરળ માણસોનાં જીવન સ્ત્રીપુરુષસંબંધમાં કેવાં હીન બની જાય છે, ગિરમીટમાંથી છૂટે કે તરત તેમના માથા ઉપર ત્રણ પાઉંડનો ભયંકર હેડિયાવેરો કેવો પડે છે, એ બધું તેમણે લાગણીથી વર્ણવ્યું. તે દેશમાં ગોરાઓએ હિંદીઓને એક પ્રકારના અસ્પૃશ્ય પંચમ બનાવી દીધા છે. તેમને શહેર વચ્ચે ઘર મળે નહિ કે દુકાન મળે નહિ. ઢેડવાડાની જેમ તેમને શહેરથી દૂર અલગ પરાં વસાવીને રહેવું પડે છે. હિંદીઓને ગોરાઓના ટાંગાઓમાં બેસવા ન દે, ટ્રામોમાં અને રેલગાડીઓમાં બેસવા ન દે, ગોરાઓનાં ઉપાહારગૃહોમાં તેમને પેસવા ન દે, અરે! જાહેર ફૂટપાથો ઉપર ચાલવા જાય તોયે તેમને ધક્કો મારવામાં આવે. ગમે તેવો કેળવાયેલો કે શ્રીમંત હિંદી હોય તો પણ તેની એ જ દશા. ત્યાં હિંદીનું નામ હિંદી રહ્યું નથી, પણ ‘કુલી’ પાડવામાં આવ્યું છે. દક્ષિણ આફ્રિકાના આ કુલી બારિસ્ટરે પોતાની જાત ઉપર ગુજરેલાં વીતકો પણ સંભળાવ્યાં. એ હજુ માંડ ત્રણ વર્ષ જ ત્યાં રહ્યા હતા પણ એટલા સમયમાં ધક્કા, મુક્કા અને અપમાનોનો ફાળો એમને ભાગે સારા પ્રમાણમાં આવ્યો હતો.

ગાંધીજીએ આવેશથી ખબર આપ્યા કે, હવે તો દક્ષિણ આફ્રિકાના કાયદામાં પણ વર્ણભેદનું ઝેર દાખલ કરવાની પેરવી ચાલી રહી છે.

રાણી વિક્ટોરિયાના ઢંઢેરામાંનું વર્ણભેદ કે ધર્મભેદ ન રાખવાનું વચન એક પવિત્ર કોલ છે એવી ગોખલેની માન્યતા હતી, તેથી તે વચન છડેચોક તોડવાની આ વાતો સાંભળી ગોખલેનું અંતર ઘણું જ ઊકળી ઊઠયું.

પછી ગાંધીજીએ આ અન્યાયો અને અપમાનો સામે હિંદી જનતાને પોતે કેવી રીતે સંગઠિત કરી તે પણ વર્ણવ્યું. કેવળ કમાઈ ખાવા માટે જ પરદેશ ગયેલા અને છેક નહિ જેવી જ કેળવણી પામેલા હિંદીઓને થોડા જ વખતમાં આ તરુણે કેવા તૈયાર કર્યા, એ જાણીને ગોખલે ઘણા જ તાજુબ થયા.

હજુ સત્યાગ્રહનો અવતાર થયો નહોતો, પણ તે દિવસે પણ ગોખલે સમજી ગયા કે, આ અજાણ્યો મુલાકાતી કોઈ રણિયો માણસ છે; તે વહેલોમોડો આથડી પડ્યા વિના રહેવાનો નથી. ગોખલેએ જોયું કે સામે પક્ષે કેવી જબ્બર સત્તા પડેલી છે તેની આ માણસને કશી પડી નથી. પોતાનો પક્ષ સત્યનો છે અને તે ખાતર માથું આપવાની પોતાની તૈયારી છે, પછી સામેની સત્તા નબળી હો કે સબળી તેનું એમને શું? ગોખલે કળી ગયા કે આ માણસની આંખમાં એક અલૌકિક ચમકાર છે, તેની વાણીમાં અલૌકિક રણકાર છે, જેમાં લોકોને આકર્ષવાની અને સામાન્ય જનની પાસે પણ અસામાન્ય કામો કરાવવાની શક્તિ છે.

જેમ જેમ વાત સાંભળતા ગયા તેમ તેમ ગોખલેને થતું ગયું કે આ કોઈ અદ્‌ભુત વ્યક્તિ છે. પોતાની આસપાસ તે અજબ શ્રદ્ધા અને પવિત્રતા ફેલાવે છે. આ માણસ બોલે છે તે જરૂર કરશે જ, અને જ્યારે તે કરશે ત્યારે લોકોનાં ટોળાં તેના વચનથી પ્રેરાઈ તેને જરૂર અનુસરશે.

આ પ્રકારની ભાવના એ પ્રથમ જ મિલન વખતે ગોખલેને થઈ. ગોખલેના સંભાષણમાં અને વર્તનમાં કેટલી સહાનુભૂતિ, કેટલી લાગણી ગાંધીજીએ તે દિવસે અનુભવી હશે એની કલ્પના જ કરી લેવી રહી.

આમ ગાંધીજીના આત્માએ પ્રથમ જ મિલનપ્રસંગથી ગોખલેને ગુરુસ્થાને સ્વીકારી લીધા.

ગોખલેએ પણ તે દિવસથી ગાંધીજીને પોતાના હૃદયથી કદી દૂર થવા દીધા નહિ. તે દક્ષિણ આફ્રિકા પાછા ગયા પછી પણ એકબીજાનો પત્રવ્યવહાર સતત ચાલુ રહ્યો. ત્યાંની પરિસ્થિતિથી ગોખલે સારી રીતે માહિતગાર રહેવા લાગ્યા, ગાંધીજીના કામમાં સલાહ અને ઉત્તેજન આપવા લાગ્યા. ત્યારથી ગોખલેની અનેક-

વિધ પ્રવૃત્તિઓમાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો પ્રશ્ન ઉમેરાયો અને તે તેમણે છેલ્લા શ્વાસ સુધી અળગો કર્યો નહિ. દરેક મહાસભામાં એ સંબંધી પોકાર ઉઠાવતા ઠરાવ તો હોય જ. વડી ધારાસભામાં ઠરાવો મૂકવાની સત્તા મળી ત્યારથી ત્યાં પણ ગોખલેનો ઠરાવ વર્ષો વર્ષ આ વિષય ઉપર હોય જ. દેશમાં જાહેર આંદોલન કરવામાં પણ તેમણે બાકી ન રાખી. એ તો ગોખલેનો સ્વભાવ જ હતો કે જે પ્રશ્નને અપનાવ્યો તેની પાછળ જાતને નિચોવી નાંખવી.

ગોખલેને મળ્યા બાદ થોડા જ વખતમાં ગાંધીજી પાછા દક્ષિણ આફ્રિકા ગયા.

પછી તો એક પછી એક ખબર એવી જ આવવા લાગી કે એમની યોગ્યતા વિષે, એમની શક્તિ વિષે પોતે જે કલ્પના બાંધી હતી તે સંપૂર્ણ સાચી પડવા લાગી. તેમ તેમ ગોખલેનો ઉમળકો વધતો ગયો.

ડરબનના કિનારે ગાંધીજી પહોંચ્યા ત્યાંથી જ અદ્ભુત બનાવોનો આરંભ થયો. લોકોનાં ટોળાંએ ડરબનમાં પ્રવેશ કરતાં જ એમને ઘેરી મરણતોલ માર માર્યો, કારણકે તેમણે હિંદુસ્તાનમાં કરેલી ચળવળની વાત સાંભળી તેઓ ચિડાયા હતા, તેમ જ ગાંધી એ સ્ટીમરો ભરીને હિંદીઓને લાવ્યો છે અને દક્ષિણ આફ્રિકા હિંદીઓથી ભરી દેવા માગે છે એવી ગપ પણ ફેલાઈ હતી. ગાંધીજીએ મારનારાઓને સજા ન થાય એ માટે બનતો પ્રયત્ન કર્યો.

બેએક વર્ષ પછી દક્ષિણ આફ્રિકાના બોઅર લોકોએ અંગ્રેજી સત્તા સામે બળવો કર્યો. ગાંધીજીએ ૧૧૦૦ હિંદીઓની દાક્તરી ટુકડી ઊભી કરી તેમાં ભાગ લીધો. “આ શૌર્ય તો ગાંધી જ બતાવી શકે,” ગોખલેએ વિચાર્યું હશે. “બાકી જમાનાઓની ગુલામીથી કાયર બનેલા હિંદીઓને લડાઈમાં જવાનું સૂઝે જ નહિ.”

ત્યાર પછી ગાંધીજી દેશમાં આવ્યા. આફ્રિકા ગયા ત્યારે કમાવાનું ધ્યેય હતું, પણ ત્યાંના છ વર્ષના વસવાટના ફળરૂપે તેમનું ધ્યેય દેશસેવા બની ગયું હતું. એમણે સાચી કમાણી કરી. સ્વદેશમાં આવ્યા કે તરત ગોખલેએ એમનો કબજો લીધો. પોતે

વડી ધારાસભાના સભાસદ થયા હોવાથી કલકત્તામાં વસતા. ત્યાં એમને તેડયા અને એક આખો મહિનો પોતાની પાસે રાખ્યા. એ એક માસના સહવાસનું વર્ણન ગાંધીજીએ પોતે લખ્યું છે. તે પરથી કલ્પના આવશે કે બંનેનો હૃદયસંબંધ કેટલો પવિત્ર અને પ્રેમભર્યો હતો.

"પહેલે જ દહાડેથી ગોખલેએ મને હું મહેમાન છું એવું ન ગણવા દીધું. હું તેમનો સગો નાનો ભાઈ હોઉં એમ મને રાખ્યો. મારી હાજતો બધી જાણી લીધી, ને તેને અનુકૂળ થવાની તજવીજ કરી લીધી. સારે નસીબે મારી હાજતો થોડી હતી. બધું જાતે કરી લેવાની ટેવ મેં કેળવી હતી, તેથી મારે થોડી જ સેવા લેવી રહેતી. સ્વાવલંબનની મારી આ ટેવની, મારી તે કાળના પોશાક વગેરેની સુઘડતાની, મારા ઉદ્યમની ને મારી નિયમિતતાની તેમના ઉપર ઊંડી છાપ પડી. ને તેની હું અકળાઉં એટલી સ્તુતિ કરવા લાગ્યા.

"તેમને મારાથી છાનું એવું કશું હોય એમ મને ન ભાસ્યું. જે કોઈ મોટા માણસો તેમને મળવા આવતા તેમની મને ઓળખાણ કરાવતા. . . .

"ગોખલેની કામ કરવાની પદ્ધતિથી મને જેટલો આનંદ થયો તેટલું જ શીખવાનું મળ્યું. તેઓ પોતાની એક પણ ક્ષણ નકામી ન જવા દેતા. તેમના બધા સંબંધો દેશકાર્યને અંગે જ હતા એમ મેં અનુભવ્યું; બધી વાતો પણ દેશકાર્યને ખાતર. વાતોમાં મેં ક્યાંય મલિનતા, દંભ કે જૂઠ ન જોયાં. હિંદુસ્તાનની કંગાલિયત અને પરાધીનતા તેમને પ્રતિક્ષણ ખૂંચતી. અનેક માણસો તેમને અનેક બાબતોમાં રસ લેવડાવવા આવે. તેમને એક જ જવાબ દેતા : "તમે એ કામ કરો, મને મારું કરવા દો, મારે તો દેશની સ્વાધીનતા મેળવવી છે. તે મળ્યા પછી મને બીજું સૂઝશે. અત્યારે તો એ વ્યવસાયમાંથી મારી પાસે એક ક્ષણ પણ બાકી રહેતી નથી. . . .

"રાનડે પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ તો વાતવાતમાં જોઈ શકાય. 'રાનડે આમ કહેતા' એ તો એમની વાતચીતમાં લગભગ 'સૂત ઉવાચ' જેવું હતું. . . ."

આ એક માસના સહવાસથી બન્ને વચ્ચે કેવું હેત બંધાયું હતું તે માટે પાછી ગાંધીજીની જ વાણીનો આશ્રય લઈએ. ગોખલેથી છૂટા પડી ગાંધીજી ત્રીજા વર્ગના ઉતારુ બની આખા હિંદુસ્તાનની મુસાફરી કરવાના હતા.

"આ મુસાફરીને સારુ મારે નવો સામાન વસાવવાનો હતો. એક ડબ્બો પિત્તળનો ગોખલેએ જ આપ્યો અને તેમાં મારે સારુ મગજના લાડુ અને પૂરી મુકાવ્યાં. . .

"ગોખલે અને દા. રૉય સ્ટેશન ઉપર મને વળાવવા આવ્યા. બન્નેને મેં ન આવવા વીનવ્યા, પણ બન્નેએ આવવાનો આગ્રહ પકડી રાખ્યો. 'તમે પહેલા વર્ગમાં જાત તો કદાચ હું ન આવત, પણ હવે તો મારે આવવું જ છે,' એમ ગોખલે બોલ્યા. . ."

એક બારિસ્ટર માટે ત્રીજા વર્ગમાં આમલોકની સાથે મુસાફરી કરવી એ તે વખતે મોટી નવીનતા હતી.

ગાંધીજીએ દેશમાં કેવી રીતે રહેવું અને શું કરવું એની ચર્ચા ગોખલેએ કરી, અને સલાહ આપી કે તેમણે મુંબઈમાં વસી વકીલાતનો ધંધો કરવો, અને સાથે સાથે રાષ્ટ્રીય મહાસભાના કામમાં એમને મદદ કરવી. દેશના જાહેર જીવનમાં આ અજાણ્યા પુરુષ એક અનોખું બળ દાખલ કરશે, એવી ઝાંખી આખા દેશમાં ગોખલેને જ પ્રથમ થઈ હતી. તેથી જાહેર જીવનના કેન્દ્રરૂપ જે મહાસભા — તેમાં તેમનો પ્રવેશ સુંદર રીતે કરાવી દેવાનું તેમણે શરૂ કર્યું.

પરંતુ થોડા જ માસમાં દક્ષિણ આફ્રિકાથી ગાંધીજીને તેડું આવ્યું. ગોખલે દિલગીર થયા. પણ ગાંધીજી તો ત્યાંના હિંદી ભાઈઓ સાથે વચને બંધાઈને આવેલા હતા. ઈશ્વરનું એવું નિર્માણ હતું કે સત્યાગ્રહનો અવતાર દક્ષિણ આફ્રિકાની ભૂમિમાં જ થાય, અને આ વિશાળ ભરતખંડ ઉપર તે અજમાવવામાં આવે તે પહેલાં ત્યાંના નાના ક્ષેત્ર ઉપર પ્રયોગ કરવામાં આવે.

૨

ગોખલેને પાકી આશા હતી કે તેમનો જુવાન મિત્ર ગાંધી કંઈક અદ્ભુત કામ કર્યા વિના રહેવાનો નથી. દક્ષિણ આફ્રિકામાં હવે એવી સ્થિતિ ઊભી થઈ હતી કે ગોખલેની આશાને ધાર્યા કરતાં વહેલું અને ધાર્યા કરતાં મોટું ફળ આવ્યું. કારણકે ત્યાંની સરકારે હિંદીઓનો પગ ગમે તેમ કરી કાઢવાનો નિશ્ચય કર્યો હોય તેવો એક નવો કાયદો ઘડી કાઢ્યો. તેની કલમો એવી આકરી અને અપમાનકર્તા હતી કે હિંદીઓમાં તે 'ખૂની કાયદા'ના નામથી

જાણીતો થયો. કોઈ પણ હિંદીએ — ચાહે તે મજૂર હોય કે લાખોનો ધણી, અભણ હોય કે મોટો બારિસ્ટર — અમુક તારીખ સુધીમાં સરકારી દફતરે જઈ પરવાનો કઢાવવો, તેમાં કોઈ ચોરડાકુની જેમ તેનાં દસ આંગળાંની છાપ આપવી, એ પરવાનો જ્યાં જાય ત્યાં સાથે જ રાખવો, રસ્તે જતાં કોઈ સામાન્ય પોલીસનો માણસ પણ જોવા માગે કે તરત કાઢીને બતાવવો. તેમ ન કરે તેને દંડ થઈ શકે કે જેલ થઈ શકે કે સરકારને ઠીક લાગે તો દેશનિકાલ પણ કરી શકે.

ગાંધીજી તરત સમજી ગયા કે આ કાયદો જો હિંદીઓ કબૂલ રાખે તો દક્ષિણ આફ્રિકામાંથી હિંદી કોમનો પગ જડમૂળથી ઊખડી જાય. તેમણે વિચાર્યું કે અરજીઓ, ડેપ્યુટેશનો વગેરે પગલાં તો લઈશું જ, પણ તેને કોઈ દાદ નહિ આપે તો? તેમણે નિશ્ચય કર્યો: તોપણ કોમ મૂંગી બેસી ન જ શકે. એ કાયદાને શરણ થવું તેના કરતાં તો ભલે મરવું.

જોતજોતામાં ગાંધીજીની લાગણીનો ચેપ ચારે તરફ ફેલાયો અને દક્ષિણ આફ્રિકાની હિંદી પ્રજા ખળભળી ઊઠી. ગાંધીજીની સરદારી નીચે સંગઠિત થઈ તેણે ભરસભામાં પ્રતિજ્ઞા કરી કે, આ ખૂની કાયદાને શરણે ન થવું, અને શરણ ન થવાથી જે જે દુઃખો પડે તે બધાં સહન કરવાં.

હિંદુસ્તાનમાં તે જમાનો લૉર્ડ કર્ઝનના સોટાનો હતો. બંગભંગથી ભારે ખળભળાટ મચ્યો હતો અને બ્રિટિશ માલના બહિષ્કારની હિલચાલ ઊપડી હતી.

ગોખલે દેશના નાવને સહીસલામત કેમ પાર ઉતારવું એની ભારે ચિંતામાં હતા. અંગ્રેજી પ્રજાને હિંદની સ્થિતિ સમજાવવા તે વિલાયત ગયા હતા. તે જ અરસામાં ગાંધીજી પણ ખૂની કાયદા સામે દાદ માગવા પ્રતિનિધિમંડળ લઈને ત્યાં પહોંચ્યા.

પત્રવ્યવહારથી તો ગોખલે દક્ષિણ આફ્રિકાની સ્થિતિથી વાકેફ રહેતા જ હતા, પણ આ સંધિથી એકબીજાને મળવાનો અને સલાહ મસલત કરવાનો યોગ મળ્યો. ગાંધીજી તેમની પાસેથી ઘણાં હિંમત અને ઉત્તેજન લઈને આફ્રિકા પાછા ગયા, અને વખત જતાં એમની સરદારી નીચે જગતે ન જોયેલી ન સાંભળેલી એવી

નવીન પ્રકારની લડાઈ મંડાઈ. ગાંધીજીએ એ નવીન લડાઈનું નામ પણ 'સત્યાગ્રહ' એવું નવું જ પાડ્યું.

કાયદા પ્રમાણે હિંદીઓએ પરવાના કઢાવ્યા નહિ, પરવાનાની કચેરી ઉપર પિકેટિંગ કર્યું, અને પછી તો કાયદાનો સક્રિય ભંગ કરવા ખાતર વગર પરવાને જાહેર રસ્તાઓ ઉપર ફેરી કરવા લાગ્યા. દક્ષિણ આફ્રિકાની સરકાર આ નવો પ્રકાર જોઈ મૂંઝાઈ. તેણે ગાંધીજીને પકડી જેલમાં પૂર્યા. સેંકડો હિંદીઓ પણ આનંદથી જેલને વરવા લાગ્યા. જેલને સત્યાગ્રહીઓએ મહેલ બનાવી દીધી.

હિંદુસ્તાનમાં તો તે વખતે બહિષ્કારનાં વાજાં વાગતાં હતાં, જહાલો અને મવાળો વચ્ચે ઝઘડા ચાલતા હતા. તેમાં દક્ષિણ આફ્રિકાની જેલોમાં હિંદના માનને ખાતર જેલનાં કષ્ટો ભોગવનાર સત્યાગ્રહીઓની તતૂડી કોણ સાંભળે ? પણ ગોખલેનો એક કાન તો તે તરફ જ હતો. ગાંધીજીના પરાક્રમથી તેમની છાતીમાં સવાશેર લોહી ચડતું હતું. તે સાથે એમનાં કષ્ટો અને જોખમોથી તેમને ચિંતા પણ પાર વગરની થતી હતી.

પણ થોડા જ દિવસમાં સરકારે ગાંધીજી સાથે સમાધાન કરી કેદીઓને છોડી દીધા. ગોખલે થોડી વાર નિશ્ચિંત થયા. જોકે આફ્રિકામાં ગાંધીજીની ચિંતા અને જવાબદારી વધી પડી હતી. સમાધાનમાં એવું હતું કે જેને ખાસ બાધ હોય તે પરવાના ન કઢાવે, બીજાઓ કાયદાને લીધે નહિ પણ પોતાની ઇચ્છાથી મરજિયાત પરવાના કઢાવે. એમ લોકો કાયદાને મોટે ભાગે મરજિયાત માન આપે એટલે પાછળથી ખૂની કાયદો રદ કરવામાં આવે. શૂરે ચડેલા લોકોને આ સમાધાન ગળે ઉતારવું એ સહેલ વાત નહોતી. ગાંધીજી પરવાનો કઢાવવાની પહેલ કરવા જતાં એક પઠાણ ભાઈએ સરિયામ રસ્તે લાઠીના જીવલેણ પ્રહારો કરી તેમને લોહીલોહાણ કર્યા.

છતાં લોકોએ સમાધાનની શરતો પાળી; પણ સરકારે ખૂની કાયદો રદ કરવાનું વચન પાળ્યું નહિ. એટલું જ નહિ, પણ એ દેશમાં નવા હિંદીઓના દાખલ થવા સામે સખત અંકુશો મૂકનારો બીજો કાયદો પણ પસાર કર્યો. લોકોનુ શમેલું શૌર્ય ફરીથી જાગૃત કરવું સહેલું નહોતું, પણ ગાંધીજીની હાકલથી તેમ થયું. સમાધાની

પ્રમાણે મરજિયાત કઢાવેલા પરવાનાઓ ભેગા કરી તેઓએ તેની ભરસભામાં હોળી કરી અને સત્યાગ્રહ ફરીથી આદર્યો.

હવે મંડાયેલી લડાઈ ટૂંકામાં પતે એવી આશા નહોતી. સરકાર પણ મમતે ચડી હતી. ચાર વર્ષ સુધી સત્યાગ્રહ ચાલ્યાં કર્યો. આવી લાંબી લડતમાં ભરતીઓટ તો આવે જ. લડત લાંબી ચાલી એટલે સત્યાગ્રહીઓનાં સ્ત્રીબાળકોનોયે વિચાર કરવાનો પ્રશ્ન ઊભો થયો. તેમને જરૂરિયાત પ્રમાણે નિર્વાહની રકમો આપવાની રહેતી. પાછળથી ગાંધીજીએ એમને માટે એક આશ્રમ કાઢ્યું. ટૉલ્સ્ટૉયના સિદ્ધાંતો પ્રમાણે તે સાદાઈ અને જાતમહેનતથી ચલાવવાનો ગાંધીજીનો હેતુ હતો તેથી, અને ટૉલ્સ્ટૉય પ્રત્યેની ભક્તિ દર્શાવવા એમણે આ આશ્રમનું નામ ટૉલ્સ્ટૉય ફાર્મ રાખ્યું.

દરમ્યાન, સરકારે વચ્ચે વચ્ચે અતિ આકરાં પગલાં પણ લીધાં. સત્યાગ્રહીઓને પકડવાને બદલે તેમને દેશપાર કર્યા અને સ્ટીમરમાં ચડાવી હિંદુસ્તાન ધકેલી દીધા. એવા પ્રસંગે દેશમાં ગોખલેએ ઘણી સહાયતા કરી, અને એવા નિરાધાર સત્યાગ્રહીઓને ઠેકાણે પાડવામાં પોતાની બધી લાગવગ વાપરી.

વડી ધારાસભામાં પણ ગોખલે વખતોવખત દક્ષિણ આફ્રિકાની ચર્ચા ઊભી કરી હિંદી સરકાર ઉપર દબાણ લાવ્યા જ કરતા હતા. એ લોકો જો હિંદીઓને માનભેર રાખવા તૈયાર ન હોય તો ગિરમીટિયા તરીકે માણસોને લઈ જતા તેમને સરકારે અટકાવવા જોઈએ. નાતાલ માટે ગિરમીટિયાઓની ભરતી બંધ કરવાનો ગોખલેનો ઠરાવ પસાર પણ થઈ ગયો હતો. તે ઉપરાંત વખતોવખત વિલાયત જવાનું થતું ત્યાં પણ ગોખલે હિંદી વજીર અને બીજાઓની પાસે બીજી બાબતોની સાથે દક્ષિણ આફ્રિકાની ફરિયાદ પહોંચાડવાનું ચૂકતા નહિ. બીજી તરફથી હિંદુસ્તાનમાં પ્રજાને પણ તે જ હમેશાં જાગૃત રાખતા. દક્ષિણ આફ્રિકાની લડત સંબંધના સમાચારો હમેશાં મેળવતા રહેતા, તે આવવામાં જરા ઢીલ થાય તો તાર કરીને તરત પૂછાવે. એ બધા સમાચાર તે વર્તમાનપત્ર દ્વારા આખા દેશમાં ફેલાવતા. લડત

લંબાતી ગઈ તેમ તેમ ગાંધીજીની ઉપર ખર્ચની જવાબદારી વધતી ચાલી. તેમાં પણ ગોખલેએ જ સારી પેઠે બોજો ઝીલ્યો હતો.

ગાંધીજી બહુ ઇચ્છતા હતા કે હિંદુસ્તાનના કોઈ મોટા નેતાઓ દક્ષિણ આફ્રિકા આવી નજરે પરિસ્થિતિ નિહાળે. એથી હિંદુસ્તાનમાં તે આ લડત વિષે સારો ટેકો જમાવી શકે, એટલું જ નહિ પણ લડત લાંબી ચાલવાને લીધે દક્ષિણ આફ્રિકાવાસી હિંદીઓનો ઉત્સાહ ઓસરતો ચાલ્યો હતો તેમાં તેથી ભરતી આવે. વળી દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજા તેમ જ સરકાર, જેઓ ગરીબ ગિરમીટિયાઓ ઉપરથી જ હિંદી એટલે કુલી એવી કલ્પના બાંધી બેઠા હતા તેમને સાચા હિંદીના નમૂનો જોવા મળે. ગાંધીજીની નજર ગોખલે ઉપર સ્વાભાવિક રીતે ગઈ હતી. તેમણે અનેક વાર એમને આમંત્રણ આપ્યું હતું. છેવટે ગોખલે એ આમંત્રણને ઠેલી ન શક્યા. તે ૧૯૧૧માં વિલાયત ગયેલા ત્યાંથી તેમણે દક્ષિણ આફ્રિકા જવાનો નિશ્ચય કર્યો. હિંદી વજીરને પોતાનો ઇરાદો દર્શાવ્યો. તેણે તેમાં ઉત્તેજન આપ્યું, અને સરકારી રાહે ગોખલે માટે દક્ષિણ આફ્રિકાની સરકાર ઉપર ભલામણ મોકલી.

ગાંધીજીના અને દક્ષિણ આફ્રિકાવાસી હિંદીઓના આનંદ ઉત્સાહની તો વાત જ શી કરવી? દક્ષિણ આફ્રિકાની સરકારે પણ બ્રિટિશ પ્રધાનોની ભલામણની પ્રેરણાથી ગોખલેના સ્વાગતમાં ભાગ લીધો, અને તે જોઈ ગોરી પ્રજાને પણ હિંમત આવી અને ટોળાબંધ થઈ તેઓ ગોખલેને જોવા અને સાંભળવા નીકળી પડ્યા.

વિલાયતથી બોટની તજવીજ કરતાં ગોખલેને દક્ષિણ આફ્રિકા શું છે તેનો નાનકડો અનુભવ મળી ગયો. સ્ટીમરમાં તે ઊંચા વર્ગની કેબિન રોકવા માગતા હતા. તેમને માટે તેવી કેબિન નથી એવો સ્ટીમર કંપનીવાળાએ રોકડો જવાબ આપ્યો. ઊંચા વર્ગમાં કાળા માણસને સ્થાન આપતાં કંપનીના ગોરા ચાલકો અને ઉતારુઓ અભડાય ને! સામાન્ય સંજોગોમાં ગોખલે કદાચ અંગત અપમાન ગળી જાત. પણ તેઓ અત્યારે હિંદુસ્તાનના એક દૂત તરીકે જઈ રહ્યા હતા. આ અપમાન તેમની જાતનું નહિ, પણ હિંદુસ્તાનનું હતું. વાત હિંદી વજીર વગેરે પાસે પહોંચી. ત્યાંથી કંપની ઉપર કહેણ ગયું. તરત બાજી બદલાઈ

ગઈ. જ્યાં કેબિન નહોતી એમ જવાબ મળેલો ત્યાં સૌથી ઉત્તમ અને પૂરાં સાધનસામગ્રીથી ભરેલી કેબિન તૈયાર થઈ ગઈ. પછી તો આખી મુસાફરીમાં સ્ટીમરના અધિકારીઓએ તેમ જ ઉતારુઓએ ગોખલેનું માન સારી રીતે સાચવ્યું, અને ગોખલે પણ ઉતારુઓની રમતગમતોમાં ભળીને અને બીજી રીતે પોતાના મીઠા અને મળતાવડા સ્વભાવથી સર્વમાં લોકપ્રિય થઈ પડ્યા.

એ રીતે હિંદનું સ્વમાન સાચવીને ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં પ્રવેશ કર્યો. હિંદીઓએ તેમને બાદશાહને પણ ઈર્ષા આવે એવું માન આપ્યું. સરકારે તેમને પોતાના પરોણા થવાનો વિવેક કર્યો, પણ માત્ર તેનું સલૂન અને રાજધાનીની મુલાકાત વખતની પરોણાગત એટલા સિવાય બાકીના વિવેકનો સવિનય અસ્વીકાર કરી તેમણે ગાંધીજીની વિદુરની ભાજી જ સ્વીકારી.

ગોખલેએ એ પરાધીનતાની ભૂમિમાં પ્રવેશ કર્યો તે ક્ષણથી આખી હવા જ બદલી નાખી. તેમની સભાઓનાં પ્રમુખસ્થાન પ્રતિષ્ઠિત ગોરાઓએ સ્વીકાર્યાં; ગોરાં સ્ત્રીપુરુષો તેમની સભાઓમાં ટોળે વળીને ગયાં, તેમની મધુર શુદ્ધ અંગ્રેજી વાણી સાંભળી મુગ્ધ થયાં, તેમના ભાષણના પક્વ વિચારો, દઢતા તેમ જ વિનય જોઈ અંજાયાં. હિંદીઓની સ્વતંત્ર સભાઓ થઈ, ત્યાં તેમણે હિંદીઓને ઉત્સાહવર્ધક શબ્દો કહ્યા. ત્યાંનાં ભાષણો ગાંધીજીના આગ્રહથી તેમણે મરાઠીમાં કર્યાં,અને ગાંધીજીએ તેનું હિંદુસ્તાનીમાં ભાષાન્તર કર્યું. તેથી તો લોકો બહુ જ રાજી રાજી થયા. આમ ગોખલેનો પ્રભાવ ચારે તરફ વ્યાપી રહ્યો, બધું વાતાવરણ ગોખલેમય બની ગયું. એ પ્રભાવની કંઈક ઝાંખી શરૂઆતના પ્રકરણમાં તે પ્રસંગનાં તેમનાં ભાષણોમાંથી ઉતારા મૂક્યા છે તે પરથી થાય છે.

દક્ષિણ આફ્રિકાનાં બધાં અગત્યનાં સ્થળોએ સભાઓ અને મેળાવડાઓ થયાં. દરમ્યાન ગોખલેએ ગાંધીજી વગેરે કાર્યકર્તાઓ પાસેથી તેમ જ ગોરાઓની મુલાકાતોમાંથી પ્રશ્નનો અભ્યાસ કરી લીધો, અને છેલ્લે રાજધાની પ્રિટોરિયામાં પ્રધાનો સાથે વાટાઘાટ કરી. પરિણામથી ગોખલે સંતુષ્ટ થયા. ખૂની કાયદો રદ કરવાનું, પેલા નવા થયેલા પ્રવેશબંધીના કાયદામાંથી વર્ણભેદનું ઝેર કાઢવાનું

વચન આપવામાં આવ્યું, તેમ જ ઘોર જુલમરૂપ ત્રણ પાઉંડનો કર પણ કાઢવાનું વચન આપવામાં આવ્યું.

ગોખલેએ ઉત્સાહભરી આ શુભ વધાઈ ગાંધીજીને જણાવી. એમ પણ જણાવી દીધું કે માગેલું બધું મળી જાય છે એટલે તમારું હવે આ દેશનું કામ પૂર્ણ થાય છે, હવે એકાદ વર્ષમાં સ્વદેશ પાછા આવી જાઓ, અને પહેલાં વિચારેલી યોજના પ્રમાણે દેશની સેવા કરો.

ગોખલેએ કરેલા સમાધાનથી ગાંધીજી સંતોષ પામ્યા. ગોખલે પોતે પણ એક સુંદર કામગીરી કર્યાના સંતોષ સાથે ઉત્સાહભર્યા સ્વદેશ તરફ વળ્યા; પણ એમને નસીબે ઘણી વાર બન્યું છે તેમ વધામણીમાં તેમને કાતિલ ટીકાનાં બાણ મળ્યાં. સમાધાનીના તાર મુંબઈ પહોંચ્યા તેવી જ 'ગોખલેએ બહુ બાફ્યું' એવી આકરી ટીકા થવા લાગી. ગાંધીજીની સંમતિથી ગોખલે કબૂલ કરી આવ્યા હતા કે તેમની માગણી ચાલુ વસ્તી માટે જ હતી, ભવિષ્યમાં નવા આવનાર હિંદીઓ ઉપર રંગભેદ સિવાય બીજા અંકુશો સરકાર મૂકે તેમાં તેઓ વાંધો લઈ શકે નહિ. ગોરાઓ હિંદીઓને જાકારો દેતા હતા તેનું મુખ્ય કારણ એ હતું કે, તેત્રીસ કરોડ હિંદીઓનાં ધાડાં ઊતરી આવી દક્ષિણ આફ્રિકાને ભરી મૂકશે અને એમને ખસેડી તસુએ તસુ જમીન કબજે કરી લેશે, એવી તેમને ભીતિ હતી. ગાંધીજી અને ગોખલે બન્નેએ પૂર્ણ વિચાર કરી લીધો હતો કે, એવો હિંદીઓનો આશય કદી હતો નહિ અને છે નહિ, તો ગોરાઓને એ બાબતમાં નિર્ભય કાં ન કરવા?

પરંતુ અહીં દેશમાં તો એવો અર્થ થયો કે એક લાખ આફ્રિકાવાસીઓના હિત ખાતર ભવિષ્યના કરોડો હિંદીઓને બ્રિટિશ સલ્તનતમાં ગમે ત્યાં જવાનો અને ધંધો કરવાનો હક છે તે વેચવાનો ગોખલેને શો હક હતો? ટીકા કંઈ માત્ર ગોખલેના પ્રતિપક્ષી જહાલોએ જ ન કરી. ખુદ ફિરોજશા મહેતા જ તેમાં અગ્રણી હતા. તેમણે તો જાહેર કર્યું: "એ લોકો (ત્યાંના લાખ હિંદીઓ) પર જુલમ ગુજરતા હોય તો ગુજરવા દેવા હતા, એમને બધાને વહાણોમાં ભરી હિંદુસ્તાનમાં ફેંકી જાય તો ફેંકી જવા દેવા હતા; પણ હિંદી પ્રજાનો આ હક આપણી પોતાની સંમતિથી છોડી દેવો એમાં

ડહાપણ નથી જ. એ હક જેમને ભાગે આજે મસલત કરવાનું આવી પડેલું છે તે ચાલુ પેઢીનો જ નથી, તે તો ભવિષ્યમાં આવનારી પેઢીઓનો પણ છે."

ગોખલે જેવા સ્પષ્ટ, મધુર અને પ્રસાદભરી ભાષાના સ્વામી માટે પણ આ ટીકાઓને શાંત પાડવી મહા મુશ્કેલ હતી. તેમને ઘણું દુઃખ લાગ્યું. સંતોષ એટલો જ હતો કે જેઓની આ લડત હતી તે ગાંધીજી અને તેમના અનુયાયીઓ રાજી હતા. ગોખલેએ પોતાની સંપૂર્ણ સમજાવવાની શક્તિનો ઉપયોગ કર્યે રાખ્યો, અને વાતાવરણ ધીરે ધીરે ઠીક ઠીક સુધારી લીધું. પટનાની મહાસભામાં તેમનાં ભવ્ય હૃદયંગમ ભાષણોમાંનું એક આ વિષય ઉપર થયું. પરિણામે ગોખલેનો વિજય થયો અને મહાસભાએ એમની કરેલી સમાધાની ઉપર પોતાની સંમતિની મહોર મારી.

## ૩

પરંતુ આ ચર્ચા અને લોહીઉકળાટ બધાં અમસ્થાં જ કર્યાં એમ થોડા જ વખતમાં માલૂમ પડ્યું, કારણ કે દક્ષિણ આફ્રિકાથી સમાચાર આવ્યા કે ત્રણ પાઉંડનો કર રદ થવાનો નથી. પ્રધાનોએ કહી દીધું છે કે તેમણે ગોખલેજીને વચન આપ્યું જ નહોતું! ગોખલેને જ્યારે ગાંધીજીએ આ વાત જણાવી ત્યારે તે દિંગમૂઢ થઈ ગયા અને વળતો જવાબ મોકલ્યો કે વચન આપ્યું હતું એ વિષે લેશ પણ શંકા નથી.

ગાંધીજી માટે આ ગોળી ગળવી શક્ય નહોતી. ગોખલેનું અપમાન એ તો પ્રિય માતૃભૂમિ હિંદનું જ અપમાન. એ હિંદુસ્તાનના માનવંતા દૂતને આપેલું વચન પળાવવાને ખાતર ફરીથી લડત માંડવાનો તેમણે નિશ્ચય કર્યો, અને જાહેર કર્યું કે આજ સુધી લડતમાં ત્રણ પાઉંડના કરનો સમાવેશ નહોતો કરેલો, પણ હવે ગોખલેના વચનને ખાતર તે પણ લડતનું અંગ બનશે. ગાંધીજીના હૃદયમાં આગ ભભકી ઊઠી હતી. આ વખતે તેમણે આખરી દાવ ખેલવાનો નિશ્ચય કર્યો. ખાણોમાં મજૂરી કરતા ગિરમીટિયાઓને પણ તેમણે હવે લડતમાં જોડાવા હાકલ કરી. તેઓ હડતાલો પાડી નીકળી આવ્યા. તેમ કરતાં તેમની ઉપર ગોળીબાર સુધીના

અત્યાચારો થયા. છતાં ગાંધીજીને ફરતું હજારો હડતાળિયા હિંદીઓનું ટોળું જામ્યું.

તે જ અરસામાં કેમ જાણે હિંદીઓને સામી થપ્પડ મારવા હોય નહિ તે પ્રમાણે દક્ષિણ આફ્રિકાની કોર્ટમાં કોઈ ન્યાયાધિકારીએ એક અતિ અપમાનકારી ચુકાદો આપ્યો. ચુકાદામાં તેણે એવો ઠરાવ આપ્યો કે હિંદુ-મુસલમાનો વગેરે અ-ખ્રિસ્તીઓનાં જે લગ્નો તેમના દેશોમાં પોતપોતાના ધર્મવિધિ પ્રમાણે થયાં હોય તેને દક્ષિણ આફ્રિકાનો કાયદો માન્ય કરતો નથી. આ તો હિંદી સ્ત્રીઓનું હડહડતું અપમાન થયું. આ ચુકાદાથી તો હિંદી પત્નીઓ એકાએક રખાતોની કોટિમાં મુકાઈ ગઈ. આ અપમાનના ઉત્તર તરીકે ગાંધીજીએ હવે સ્ત્રીઓને પણ સત્યાગ્રહમાં ઊતરવાની છૂટ આપી.

એ દિવસો ગાંધીજી આદિ સત્યાગ્રહના નેતાઓને માટે જેમ ભારે આવેશ અને ઉત્સાહના હતા, તેમ જ અપાર ચિન્તાના પણ હતા. હજારોની સંખ્યામાં હડતાળિયાઓ આવ્યા હતા, અને રોજ આવ્યે જતા હતા. એટલાં ટોળાંને શાંતિમય સત્યાગ્રહને માર્ગે જેલમાં કેવી રીતે પહોંચાડવાં? અને સરકાર પકડે નહિ ત્યાં સુધી એમને સંભાળવા કેમ? રાખવા ક્યાં? એમને કામ શું આપવું? અને એટલા બધાને ખવડાવવાના પૈસા લાવવા ક્યાંથી?

ઈશ્વરનો મોટો અનુગ્રહ હતો કે તેઓ રણક્ષેત્રમાં જે ચિન્તા ભોગવતા હતા તેટલી જ ચિન્તા રણક્ષેત્રથી હજારો માઈલ દૂર પડેલી માતૃભૂમિમાં એક પુરુષ પણ ભોગવી રહ્યા હતા, અને તે ગોપાળ કૃષ્ણ ગોખલે હતા. ગાંધીજીએ પહેલાં તો એમને લડત ફરી માંડવાની ખબર આપી આશીર્વાદ માગ્યા ત્યારે જણાવેલું કે આપની તબિયત સારી રહેતી નથી તેથી આપ અમારી ચિન્તા ન કરશો, અમે હિંદુસ્તાનથી પૈસાની મદદ મંગાવવા ઈચ્છતા નથી, આપ તેની તસ્દીમાં ન પડશો વગેરે. ગોખલેએ એમને તરત કડક શબ્દોમાં ઉત્તર વાળ્યો: 'જેમ તમે લોકો તમારો ધર્મ દક્ષિણ આફ્રિકામાં સમજો છો તેમ અમે પણ કંઈક અમારો ધર્મ સમજતા હોઈશું! અમારે શું કરવું યોગ્ય છે એ અમે તમને પૂછીને ઠરાવવાના નથી. મેં તો તમારે ત્યાંની પરિસ્થિતિ જાણવા એટલું કહેવાને

તમને લખ્યું હતું. અમારા તરફથી શું થવું જોઈએ એ વિષે તમારી સલાહ નહોતી માગી!'

મહાસભા વખતે ગોખલેએ દક્ષિણ આફ્રિકા મદદ મોકલવાનો ઠરાવ પસાર કરાવ્યો, દરેક પ્રાંત ઉપર ચોકસ રકમો ફાળવી આપી, અને જાતે પણ ઘણા પ્રાન્તોમાં ફરી ધાર્યા કરતાંયે સારી રકમો મેળવી. તેમની નબળી તબિયત આ પરિશ્રમથી વધારે લથડી અને તેઓ પથારીવશ થયા. છતાં દક્ષિણ આફ્રિકાથી એક પણ દિવસ તાર ન આવે તો પોતે આકુળવ્યાકુળ થતા અને તરત સામો તાર મૂકી ખબર માગતા, અને માંદગીને બિછાનેથી પણ એ સમાચારોનો દેશમાં ફેલાવો કરતા તથા ગાંધીજીને વિગતથી સલાહ સૂચના પણ મોકલતા. ગોખલેજીના પ્રયત્નનું કૃતજ્ઞતાપૂર્વક વર્ણન ગાંધીજીએ જ કર્યું છે:

"દક્ષિણ આફ્રિકાના સવાલની ફિકરમાં તેઓ ખાટલાવશ થયા, તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સૂવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવ્યો હતો. આ પરિશ્રમથી તેમની જિંદગીનાં દરેક વર્ષ તો ઓછાં થયાં જ હોવાં જોઈએ એમ તેમના દાક્તરોએ માન્યું છે."

આ તરફ, જેલનો દરવાજો ખોલાવવાની કળામાં નિપુણ ગાંધીજીએ ઉપાય શોધી કાઢ્યો. હજારો સત્યાગ્રહીઓના સંઘ સહિત તેમણે ટ્રાન્સવાલની હદમાં વગર પરવાને પ્રવેશ કર્યો. સંઘ પગે ચાલીને જ નીકળ્યો. જગતના ઇતિહાસમાં ન સાંભળેલી એવી નિઃશસ્ત્ર સત્યાગ્રહીઓની આ લડાઈ જોઈ જગત ચકિત થયું, અને દક્ષિણ આફ્રિકાની સરકાર ઘડીભર વિમાસણમાં પડી. તેના કાયદા ઉપર પગ મૂકી સંઘ ટ્રાન્સવાલમાં દાખલ થયો. એક પછી એક મજલ કપાવા લાગી અને એક પછી એક મુકામે પડાવ થતા ચાલ્યા. ઠેઠ જોહાનિસબર્ગને ઝાંપે પહોંચ્યા ત્યારે સરકાર જાગી, ગાંધીજીને પકડ્યા, અને છેલ્લે આખા સંઘને ગિરફતાર કર્યો.

હવે તો જ્યાં જ્યાં હિંદી મજૂરો કામ કરતા હતા ત્યાં ત્યાંથી તેઓ સ્વયંસ્ફૂર્તિથી જ નીકળી પડ્યા. તેમને કોણ સંભાળે? કોણ દોરે? બહાદુર સત્યાગ્રહીઓમાંથી જ સ્વયંસેવકો પોતાની

આપસમજથી જ ગોઠવાઈ ગયા અને યથામતિ યથાશક્તિ ભાર ઝીલવા લાગ્યા.

હિંદુસ્તાનમાં ગોખલે માંદગીના બિછાનામાં આકુળવ્યાકુળ થઈ રહ્યા હતા. દેશમાં પ્રચારના તેમના કાર્યમાં મદદ કરવા દક્ષિણ આફ્રિકાનો ગાંધીજીનો કોઈ કુશળ કાર્યકર્તા આવે તો ઠીક એમ કરી તેમણે મિ. પોલાકની માગણી કરી. તે છેવટની સૂચનાઓ લેવા ગાંધીજી કૂચમાં હતા ત્યાં ગયા તો ત્યાં તેમને પકડી લીધા. ત્યાંની વાત હિંદ આવે એ સરકારથી ખમાતું નહોતું. સઘળા પકડાયા પછી ઇંડિયન ઓપિનિયનના અધિપતિ વેસ્ટ ગોખલેને રોજિંદા સમાચારો મોકલતા; તેમને પણ ઝડપી લીધા. ગોખલેએ હવે હિંદમાંથી બે બાહોશ અને ભાવનાશાળી અંગ્રેજોને દક્ષિણ આફ્રિકા જવા તૈયાર કર્યા. તેમાંના એક દીનબંધુ એન્ડ્રુઝ. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ માટે ગોખલે ફાળો ઉઘરાવતા હતા ત્યારે એમણે પોતાનું સર્વસ્વ આપી દીધું હતું. બીજા શાંતિનિકેતનમાં રહેતા મિ. પિયર્સન.

આ વખત વાઇસરોય પદે લોર્ડ હાર્ડિંજ હતા. ગોખલે તેમને બધી હકીકત મોકલ્યાં કરતા અને વચ્ચે પડવાને દબાણ કર્યા જ કરતા. દક્ષિણ આફ્રિકાના જુલમો પણ હવે હદ વટી રહ્યા હતા. પકડાયેલા હડતાળિયાઓ માટે તેમની ખાણોને જ જેલ બનાવવામાં આવી અને ત્યાંના મેનેજરોને જેલરોની સત્તા અપાઈ. પછી સિતમમાં શું બાકી રહે? બીજા સંખ્યાબંધ મજૂરો હડતાળ પાડવા લાગ્યા તેમના ઉપર ગોળીબાર સુધીના પ્રસંગો વીતી ચૂક્યા. વાઇસરોયના હૃદય ઉપર ગોખલેની વિનવણીની અસર આ બધા બનાવોથી ઊપજી. તેમણે અન્તે એક જાહેર ભાષણમાં આવા ઉદ્ગારો પ્રગટ કરી પોતાનો ટેકો દક્ષિણ આફ્રિકાના હિંદીઓની તરફેણમાં આપ્યો:

"થોડો સમય થયાં દક્ષિણ આફ્રિકામાંના આપણા દેશબંધુઓએ મામલો પોતાના હાથમાં ઉપાડી લીધો છે. જે કાયદાને તેઓ દુષ્ટતાભર્યો અને અન્યાયી માને છે તેની સામે તેઓએ જેને નિઃશસ્ત્ર પ્રતિકાર કહે છે તે માંડ્યો છે. તેમની લડત દૂરથી જોનાર આપણે પણ એ કાયદાઓ સંબંધી તેમની માન્યતામાં

ભાગીદાર છીએ. તેઓએ તે કાયદાઓનો ભંગ કર્યો છે. ભંગ કરવાના ઇરાદાથી જ, અને તેમ કરતાં આવી પડનારી સજા જાણી બૂઝીને, અને તે સજાઓ ઉઠાવવાની હિંમત અને સહનશક્તિ સહિત તૈયારી સાથે જ ભંગ કર્યો છે. આ બધામાં તેમની તરફ હિંદુસ્તાનની સહાનુભૂતિ તો છે જ, પણ તે સાથે મારા જેવા જન્મે હિંદી ન હોવા છતાં આ દેશના લોકો પ્રત્યે લાગણી ધરાવનારાઓની પણ સહાનુભૂતિ છે. પણ છેલ્લે છેલ્લે તો આ મામલાએ અત્યંત ગંભીર રૂપ પકડેલું છે. છડેચોક એવા આક્ષેપો મૂકવામાં આવેલા આપણે જોઈએ છીએ કે આ નિ:શસ્ત્ર પ્રતિકારની હિલચાલની સામે એવા પગલાં લેવામાં આવ્યા છે, જેવા કોઈ પણ સુધરેલા કહેવાતા દેશમાં ક્ષણને માટે પણ નભાવી લેવામાં ન આવે. આક્ષેપો ખોટા છે એવો એક ટૂંકો જવાબ દક્ષિણ આફ્રિકાની જવાબદાર સરકારે વાળ્યો છે, જોકે એ જવાબમાં પણ એવી કેટલીક કબૂલતો આવી ગઈ છે કે જે પરથી મને ભાસ્યું છે કે યુનિયન સરકારે પોતે લીધેલાં કેટલાંક પગલાંઓમાં બહુ ડહાપણ ને વિવેક વાપર્યાં નથી.

આ આજની પરિસ્થિતિ છે. હવે જો દક્ષિણ આફ્રિકાવાળાઓ પોતાનાં પગલાંનું ન્યાયીપણું હિંદની અને જગતની દૃષ્ટિએ સિદ્ધ કરી આપવા માગતા હોય તો એક જ માર્ગ તેમને માટે ઉઘાડો છે. અને તે એ કે આ આક્ષેપોના સત્યાસત્યના સંબંધમાં તપાસ કરવા માટે તેમણે એક મજબૂત, નિષ્પક્ષ અને હિંદી હિતોનું જેમાં પૂરું પ્રતિનિધિત્વ હોય તેવી કમિટી નીમવી. અને આજે સવારે જ સરકારી યાદી પ્રસિદ્ધ થઈ છે તે પરથી તમે જોશો કે આ બાબત હિંદી વજીર ઉપર દબાણ કરવામાં મેં જરા પણ સંકોચ માન્યો નથી."

આ પ્રમાણે એક અણધાર્યો અને ગબ્બર ટેકો મળતાં બાજી બદલાઈ. કમિશન નીમવામાં આવ્યું. ગાંધીજી સહિત બે ત્રણ આગેવાનોને છોડવામાં આવ્યા. તેઓ કમિશનના કામમાં સાથ આપે એમ વિનંતિ કરવામાં આવી. ગોખલેએ પોતાની તરફથી તેમ જ લૉર્ડ હાર્ડિંજ તરફથી તેમને દબાણ કર્યું. પણ સેંકડો સત્યાગ્રહીઓ હજુ કેદમાં જ હતા અને કમિશન ઉપર કોઈ હિંદીને લીધો નહોતો.

હિંદી નહિ તો હિંદીઓના તરફ સમભાવ ધરાવનાર ન્યાયપરાયણ ગોરાઓનાં નામો સૂચવ્યાં તો તે પણ સ્વીકારવાની ચોખ્ખી ના પાડવામાં આવી. તેથી ગાંધીજીએ કમિશનનો અસહકાર કર્યો.

હિંદના વાઇસરૉયે ગોખલે મારફત વળી દબાણ કર્યું. અને ગોખલેનું દબાણ ઠેલવું એ ગાંધીજીને માટે કેટલી ગંભીર બાબત હતી! વળી એ દબાણનો અનાદર કરતાં માંદગીમાં પીડાઈ રહેલા ગોખલેજી ઉપર કેવી માઠી અસર પહોંચશે એ પણ તેઓ જાણતા હતા. પણ ધર્મ સમજી ગાંધીજીએ આ પ્રસંગે ગોખલેની આજ્ઞાનો સવિનય અનાદર કર્યો, અને ફરીથી જેલ જવા માટે કાયદો તોડવાની તારીખ જાહેર કરી. ગોખલે બિછાને પડ્યા પડ્યા ગાંધીજીનો ફરીથી કૂચ કરવાનો નિશ્ચય સાંભળી ખૂબ ચિડાયા. એક મિત્રને એમ પણ કહ્યું કે "તમે આ ગાંધીને તાર કરોને કે એ મારો જીવ લેવા બેઠો છે!" એમ પોતે ચિડાયા, પણ એમને છેહ થોડા જ દઈ શકે? ગાંધીજી લખે છે: "તેની અસર તેમની તબિયત ઉપર થઈ, પણ તેમની મદદ ઉપર ન થઈ, અથવા થઈ તે એવી કે મદદનું જોર હજુ પણ વધ્યું. લૉર્ડ હાર્ડિંજને તેમણે તાર મોકલ્યો તેમાં તેમણે અમારો ત્યાગ ન કર્યો, ઊલટો અમારી દૃષ્ટિનો બચાવ કર્યો."

પરંતુ ઈશ્વરને હિંદીઓની વધારે તાવણી કરવાની જરૂર નહિ લાગી હોય, તેથી બીજી વારની કૂચનો પ્રસંગ આવ્યો જ નહિ. દક્ષિણ આફ્રિકાના પ્રધાન જનરલ સ્મટ્સ અને ગાંધીજીની મુલાકાત થઈ અને સરકાર હવે હિંદીઓની માગણીઓ આપી દેવા જ માગે છે, એવી જનરલે ખાતરી આપી. સમય જતાં કમિશનનું કામ સમાપ્ત થયું. તેણે સરકારની ઇચ્છા પ્રમાણે જ ચુકાદો આપ્યો. અને અન્તે યુનિયનની ધારાસભામાં ખાસ કાયદો ઘડી ત્રણ પાઉંડનો કર રદ કરવામાં આવ્યો, હિંદુ મુસલમાનોના ધર્મ-વિધિઓ પ્રમાણે થયેલાં લગ્નો માન્ય રાખવામાં આવ્યાં તથા પરવાના ધરાવનારાઓનો દક્ષિણ આફ્રિકામાં વસવાનો હક સ્વીકારવામાં આવ્યો.

ગાંધીજીએ લડતને બંધ થયેલી જાહેર કરી, અને થોડા જ સમયમાં પોતે સ્વદેશ જવા રવાના થયા. તેમની મોટી ઉમેદ એ

હતી કે ત્યાં જઈ ગોખલેના હાથ નીચે રહી દેશની સેવા કરવી. તેઓ પોતે જ લખે છે: "જે દક્ષિણ આફ્રિકામાં એકવીસ વર્ષ મેં નિવાસ કર્યો અને અસંખ્ય કડવા મીઠા અનુભવો લીધા અને જ્યાં મારા પોતાના જીવનનું નિશાન હું જોઈ શક્યો તે દેશને છોડવાનું મને બહુ દોહ્યલું લાગ્યું અને દિલગીર થયો. મને હર્ષ એ વિચારે થયો કે મને ઘણે વર્ષે હિંદુસ્તાન જઈને ગોખલેની નીચે સેવા કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થશે."

## ૨૪

# આદર્યાં અધૂરાં રહ્યાં

દક્ષિણ આફ્રિકાના પ્રશ્ને ગોખલેજીના શરીર ઉપર કેટલી અસર કરી હતી તેનું વર્ણન ઉપર આવી ગયું છે જ. તે કાર્યની સાથે સાથે, અને તે પૂરું થયા પછી હિંદુસ્તાનનાં કાર્યોનો ભાર તો તે વહન કરતા જ રહ્યા હતા. અને આપણે હમણાં જ જોઈશું તેમ એ કાર્યો પણ અત્યંત મહત્ત્વનાં હતાં, અને શરીર ઉપર તેમ જ મગજ ઉપર અતિશય દબાણ પહોંચાડી ગોખલેનું હીર હણનારાં નીવડયાં.

ગાંધીજી જેવા કોઈ વિરલ નેતાઓમાં જ જાહેર કાર્યનો અમાપ બોજો ઉઠાવવા છતાં પોતાની તબિયતને સંભાળી લેવાની ચીવટ અને આવડત હોય છે. ગોખલે એ બાબતમાં બેદરકાર હતા. ગાંધીજીએ લખ્યું છે કે એક વાર તો તેમણે નમ્રતાપૂર્વક એમને રોજ નિયમિત ફરવા જવાની કસરત કરે એવી વિનવણી કરી હતી.

ગાંધીજી: "પણ તમે ફરવા પણ પૂરા નથી જતા, એટલે તમે માંદા રહો છો એમાં શી નવાઈ? શું દેશકાર્યમાંથી વ્યાયામને સારુ પણ નવરાશ ન મળી શકે?"

ગોખલે: "મને કયે વખતે તમે નવરો જુઓ છો, જ્યારે હું ફરવા જઈ શકું?"

ગાંધીજી લખે છેઃ "મારા મનમાં ગોખલેને વિષે એવો આદર હતો કે હું તેમને પ્રત્યુત્તર ન આપતો. ઉપરના જવાબથી મને સંતોષ ન થયો, પણ હું ચૂપ રહ્યો. મેં માન્યું ને હજુ માનું છું કે ગમે તેવા કામ છતાં જેમ આપણે ખાવાનો સમય કાઢીએ છીએ તેમ જ વ્યાયામનો કાઢવો જોઈએ. તેથી દેશની સેવા વધારે થાય પણ ઓછી નહિ એવો મારો નમ્ર અભિપ્રાય છે."

પરંતુ ગોખલેનું બંધારણ જુદી ઢબનું હતું. તે દેશકાર્ય આગળ ભૂખ તરસ, રાત દિવસ બધું ભૂલી જતા. એમણે જીવનની મીણબત્તી બંને છેડેથી બાળી. છેલ્લે છેલ્લે તો તેમને પોતાને એ વસ્તુનું ભાન પણ થયું હતું. સરકારી નોકરીઓ સંબંધી કમિશન ઉપર કામ કરતા તે દરમ્યાન તે ઘણી વાર મિત્રો પાસે ઉદ્ગાર કાઢતાઃ "મને બિલકુલ વિશ્રાંતિ મળતી નથી. પ્રતિપક્ષીઓ સાથે કેમ ઝઘડવું એનો જ વિચાર રાતદિવસ મારી આંખ સામે તરવરે છે. પ્રતિપક્ષીઓ ઘણા છે અને તેમનો સામનો કરનારો હું એકલો અને અસહાય રહ્યો. આ કમિશનનું કામ પૂરું થતાં સુધી હું જીવું એમ મને લાગતું નથી. તોપણ મારું કર્તવ્ય મારે કરી છૂટવું રહ્યું. તે કરતાં મરણ આવતું હોય તો આવો."

આ સરકારી નોકરીઓ સંબંધી મહત્ત્વનું કમિશન ગોખલે જે વખતે દક્ષિણ આફ્રિકાની મુલાકાતે ગયેલા તે જ વખતે નીમવામાં આવ્યું. ગોખલે જેવાઓએ રાષ્ટ્રીય મહાસભામાં તેમ જ ધારાસભામાં ખરી જવાબદારીવાળી મોટી જગ્યાઓ એ એકલા ગોરાઓનો જ ઇજારો ન હોવો જોઈએ, હિંદીઓને તે આપવી જોઈએ, રાણી વિકટોરિયાના ઢંઢેરામાં રાજ્યની નોકરીમાં કાળા ગોરાનો ભેદ ન રાખવાનું વચન આપ્યું છે તેનો ભંગ થઈ રહ્યો છે એ મતલબનો પોકાર ઉઠાવ્યો હતો. તેને પરિણામે કમિશન નિમાયું. તેના સભ્યો મોટા ભાગના તો અંગ્રેજો જ હતા. હિંદી પ્રજાના પ્રતિનિધિ તરીકે એક જ સભ્ય લેવાનું રાખ્યું હતું, અને તે કામ માટે એ જમાનામાં ગોખલે કરતાં બીજો યોગ્ય સભ્ય કોણ મળે?

આ કમિશનના સભ્યોને સરકાર તરફથી વાર્ષિક એક હજાર પાઉંડ વેતન તરીકે આપવામાં આવ્યા હતા. હવે જો આ સરકારી

વેતન લેવા જાય તો ગોખલે સરકારી નોકર ગણાઈ જાય અને વડી ધારાસભામાં લોકનિયુક્ત સભ્ય તરીકે તે રહી ન શકે. ગોખલે પાસે પૈસા અને માનચાંદ અને મોટા પગારની સરકારી નોકરી જેવાં પ્રલોભનો બહુ વાર આવી ગયાં, પણ તે તેમને પોતાના ધર્મમાંથી કદી ચળાવી શક્યાં નહિ. આ પ્રસંગે પણ ગોખલેએ કમિશનના પગારનો ભોગ આપી વડી ધારાસભામાં સેવા કરવાની તક કાયમ રાખી.

કમિશનના કામમાં ગોખલેને અતિશય શ્રમ પડ્યો. રોજ છ કલાક તો જુબાનીઓ લેવાનું ચાલે. તે ઉપરાંત આગલા દિવસની તૈયારી માટે ઘણો લાંબો વખત આપવો પડે. તેમ ન કરે તો ગોખલેને ફરજ ચૂકવા જેવું લાગે. ઘણા જવાબદાર અધિકારીઓ સાક્ષી કરીકે આવી હિંદીઓ સંબંધમાં અસહ્ય વચનો નોંધાવી જતા હતા. હિંદીઓ લાંચિયા છે, જુઠ્ઠા છે, નબળા છે, કાર્યદક્ષ નથી, મોટી નોકરીઓ માટે લાયક નથી એવાં એવાં વિધાનો સાંભળી ગોખલે તપી જતા. સાક્ષીઓને મોઢેથી જ એ વિધાનો હકીકતથી વિરુદ્ધ છે એવાં કથનો મેળવવાનો ભાર એકલા ગોખલે ઉપર જ હતો. તે માટે પોતાના સ્વભાવ પ્રમાણે અનેક સરકારી રિપોર્ટો ઉથલાવી, હિંદીઓની તરફેણની હકીકતો એકત્ર કરવામાં તેમની રાત્રિઓ પસાર થતી. કામના દબાણથી અને અસહ્ય આક્ષેપોને લીધે મનની ઉત્તેજનાથી ગોખલે આ કામગીરીમાં બહુ જ ત્રાસ પામ્યા. તેમની ઊંઘ ગઈ. રાત્રે એ જ વસ્તુઓનું રટણ રહ્યાં કરે, અને જરા આંખ મળે તો સ્વપ્નાવસ્થામાં એ જ વિચારો બબડે.

આ કમિશનના કામ માટે ગોખલેને બે વાર ઇંગ્લંડ જવાનું થયું. છેલ્લી વખતે પોતે ઇંગ્લંડ ગયા ત્યારે તો દક્ષિણ આફ્રિકાની લડતના છેલ્લા તબક્કાનાં ચિન્તા અને પરિશ્રમથી તે છેક જ નંખાઈ ગયા હતા. ઇંગ્લંડમાં દાક્તરોએ તેમની સ્થિતિ જોઈ સ્વદેશ જઈ આરામ લેવાની સલાહ આપી. પણ કમિશન હમણાં પોતાનો છેવટનો રિપોર્ટ તૈયાર કરી રહ્યું હોવાથી આવા મહત્ત્વના વખતે ફરજનું ક્ષેત્ર ન છોડવાનો એમણે આગ્રહ પકડ્યો. પરંતુ છાતીની જૂની વેદના પાછી ફૂટી નીકળી. કમિશનના બીજા

સભ્યોએ રિપોર્ટનું છેલ્લું કામ છ માસ પછી કરવાનું ઠરાવી ગોખલેને સ્વદેશ જવાની સગવડ કરી આપી.

ગોખલે કેમ જાણે મૃત્યુનાં પગલાં કળી ગયા ન હોય એમ પ્રસંગોપાત્ત તેમના મુખમાંથી વચનો નીકળતાં. એ જ અરસામાં શ્રીમતી સરોજિની નાઇડુ પણ ઇંગ્લંડમાં હતાં. તેમને ઠીક નથી એમ સાંભળતાં ગોખલે પોતે માંદા માંદા પણ એમને જોવા ગયા અને નીચેના શબ્દોથી તેમને સંબોધ્યાં: "અરે! તમારા જેવું ગાતું પંખીડું આમ પાંખ કાપી બેસે એ સારું કહેવાય કે? બાકી આપણને તો દાક્તરોએ મૃત્યુવોરંટ સંભળાવી દીધું છે. સારામાં સારી કાળજી રાખું તો માંડ ત્રણ વર્ષ કાઢું."

કેટલોક સમય યુરોપનાં હવા ખાવાનાં સ્થળોમાં સ્વ૦ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સાથે ફરી છેવટે તેઓ સ્વદેશ પહોંચ્યા. યુરોપમાં તે વખતે ભયંકર મહાયુદ્ધની શરૂઆત થઈ હતી. અહીં હિંદુસ્તાનમાં તે જ ટાંકણે એક બનાવથી લોકોમાં ભારે ઉત્સાહ ફેલાયો હતો. છ વર્ષનો કારાવાસ ભોગવી લોકમાન્ય તિલક હમણાં જ બહાર આવ્યા હતા. તેમણે બહાર આવીને તરત પરિસ્થિતિ પિછાણી લીધી. અને કોઈએ ધારેલી નહિ એવી દોરવણી દેશને આપી. યુરોપમાં સળગી ઊઠેલું મહાયુદ્ધ, જેમાં ઇંગ્લંડે પણ ઝુકાવ્યું હતું, તેમાં હિંદના યુવકોએ સ્વયંસેવકો તરીકે જોડાવું જોઈએ એવી તેમણે સલાહ આપી અને સરકારને જાહેર કર્યું કે જો હિંદીઓને માનભેર ફોજમાં લેવામાં આવે તો પોતે પોતાનું વજન વાપરી એક મોટી ટુકડી ભરતી કરાવી આપવા તૈયાર છે. જે પ્રજા સ્વરાજની ઉમેદવાર છે તેણે રાજ્યના રક્ષણ માટે માથું આપવાની તાકાત કેળવવી જ રહી, વર્ષોથી શસ્ત્રરહિત બનેલા અને જોખમથી ડરતાં શીખેલા આ દેશના લોકોને માટે તાલીમની આ ઈશ્વરદત્ત તક હતી અને તે હાથમાંથી સરી જવા દેવી એ મૂર્ખાઈ છે એમ તેઓ સમજી ગયા હતા. સરકારને તિલક મહારાજ જેવા વિરોધીની મદદ સ્વીકારી એમની પ્રતિષ્ઠા વધારવી એ કેમ રુચે? તેણે એમની સૂચના હસી કાઢી. લોકમાન્યે આ ઉપહાસથી છેડાઈ પડકાર કર્યો કે જો સરકાર હિંદી સ્વયંસેવકોને માનભેર ભરતી કરવા તૈયાર થાય તો હું પાંચ હજાર માણસો આપવા તૈયાર છું, અને જો ન આપું તો પચાસ હજાર રૂપિયા

ડૂલ કરું. એ પડકારની સાથે જ તેમણે એટલી રકમનો ચેક મહાત્મા ગાંધીજી પાસે અનામત મૂકયો.

લોકમાન્યનો પડકાર સરકાર તરફથી ઝીલવામાં ન આવ્યો, પણ તેમના આવા વિચારો તે વખતના જાહેર જીવનના ધુરંધરોને ગમી ગયા. તેમણે વિચાર્યું કે જે પુરુષ આખા દેશમાં અંગ્રેજી માલનો અને અંગ્રેજી શિક્ષણનો બહિષ્કાર કરાવવા સિંહની જેમ ગર્જતો હતો અને તે ખાતર જેણે મહાસભામાં ભંગાણ પાડયું હતું તે જ આજે ઇંગ્લંડને યુદ્ધમાં હિંદીઓની મદદ આપવાની વાત કરે છે ! કોઈએ ધાર્યું, જેલવાસથી એમનો સ્વભાવ નરમ થયો ખરો. તેથી હવે લોકોને આશા જન્મી કે નરમ અને ગરમ દળો વચ્ચે સંપ થશે અને ભાંગેલી મહાસભાનું પાછું સંધાણ થશે. પછી બન્ને પક્ષોના નેતાઓ વચ્ચે વાટાઘાટ ચાલી. ગોખલે પથારીવશ હોવા છતાં નરમ દળ તરફનો મુખ્ય ભાર તેમણે જ ઉપાડી લીધો. તેમનું લક્ષ્ય એ હતું કે જહાલ લોકો દેશની શક્તિ મર્યાદા સમજી અંગ્રેજ સરકારને વધારા પડતી છંછેડે નહિ, જેથી હળવે હળવે તેની પાસેથી હકો મેળવતાં ફાવે. બીજી તરફ તિલકનું લક્ષ્ય તો એ હતું કે મહાસભામાં કરી શકાય તો આજે પ્રવેશ તો કરી લઈએ; પછી તેને આપણા મતની કરતાં શી વાર છે? મવાળો મવાળ જ રહેવાની હઠ કરશે તો તેમને કયાં તગડી દેવાતા નથી ? બંને પક્ષો પોતપોતાનાં ચશ્માં પહેરીને સામાને જોતા. આવી સ્થિતિમાં ડગલે ને પગલે પરસ્પરનો વહેમ નડયાં કરે એ દેખીતું છે. દરેક પક્ષને લાગતું કે સામાવાળો બોલીને ફરી જાય છે. પછી એકબીજા ઉપર પ્રહારો ચાલે. પહાડ જેવું કઠણ હૈયું રાખે તે જ એ પ્રહારો સહી શકે. ગોખલે આમ પણ કોમળ લાગણીવાળા માણસ હતા. તેમાં હમણાં તો લાંબી માંદગીને લઈને તેમનું શરીર અતિ અશક્ત અને મન અતિ આળું થયું હતું. મહાસભાનું સંધાણ થતું છેવટની ઘડીએ તૂટી પડયું, અને વાદવિવાદોનું પરિણામ શૂન્ય આવ્યું. પરંતુ એક મહાશોચનીય પરિણામ તેમાંથી નીપજ્યું. ગોખલેને માટે તેના ઘા જીવલેણ નીવડયા.

આમ ચારે મેરથી જાણે કુદરત ગોખલેના જીવનતંતુને કાતરી જ રહી હતી. પોતે તે જાણી ગયા હતા, છતાં તેમણે છેલ્લા શ્વાસ સુધી ફરજની ઝૂંસરી ખાંધ પરથી ન જ ઉતારી.

२५

# પ્રયાણ

ગોખલે ચેતી ગયા હતા કે તેમણે પોતાના શરીરયંત્ર પાસે તેના ગજાથી વધારે કામ લીધું હતું. એક દિવસે તો તેમણે મહાસભાની વાટાઘાટમાં આગળ પડતો ભાગ લેનાર એક મિત્રને પત્ર લખ્યો કે "મને લાગે છે કે મારે ઓછામાં ઓછા ત્રણ ચાર દિવસ પથારીમાં મૂંગા પડ્યાં રહેવું પડશે. ગયા અઠવાડિયામાં આ યંત્ર પાસે તેના ગજા કરતાં વધારે કામ મેં લીધું, એટલે બીજું શું થાય?"

કાગળ તો લખ્યો, પણ તેમાં લખેલું પોતે પાળી ન શક્યા. ગાંધીજી દક્ષિણ આફ્રિકાનો અલૌકિક સત્યાગ્રહ જીતીને સ્વદેશમાં આવ્યા હતા. તેમને આજે ભારત સેવકસમાજના માનવંતા મહેમાન તરીકે નોતરવામાં આવ્યા હતા. તેમના માનમાં સમાજના સર્વ સભ્યોનો ફળાહારનો મેળાવડો રાખવામાં આવ્યો હતો. ગોખલેના હૃદયમાં ગાંધીજીનું કેવું સ્થાન હતું તે આપણે જાણીએ છીએ. દક્ષિણ આફ્રિકાના વિજયમાં ગોખલેનો પોતાનો ફાળો કેવો મોટો હતો એ પણ આપણે જોઈ ગયા છીએ. ગોખલેને આજે આનંદના દિવસ કેમ ન હોય? એમણે ખાટલે પડ્યાં પણ મેળાવડાની વિગતોમાં જીવ પરોવ્યો, તૈયારીની મિત્રોને ઝીણામાં ઝીણી

સૂચનાઓ આપીઃ મેળાવડામાં ખુરસીટેબલો નહિ પણ શેતરંજીઓ જ બિછાવજો અને ખોરાકમાં ખર્ચાળ મીઠાઈઓ રખે લાવતા, ગાંધીનો આત્મા પ્રસન્ન થાય તે ખાતર શીંગદાણા, ખજૂર, કેળાં એવું જ રાખજો, વગેરે વગેરે.

ગોખલેનો આત્મા પ્રસન્ન થવાનું આજે એક બીજું મોટું કારણ હતું. ગાંધીજીને આજે ભારત સેવક સમાજના સભ્ય બનાવવાની તેમની ઉમેદ હતી. મેળાવડા પહેલાં ગાંધીજી સાથે તેમ જ સમાજના અન્ય સભ્યો સાથે તેમણે એ બાબત પુષ્કળ મંત્રણા કરી. ગાંધીજીને તો તેમની ઇચ્છા એ આજ્ઞારૂપ હતી. પરંતુ સમાજના જૂના સભ્યોએ ઘણી ચર્ચાને અન્તે ગાંધીજીને સભ્યમાં લેવા વિરુદ્ધ અભિપ્રાય આપ્યો. તેઓ માનતા હતા કે સમાજના અને ગાંધીજીના સિદ્ધાંતોમાં મૂળભૂત ભેદ છે, તેથી તેમની કામ કરવાની પદ્ધતિ પણ હમેશાં જુદી જ રહેવાની. સમાજ એક સિદ્ધાંત તરીકે બંધારણસરની જ હિલચાલો કરવાને બંધાયેલો છે; ગાંધીજી સત્યાગ્રહની સીધી લડાઈ માંડનારા રહ્યા. જૂના સભ્યોને એમને માટે આદર હતો, પણ ગોખલેના જેટલું આત્મીયપણું ક્યાંથી હોય? આત્મીયતાને લીધે સિદ્ધાંતોમાં અને કાર્યપદ્ધતિમાં ભેદ જાણવા છતાં ગોખલેને તેમાં વાંધા જેવું લાગતું નહોતું; પણ બીજાઓને એ ભેદ દુસ્તર ભાસ્યો. છેવટે ગોખલેએ વધારે દબાણ કરવાનું છોડયું, પણ ગાંધીજીને કહ્યું: "અમારા સભ્યો સૌ સ્વતંત્ર અને મક્કમ વિચારના છે. તેમના ઉપર મારે દબાણ કરવું ન ઘટે. પણ તમે વિધિસરના સભ્ય થાઓ કે ન થાઓ, હું તો તમને સમાજના સભ્ય જ ગણીશ. તમારે તમારા કાર્યને માટે જે જોઈએ તે સમાજની તિજોરીમાંથી નિઃસંકોચે લેજો." સમાજના કાર્યકર્તાને પણ સૂચના આપી મૂકી કે ગાંધીનું ખાતું સમાજના ચોપડામાં રાખવું અને એમના આશ્રમ માટે જેટલા પૈસા મંગાવે તેટલા મોકલતા રહેવું.

ફળાહારનો મેળાવડો ગોખલેની સૂચનાઓ પ્રમાણે ગોઠવાયો. ગોખલેના શરીરમાં શક્તિ રહી નહોતી, છતાં આજે એમને પથારીમાં પડયાં રહેવું બિલકુલ ગમ્યું નહિ. તે હઠ કરી મેળાવડામાં જવા સારુ ઊઠયા. પણ એટલા શ્રમથી એમને ઝોબો આવી ગયો.

તેમને પાછા પથારીમાં નાખવા પડયા. ભાન આવતાં તેમણે મેળાવડામાં સંદેશો મોકલ્યો કે પોતે તો આવી શકે તેમ નથી, પણ મિત્રોએ તેમની ચિન્તા જરા પણ ન કરવી, અને મેળાવડાનો કાર્યક્રમ સાંગોપાંગ પાર ઉતારવો.

તે દિવસનો ઝોઓ વળ્યો અને જોખમ જરા દૂર ખસ્યું. જેટલું આયુષ્ય મળી ગયું તેનો ઉપયોગ ગોખલે ખાટલે પડયાં દેશના સ્વરાજને ખાતર કરતા જ રહ્યા. અનેક અગત્યના પત્રોના ઉત્તરો લખાવ્યા. તે ઉપરાંત સરકાર જો આપવા ધારે તો તે સ્વરાજ્યનું કેવું બંધારણ સહેજે આપી શકે એનો એક ખરડો પણ તેમણે એ છેલ્લા દિવસોમાં ઘડી કાઢયો. તે વખતના એક ગવર્નરે એમને ખાનગી રાહે વિનંતિ કરી હતી કે સરકારની મર્યાદાઓ ખ્યાલમાં રાખતાં જો તે પોતાની મેળે કાંઈ સ્વરાજનું બંધારણ આપવા ધારે તો તે શું શું આપે એની તમારી કલ્પના લખી કાઢો તો સારું. હમણાં જ તેણે પોતાની વિનંતિની યાદ તાજી કરાવી. તેને ખબર નહોતી કે ગોખલે કટોકટીના દિવસો પસાર કરી રહ્યા છે. જવાબમાં ગોખલેએ બધી શક્તિ એકત્ર કરી પોતાનો એ ખાનગી ખરડો લખી નાંખ્યો. એ એમની પોતાની સ્વરાજ્યની યોજના નહોતી, પણ સરકાર પોતે થઈને વગર માગ્યે આપવા માગે તો આટલું તો સહેજે આપી શકે એ દૃષ્ટિથી ઘડેલી યોજના હતી. તેને વિષે ખાસ લક્ષ ખેંચનારી વસ્તુ એ હતી કે તેમાં ગોખલેએ દેશના સર્વ પ્રાંતોને પોતપોતાના આંતરિક કારભારમાં સ્વરાજ આપી દેવાની ભલામણ કરતી પ્રાંતિક સ્વરાજની નવીન જ કલ્પના રજૂ કરી હતી.

એ ગોખલેની જિંદગીનો છેલ્લો દસ્તાવેજ હતો. કારણકે તે લખાયા પછી એ ત્રણ દિવસમાં જ છેલ્લી ઘડીનાં ચિહ્નો વધુ ને વધુ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. આસપાસના ઇષ્ટમિત્રો સમજી ગયા. ગોખલે પોતે પણ સારી રીતે સાવધાન હતા. કોઈ લાંબા પ્રવાસે જવાની તૈયારીઓ કરતા હોય તેમ તેમણે હવે જેની તેની છેવટની વિદાય લેવા માંડી. સૌથી પહેલાં નોકરચાકરોને બોલાવી દરેકને ઉત્સાહનાં વચનો કહ્યાં અને આશીર્વાદ આપ્યા. પછી પોતાનાં બહેન, પુત્રી, બાળકો વગેરે કુટુંબી જનોને બોલાવી તેમની

વિદાય લીધી. એક ભાણેજ તે પ્રસંગે લાગણીનો ઊભરો ન રોકાવાથી રડી પડ્યો. ગોખલેએ તેને તે માટે ઠપકો આપ્યો. પછી સમાજના સભ્યો જેઓ હાજર હતા તેમને બોલાવી છેવટનો સંદેશો ક્ષીણ પણ ગંભીર સ્વરમાં આપ્યો. તેમણે કહ્યું: "મારી પાછળ પૂતળાં ઊભાં ન કરશો. મારું જીવનચરિત્ર લખવામાં વખત ન ગુમાવશો તમે જો સાચા ભારતસેવકો હો તો ભારતની સેવામાં તમારાં જીવન રેડજો. ભારત સેવક સમાજને મજબૂત બનાવી શોભાવજો. એ જ મારું સ્મારક થશે."

હવે ઘડી બે ઘડી બાકી રહી છે એમ લાગવા માંડતાં ગોખલેએ પોતાના પરમ મિત્ર મહારાષ્ટ્રના પ્રસિદ્ધ કાદંબરીકાર શ્રી. હરિ નારાયણ આપ્ટેને તેડું મોકલ્યું. સંદેશો મળતાં હરિભાઉ તરત આવી પહોંચ્યા. શ્રી. દેવ પણ તે વખતે હાજર હતા. ગોખલેએ પોતે જ કહ્યું: "હવે મને ખાટલેથી ઉપાડી આરામખુરસીમાં બેસાડો." ત્યાં બેઠાં ક્ષીણ સ્વરે પોતાના વહાલામાં વહાલા મિત્રો અને સાથીઓ પ્રત્યે બોલ્યા: "આલોકની મજા ઠીક ઠીક જોઈ, ચાલો હવે પરલોકની મજા જોઈશું."

એટલામાં તેમના એક બીજા બાળસ્નેહી પટવર્ધન આવી પહોંચ્યા. એ મહાત્માના છેવટના શબ્દોના પાત્ર થવાનું સદ્‌ભાગ્ય તેમને મળી ગયું. ગોખલેએ તેમને કહ્યું: "વામનરાવ! તમને અનેક વાર મેં કડવાં વચન કહ્યાં છે. મને માફ કરજો હોં."

થોડી જ મિનિટમાં આકાશ તરફ આંગળી બતાવી સૌને નમસ્કાર કર્યા, અને "હરિભાઉ! હવે રજા!" એમ સંકેત કરી આંખ મીંચી.

છેવટની ઘડી સુધી એનો એ મનોહર ચહેરો રહ્યો, એની એ પ્રેમનીતરતી આંખ રહી. મૃત્યુની અભદ્ર છાયાએ તેમના દેખાવમાં કશી વિકૃતિ કરી નહિ. ગોખલેના પટ્ટ શિષ્ય શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીયરના ઉદ્ગાર ખરા છે કે: "જેઓ એમનાં એ છેલ્લાં દર્શન કરવાને, એમના એ છેલ્લા શબ્દો સાંભળવાને ભાગ્યશાળી થયા તેઓ ખરેખર ધન્ય છે, કારણકે એક દેશભક્ત કેમ મરે એ દૃશ્ય જોવાનો તેમને લહાવો મળ્યો."

પૂનામાં ઓંકારેશ્વરના ઘાટ પર એ મહાન ભારતસેવકના અગ્નિસંસ્કારનાં દર્શન કરવા હજારોની મેદની ઊલટી. ત્યાં જ શોકસભા કરવામાં આવી. મુખ્ય વક્તા ખુદ લોકમાન્ય તિલક હતા. તેમણે માન અને પ્રેમથી પૂર્ણ શબ્દોમાં સદ્ગતને શ્રદ્ધાંજલિ અર્પી :

"હિંદનો હીરો, મહારાષ્ટ્રનું રત્ન, કર્તૃત્વશાળી નરવીર આજે ગયો !"

એ જ ભાષણમાં તિલક-ગોખલેના લાંબા ઝઘડાનો ઉલ્લેખ કરતાં લોકમાન્ય બોલ્યા : "સપાટી ઉપર જોવામાં આવ્યું તેટલા પરથી લોકોએ મારો અને ગોખલેનો સંબંધ તોળવાનો નથી. ગોખલેની મહાન શક્તિઓની — એમના મગજબળ અને હૃદય-બળની, દેશકાર્ય માટેના તેમના અદમ્ય ઉત્સાહની, તેમની સચ્ચાઈ અને તન્મયતાની અને હાથમાં લીધેલા કાર્યને સિદ્ધિએ પહોંચાડવાના તેમના નિશ્ચયબળની — તેમની આ સર્વ શક્તિઓની — મને જેટલી પિછાણ હતી તેટલી ભાગ્યે જ બીજા કોઈને હશે."

## ૨૬

# તિલક-ગોખલે

આપણા દેશના જાહેર જીવનના ઇતિહાસમાંથી આ બે પુણેરી ભડવીરોનાં દંગલ વહેલાં ભૂંસાય તેમ નથી. બન્ને સ્વરાજ્યના સમર્થ યોદ્ધાઓ હતા, બન્નેના રાહ લગભગ સમાન હતા, છતાં કોઈ મશ્કરીખોર દેવે તેમની વચ્ચે કોણ જાણે શી બાજી રચી હતી કે જીવનના અન્ત લગી તેઓ સામસામા લડતા જ રહ્યા.

બન્નેએ જીવનની શરૂઆત શિક્ષકો તરીકે કરી હતી. તિલક ભરજુવાનીમાં બીજી આશાઓનો ત્યાગ કરી રાષ્ટ્રીય શિક્ષણને વર્યા હતા અને તેમણે બીજા મિત્રો સાથે મળી પૂનામાં ન્યુ ઇંગ્લિશ સ્કૂલ નામે રાષ્ટ્રીય શાળા કાઢી હતી. ગોખલે શરૂઆતમાં તો કર્મસંયોગે જ એ શાળાની નોકરીમાં ખેંચાઈ આવ્યા, પણ ત્યાં થોડાં જ વર્ષોમાં તિલક જેવાઓએ તેમને રાષ્ટ્રીય શિક્ષણના ભેખધારી બનાવી દીધા.

આ સંસ્થાના સંચાલકો ભારે ત્યાગ અને ધગશથી ભેગા થયા હતા, છતાં આગળ જતાં સિદ્ધાન્ત અને વિગતમાં તેઓ વચ્ચે મતભેદ પડ્યા અને તેમાંથી ઝઘડા ચાલવા લાગ્યા. તેઓએ નાની સરખી નિશાળમાંથી વિશાળ ડેક્કન એજ્યુકેશન સોસાયટી અને ફરગ્યૂસન કૉલેજ જેવી સંસ્થાઓ ખીલવી અને પોતાની પ્રતિભાના તેજથી તેની પ્રતિષ્ઠા જમાવી, પણ સાથે સાથે અંદરખાનેથી

તેમના ઝઘડાઓ પણ વધતા રહ્યા. સંસ્થાના કાર્યકર્તાઓએ બહારની કશી આવક કરવાનો લોભ ન રાખવો એવો એક પક્ષનો આગ્રહ હતો, બીજો પક્ષ તેવી છૂટ લેવા દીધા વિના સંસ્થા શ્રેષ્ઠ માણસોનો લાભ ઉઠાવી શકશે નહિ એમ માનતો હતો; એક પક્ષ પોતાની કૉલેજનું શિક્ષકમંડળ હિંદીઓનું જ રાખી તેની રાષ્ટ્રીયતા સાચવવાના મતનો હતો, બીજો પક્ષ માનતો હતો કે અંતરથી રાષ્ટ્રીય રહેવું પણ સરકારમાં વિશ્વાસ પેદા કરી તેની મદદ મેળવવા ખાતર અંગ્રેજ આચાર્ય રાખવામાં શું જાય છે? આવા સિદ્ધાન્ત-ભેદથી માંડીને સંસ્થાના પૈસાનો ગેરવહીવટ કરવાના અંગત આક્ષેપો સુધી તેઓના ઝઘડાઓ પહોંચેલા હતા.

વળી આ મિત્રમંડળી પોતાની સંસ્થાની દીવાલોમાં સમાઈ શકે તેમ નહોતી. તેઓ પૂનાના અને દેશના જાહેર પ્રશ્નોમાં રસ લેતા અને ચર્ચાઓ કરતા. રાનડે આવા તરુણોને ઉત્તેજન આપી દોરવતા. તેમની સાર્વજનિક સભામાં આ મિત્રો જોડાયા હતા. ત્યાં તેમની બુદ્ધિને જબરો અખાડો મળી ગયો. થોડા વખતમાં ત્યાં પણ તેમનામાં મતભેદ દેખાવા લાગ્યા. એક પક્ષ અંગ્રેજનો સંબંધ છૂટચા વિના દેશનો ઉદ્ધાર નથી એમ માનતો થયો. બીજો પક્ષ અંગ્રેજના છત્ર વિના દેશ ખરાબે ચઢશે એ માન્યતા બાંધીને ચાલવા લાગ્યો. મનથી તો અંગ્રેજનો અંકુશ સૌને કઠતો હતો પણ એક પક્ષના મિત્રોને અંગ્રેજોએ આણેલો સુધારો બહુ ગમી ગયો હતો. અંગ્રેજોમાં જ્ઞાતિભેદ નથી, બાળલગ્નો નથી, ગમે તે પુનર્લગ્ન કરી શકે છે, તેથી જ તે જ્ઞાનવિજ્ઞાનમાં અને રાજસત્તામાં વધ્યો છે એમ માનીને આગરકર આદિ મિત્રો આવા સુધારાઓ દેશમાં ઝટ ઝટ દાખલ કરવા અધીરા થયા. તેમાં કેટલાકને તો અંગ્રેજી કેળવણી, અંગ્રેજી ભાષા, અંગ્રેજી પહેરવેશ, અંગ્રેજી રીતભાત, અંગ્રેજી કાયદો, એ બધું પણ દેવતાઈ જેવું દેખાવા લાગ્યું. તેથી આ પક્ષ અંગ્રેજ સાથે લડવા કરતાં લોકોમાં સુધારાની લડત કરવામાં વધારે રસ લેતો. તિલક આદિ મિત્રોને અંગ્રેજથી કેમ છૂટવું એ મુખ્ય વાત હતી. જનતા તેને ઓળખે, સંગઠિત થાય અને તેના હાથમાંથી સ્વરાજ્ય ખૂંચવી લે એ તેમને જોઈતું હતું. સમાજસુધારાની લડત તેમને માથે દુશ્મન હોવા

છતાં અંદર અંદર પોતાના લશ્કરમાં ફાટફૂટ પડવા જેવી લાગતી હતી. એક કહે કે પહેલાં સમાજસુધારો કરો, ત્યાર પછી જ સ્વરાજ્યની લાયકાત આવી શકશે. બીજો પક્ષ કહેતો હતો — આપણે સ્વરાજ્યને લાયક નથી એ તમે લોકો અંગ્રેજોનું પઢાવેલું બોલો છો. સ્વરાજ્ય તો દરેકનો જન્મસિદ્ધ હક છે, અને સામાજિક રિવાજો ગમે તેવા હોય તોપણ એ હક ઓછો થતો નથી, માટે પહેલાં સ્વરાજ્ય અને પછી સુધારો.

રાનડેજીની સાર્વજનિક સભાનો ઓરડો હજી પણ એ જૂના ખણખણિત અવાજોથી ગાજતો હશે — "પહેલાં સુધારો, પછી સ્વરાજ્ય" — "નહિ નહિ, પહેલાં સ્વરાજ્ય, પછી જ સુધારો" —"જંગલી છો જંગલી! પહેલાં સુધારો; પછી જ સ્વરાજ્ય," —"દેશદ્રોહી છો દેશદ્રોહી, પહેલાં સ્વરાજ્ય અને પછી જ સુધારો!"

વળી આ મિત્રોએ તો તેમની સંસ્થાની લગભગ શરૂઆતથી છાપાંઓ કાઢ્યાં હતાં. કેસરી, મરાઠા, સુધારકમાં લેખો લખી તેઓ પોતાની અંદર ઊભરાતા વિચારોનાં પૂર વહાવતા, અને તેની કટારોમાં પોતાનાં વાગ્યુદ્ધો પણ ઉતારતા. શરૂઆતમાં તો વિચિત્ર ગમત પણ થતી. છાપાં સહિયારાં અને વિચારો ન્યારા, એટલે એક જ છાપામાં એક મિત્રનો સુધારાપક્ષનો લેખ આવે અને બીજા મિત્રનો સ્વરાજ્યપક્ષનો આવે. વળી મિત્રો સરખેસરખા, એટલે તંત્રી તરીકે લખવાને પણ સૌ સરખા અધિકારી! આથી વગર સહીથી તંત્રી તરીકે પણ જેને મરજીમાં આવે તે પોતાનો લેખ ગોઠવી દે. આથી એક જ કેસરી એક વાર સુધારકોને ગાળો દે તો બીજી વાર સ્વરાજ્યવાળાઓને ગાળો દે!

અને આ છાપાંઓમાં પણ તાત્ત્વિક ઝઘડાઓ સાથે અંગત અને નાની વિગતોના ઝઘડા ભળી એકબીજાનાં મન બહુ જ ખાટાં કરી મૂકતા. કોઈ આક્ષેપ મૂકતું, "ફલાણો પુસ્તકો લખી પૈસા કમાવામાં જ ચિત્ત આપે છે, સંસ્થામાં પૂરતું લક્ષ આપતો નથી." સામો જવાબ મળે, "તમે લોકો છાપાંમાં લેખો લખો છો તે વખતે સંસ્થાનો વિચાર કરતા હશો!"

"પણ અમે કંઈ પૈસા કમાવા લખતા નથી."

"છાપામાં ખોટ જાય છે તેથીસ્તો! જો પૈસા મળતા હોત તો કોણ છોડી દે છે તે અમે જોતે!"

ગોખલે વયમાં નાના અને સંસ્થામાં નવા તેથી શરૂઆતમાં તો તે સંચાલકોના ત્યાગ અને પ્રભાવ સિવાય ભાગ્યે જ બીજું જોઈ શકતા હતા. પણ આગળ જતાં તેમને તિલક કરતાં આગરકર તરફ અંગત આકર્ષણ બંધાયું.

વળી ગોખલેને રાનડે પ્રત્યે પણ કોઈ અપૂર્વ સંબંધ બંધાયો. તેમને તે પોતાના ગુરુ માનવા લાગ્યા, અને તેમના એકેએક વચનમાં અને એકેએક આચરણમાં તેમને ઊંડું ડહાપણ દેખાવા લાગ્યું. પણ બીજાઓ તો પ્રસંગ અપ્રસંગે તેમની પણ ટીકા કરવા ચૂકે તેવા નહોતા. રાનડેને પોતાની સરકારી નોકરી સાચવવી એટલે જ તે કોઈ લડાયક કાર્યક્રમને ઉત્તેજન આપતા નથી, તેથી જ અંગ્રેજનો સંબંધ ઇશ્વરદત્ત છે એવી ફિલસૂફી બાંધીને તે બેઠા છે, એવી ટીકાઓ તેમના ઉપર કરવામાં આવતી. ગોખલેની ગુરુભક્તિ દિવસે દિવસે એટલી વધતી ચાલી કે રાનડે વિષેની ટીકાઓ તેમનાથી સહન થઈ શકતી નહોતી. તેમાં જ્યારે અંગત નિંદા થાય ત્યારે તો તેમને માથાનો ઘા જ લાગતો, અને સામો માણસ સાત જન્મનો શત્રુ હોય એવો જ દેખાતો. તિલકની કલમના પ્રહારો આકરા હતા, અને પ્રસંગ આવતાં રાનડે પર પ્રહાર કરતાં તે શરમાય તેવા નહોતા. "સાઠે બુદ્ધિ નાઠી" કહી તેમને ઉતારી પાડતાં પણ પાછું વાળી જોતા નહિ. મહાનુભાવ રાનડે પોતે તો બધું ગળી જવાને સમર્થ હતા, પણ ગુરુનાં અંગત અપમાનોથી ગોખલેનું હૃદય ઘવાઈ જતું. તિલક સાથે તે કદી મેળ કરી શક્યા જ નહિ તેમાં આ રીતે ઘવાયેલું હૃદય મૂળ કારણરૂપ હતું. એ બે વચ્ચેનો અણબનાવ એ માત્ર તાત્ત્વિક ભેદ જ નહોતો, કોઈક ઊંડી વેદનાથી અણુઅણુમાં તે પચી ગયેલો હતો.

શરૂઆતમાં તો ગોખલે નવતર એટલે તિલકના પ્રહારને તે લાયક ન ગણાય એ દેખીતું છે, તિલકના પ્રતિસ્પર્ધીઓ તો સંસ્થામાં આગરકર અને બહાર રાનડે જેવાઓ હતા. પણ ગોખલે કોઈએ ધાર્યું નહોતું એટલા વહેલા આગલી હરોળમાં આવી પહોંચ્યા અને તિલક સાથે બાથ ભીડતા થઈ ગયા.

ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી ઝઘડાઓને પરિણામે તિલક છૂટા થયા અને 'કેસરી'ની ગર્જના વડે જાહેર જીવનમાં ઘૂમવા લાગ્યા. સંસ્થાના બીજા પણ મુખ્ય માણસો છૂટા થયા કે મૃત્યુને વશ થયા. તે વખતે એનો ભાર ગોખલેએ ઉપાડ્યો. ખાલી પડેલી જગ્યાઓ વિદ્વાન અને સેવાનિષ્ઠ અધ્યાપકોને આકર્ષીને તેમણે પૂરી. સંસ્થાનો વધતો જતો ખર્ચ ફાળો ઉઘરાવી પૂરો કરવામાં પણ તે શક્તિવાન નીવડ્યા. તેમ જ સંસ્થાના સભ્યોના મુરબ્બી બની એક રાગે તંત્ર ચલાવ્યું.

આગળ જતાં રાષ્ટ્રીય મહાસભાના મંચ ઉપર, તેમ જ પ્રાંતીય તથા વડી ધારાસભાઓના ખંડોમાં, અને વિલાયતની ભૂમિ ઉપર પણ ગોખલેએ જોતજોતામાં એક કુશળ રાજદ્વારી પુરુષ તરીકે કીર્તિ મેળવી.

તે ઊગતી જુવાનીમાં રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ થયા, મહાસભાના બંધારણમાં ઠેકાણું નહોતું તે તેમણે ઘડી આપ્યું, લૉર્ડ મૉરલીના સુધારાઓ આવવાની વાત ચાલી તેમાં તેમણે આગળપડતો ભાગ લીધો. એ રીતે ગોખલેજી આગળ આવ્યા.

રાજકારણના ક્ષેત્રમાં ગોખલેના વિચારો ઘડાઈ ચૂક્યા હતા. રાનડેની તેમના ઉપર છાપ પડેલી હતી. અંગ્રેજોનું આ દેશમાં આવવું એ ઈશ્વરી સંકેત છે, તેથી તેને સ્વીકારીને જે ચળવળ થઈ શકે તે જ કરવી, અભ્યાસપૂર્ણ દલીલોથી સરકારી અધિકારીઓને માત કરવા, છતાં તેઓ બેશરમ બની લાત મારે તો અપમાન ગળી જઈ ફરી પ્રયત્ન કરવો, અને ફરી ફરીને પ્રયત્ન કર્યા જ કરવો. આ તેમની રાજદ્વારી ફિલસૂફી હતી. તિલક પક્ષને ગોખલે પક્ષવાળાઓ 'જહાલ' એવું નામ પાડી ખીજવવા લાગ્યા, તો 'જહાલો'એ એમને ગાળ સમાન લાગે તેવા 'મવાળ' નામનો સિરપાવ આપ્યો.

પૂનાની કૉંગ્રેસ વખતે તિલક અને ગોખલે બન્ને સ્વાગત-મંત્રીઓ હતા. કૉંગ્રેસના મંડપમાં સંસારસુધારા પરિષદ ભરવા દેવી કે નહિ એવો વાદ જામ્યો. વાદ તો હસવા જેવો હતો, પણ મૂળ હેતુ તો એ હતો કે રાનડેવાળાઓને આગળ આવવા ન દેવા. આમ રંગમાં ભંગ પડાવનાર અને પોતાના પૂજ્ય ગુરુનું માનખંડન કરનાર તિલક ઉપર ગોખલે કેટલું ચિડાયા હશે એ

કલ્પી જ લેવું. તિલક તો કહેતા કે જેની ચામડી આળી હોય તેણે રાજકારણમાં આવવું જ શા માટે જોઈએ?

આ તો નાની સરખી તકરાર હતી. પણ જ્યારે બન્ને રાજકારણના મધદરિયામાં તરતા થયા ત્યારે એ બે ભડવીરોનાં મલ્લયુદ્ધથી આખી ભરતભૂમિ કંપવા લાગી હતી. બંગભંગ અને બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણના મુદ્દાઓ ઉપર તેઓ કેવા લડ્યા, સુરતમાં તેમની ધમાચકડીથી રાષ્ટ્રીય મહાસભા કેવી ભાંગીને ભુક્કા થઈ એ આ પુસ્તકમાં અન્યત્ર વિગતથી વર્ણવવામાં આવ્યું છે.

ત્યાર પછી તો લોકમાન્ય ૭ વર્ષની સજા ભોગવી આવ્યા. દેહે જર્જરિત થવા છતાં તેટલા જ ઉગ્ર પ્રતાપ સહિત પુનશ્ચ હરિઃ ૐ ઉચ્ચારી તેમણે દેશના રાજકારણમાં ઝુકાવ્યું અને રાષ્ટ્રીય મહાસભા કબજે કરવાનો પ્રયત્ન આરંભ્યો. જહાલ મવાળ વચ્ચે સમાધાનની વાતો ઉપાડવામાં આવી. ફિરોજશા મહેતા જેવા જૂના જોગીઓ સમજી ગયા કે ઉત્તર દખ્ખણનાં સમાધાન ન હોય, આ તો કૉંગ્રેસનો કબજો લઈ મવાળોને તગડી મૂકવાનો પ્રયત્ન છે. પણ કેટલાકને આશા પેદા થઈ હતી. સંભવ છે કે લાંબા કારાવાસથી તિલકનું તીખાપણું નમ્યું હોય અને તે મવાળો સાથે ભળી અંગ્રેજ પાસેથી કળે કળે બને તેટલા હકો કઢાવવાના રસ્તામાં માનતા થયા હોય. તેવી આશા સેવનારાઓમાં ગોખલે અગ્રેસર હતા. તે વખતે તે માંદગીના બિછાનામાં હતા, છતાં તેમની પ્રેરણાથી વાટાઘાટો ચાલી. મદ્રાસ મહાસભામાં સમાધાન થવાની અણી પર આવ્યું હતું. પણ એટલામાં કંઈક કારણ બન્યું અને ગોખલેની આશા ડગી. પૂનાથી તેમનો તાર છૂટ્યો ને સમાધાન તૂટી પડ્યું.

ત્યાર પછી કઠોર અને તીખી, દયા અને માયા વિનાની ચર્ચાઓ ચાલી. ગોખલેની આ માંદગી જીવલેણ હતી. તેમના છેલ્લા દિવસો મહાન પ્રતિપક્ષી લોકમાન્ય તિલક સાથેના દંગલથી ભરાઈ ગયા હતા.

ચાલુ લડાઈએ અને પહેરેલે બખ્તરે ગોખલે ઊઠી ગયા. દંગલ દંગલને ઠેકાણે રહ્યું. જીવનભરના પ્રતિપક્ષીની ચેહ સામે લોકમાન્ય તિલકે ગોખલેને 'હિંદના હીરા'નું બિરુદ આપ્યું અને કદરનાં વચનોથી શ્રદ્ધાંજલિ અર્પી.

# મફત અને ફરજિયાત શિક્ષણ

ગોખલે પોતાના ગુરુ રાનડેના હાથ નીચે તાલીમ લેતા ત્યારે દેશપરદેશની પરિસ્થિતિને લગતા આંકડાઓનો અભ્યાસ તેમણે કર્યો હતો. એ લૂખા સૂકા આંકડાઓ તેમની આંખે ચડતાં જીવતા થઈ જતા અને પોતાની દર્દભરી કથની કહી ગોખલેની છાતીમાંથી નિસાસા કઢાવતા. ગોખલેએ શોધ કરતાં જોયું કે આ વિશાળ દેશનાં લાખો ગામડાંઓમાં પાંચમાંથી માત્ર એક જ ગામમાં નિશાળનું સાધન છે, અને હિંદનાં કરોડો સંતાનોમાં દસમાંથી નવ અંધકારમાં જન્મી અંધકારમાં જ મરે છે. તેથી ઊલટું દુનિયાના બીજા દેશો ધૂદકે ને ભૂસકે કેળવણીમાં આગળ વધ્યે જાય છે, એક પણ છોકરો કે છોકરી અભણ રહે નહિ એ ધ્યેય નજર સામે રાખી તેને પહોંચવા તેઓ પ્રગતિ કરી રહ્યા છે, તે ખાતર પાણીની જેમ પૈસો રેડતાં ડરતા નથી.

ગોખલેનું પોતાનું જીવન એક શિક્ષક તરીકે શરૂ થયેલું હોઈ તેમને આ સ્થિતિ ઘણી જ અસહ્ય લાગવા માંડી. હજુ તેઓ ધારાસભામાં દાખલ થયા નહોતા અને નેતામાં ખપવા લાગ્યા નહોતા ત્યારથી જ આ વિષયમાં તે પોતાના વિચારો સચોટ રીતે મૂકતા થઈ ગયા હતા. તે શરૂઆતના દિવસોમાં એક ગ્રેજ્યુએટોની પરિષદ મળેલી તેમાં ગોખલેએ આ વિષય ઉપર ભાષણ કરેલું. અંગ્રેજ સરકારે દેશમાં થોડી નિશાળો, હાઇસ્કૂલો અને કોલેજો કાઢી હતી

તેટલાથી તેના હાકેમો પોતે પોતાની પીઠ થાબડતા અને અંગ્રેજી રાજ્ય પહેલાંની અંધાધૂંધીમાં ભણતરનું કશું ઠેકાણું નહોતું તેને સ્થાને હવે કેવું સુંદર કામ થાય છે એમ ગર્વ સાથે બતાવતા. આપણા દેશમાં પણ કેટલાક આવી વાતો સાંભળી અંજાઈ જતા, અને સરકારની વાહવા કરવા લાગી જતા. જે દેશોમાં પોતાનાં જ રાજ્યો ચાલે છે ત્યાં તેમ જ અંગ્રેજોના પોતાના દેશમાં એ દિશામાં કેટલી પ્રગતિ કરવામાં આવી છે, અને તેના પ્રમાણમાં આપણે કેટલા પાછળ છીએ એ તરફ એ લોકોની નજર જ જતી નહિ. હિંદુસ્તાનમાં જો સ્વરાજ્ય હોત તો તેણે કેટલી પ્રગતિ કરી હોત તેની કલ્પના જ તેઓ કરી શકતા નહોતા. ઉપરની પરિષદમાં આ નવું દૃષ્ટિબિંદુ રજૂ કરી ગોખલેએ શ્રોતાઓને વિચારતા કરી મૂક્યા:

"ઇંગ્લંડે જે કંઈ કર્યું છે તેનો આંક તેનું રાજ્ય કેવા પ્રકારનું છે તે પરથી તથા તેણે કેવાં કેવાં વચનો આપ્યાં છે અને કેવી જવાબદારીઓ સ્વીકારી છે તે પરથી બાંધવો જોઈએ. અને સરખામણી કરવી જ હોય તો તેણે હિંદુસ્તાનમાં કેટલું કર્યું છે તથા તેના પોતાના દેશ ઇંગ્લંડમાં તેમ જ બીજાં સંસ્થાનોમાં કેટલું કર્યું છે એ બેની વચ્ચે કરવી જોઈએ."

ત્યારથી જ્યારે પણ ગોખલેના હાથમાં યોગ્ય તક આવી છે ત્યારે તે પોતાની આ શિક્ષણની લડતનું ઘોડું હાંક્યા વિના રહ્યા નથી.

તેમની કારકિર્દીના આરંભકાળમાં જ તેવી એક મોટી તક તેમને વેલ્બી કમિશન પાસે સાક્ષી આપવા ગયા ત્યારે મળી. તે વખતે તેમણે આ પ્રમાણે જુબાની આપી:

"હિંદુસ્તાનમાં સરકાર જાહેર કેળવણીને એટલી નજીવી સહાય આપે છે કે એ વસ્તુ સરકારની ઉપર એક મોટામાં મોટા ડાઘરૂપ છે. જે વસ્તુને એક વખતે કંપનીના સંચાલકોની સમિતિએ ગંભીરતાપૂર્વક પવિત્ર ફરજ તરીકે સ્વીકારી હતી તે પ્રત્યેનું આ દુર્લક્ષ—એની વિરુદ્ધ તો જેટલી આકરી ભાષા વાપરીએ તેટલી ઓછી જ છે. છેલ્લાં ચાર વર્ષમાં કેળવણીની ગ્રાન્ટ સાવ જ્યાંની ત્યાં જ રહેલી છે.

| | |
|---|---|
| ૧૮૯૧–૯૨માં તે | રૂા. ૮૯,૬૧,૭૩૦ હતી, |
| ૧૮૯૪–૯૫માં | રૂા. ૯૧,૦૯,૬૨૦ની થઈ. |

આમ ચાર વર્ષમાં ફક્ત રૂપિયા બે લાખ અઠ્યાસી હજારનો જ વધારો માલૂમ

પડે છે. પરંતુ આ વધારો પણ કેળવણી ખાતામાં નોકરી કરતા યુરોપિયન અધિકારીઓને હૂંડિયામણની ખોટ દાખલ વધારો અપાવા લાગ્યો છે તેની જ રકમ છે. હવે આની જોડાજોડ એક બીજી હકીકત મૂકીએ. આ જ ચાર વર્ષમાં ગ્રેટબ્રિટન તથા આયરલૅન્ડનું કેળવણીનું ખર્ચ ૫૦ લાખ પાઉંડ પરથી વધીને ૯૦ લાખ પાઉંડ થયું હતું. આ બે વચ્ચેનો તફાવત એટલો જબરો છે કે વધુ ટીકાની જરૂર જ નથી. પેટનાં છોકરાં અને શોકનાં છોકરાં જેવો જ આ ભેદ છે એમ કહ્યા વિના રહેવાતું નથી. હિંદુસ્તાનમાં ૫ લાખ ૩૭ હજારથીયે વધારે ગામડાંઓ છે, જેની કુલ વસ્તી ૨૩ કરોડ જેટલી છે, અને છતાં તે બધાં માટે દેશમાં ફક્ત એક લાખ જ પ્રાથમિક નિશાળો છે. હિંદુસ્તાનની નિશાળે જવા જેવડી ઉંમરની વસ્તી આશરે ૩ કરોડ ૫૦ લાખ જેટલી છે, તેમાંથી સરકારી તેમ જ ખાનગી નિશાળોમાં મળી આશરે ૪૦ લાખ છોકરાંઓ આજે ભણે છે. અર્થાત્ નિશાળે જવા જેવડાં દર ૧૦૦ છોકરાંઓમાંથી ૮૮ છોકરાંઓ અંધકાર અને અજ્ઞાનમાં અને તેના પરિણામ રૂપ નૈતિક દુર્દશામાં મોટાં થાય છે. આ આંકડાઓ ઉપર વધારાની શી ટીકા કરવી ?”

પ્રાથમિક શિક્ષણનો સાર્વત્રિક ફેલાવો કરવો એ સરકારની જ મુખ્ય ફરજ છે, તેના સિવાય એ વિશાળ કામ કોઈ પણ ખાનગી વ્યક્તિ કે સંસ્થાથી ઊપડી ન શકે એમ ગોખલે માનતા, તેથી તેમની નીતિ સરકારના કાન ઉપર પોતાનો અવાજ હમેશાં પહોંચાડયાં જ કરવાની હતી. પોતે ધારાસભામાં બેસતા થયા ત્યારે તેમને સરકારના મુખ્ય અધિકારીઓના કાન ઉપર સીધેસીધો પોકાર પહોંચાડવાની તક લાધી, અને તેનો તેમણે પૂરો ઉપયોગ કર્યો.

વડી ધારાસભામાં તેમણે જે પહેલું જ ભાષણ કર્યું તેમાં તેમણે વાઇસરૉય લૉર્ડ કર્ઝનને આવાં વચનો સંભળાવ્યાં :

“લોકોની કેળવણીનો પ્રશ્ન પણ સાચા દિલની સાથે ઉપાડી લેવાવો જોઈએ છે, અને જો તે તે રીતે ઉપાડી લેવામાં આવે તો સરકારનું કેળવણીનું ખર્ચ અત્યાર કરતાં ઘણું વધારવું પડશે. લૉર્ડ સાહેબ, અમારા દેશમાં આજે દર દસ છોકરાંઓમાંથી નવ છોકરાં અજ્ઞાન અને અંધારામાં ઊછરી રહ્યાં છે, તથા દર પાંચ ગામમાં ચાર ગામ બિલકુલ નિશાળ વિનાનાં છે; એવી સ્થિતિ હોવા છતાં અનેક વર્ષો થયાં કેળવણીનાં ખર્ચનો આંકડો તો એકનો એક જ તાલ પૂર્યે જાય છે. ત્યારે ઇંગ્લંડમાં શી સ્થિતિ છે ? ત્યાં નિશાળે જવા જેવડાં બધાં છોકરાંઓને નિશાળે જવું જ પડે છે અને ત્યાં જાહેર કેળવણીનું ખર્ચ ૧૫ વર્ષની અંદર

૪૫ કરોડ પાઉંડથી વધીને ૧૧૫ કરોડ પાઉંડ જેટલે પહોંચ્યું છે, અને છતાં લૉર્ડ સૅલ્સબરી (ત્યાંના વડા પ્રધાન)ને હજુ ધરવ નથી. આ વસ્તુસ્થિતિ ખરેખર શોચનીય છે. મને પૂછવામાં આવશે કે હું માગું છું તે બે વસ્તુઓ, એટલે કે એક તરફથી કર ઓછા કરવા અને બીજી તરફથી કેળવણી તેમ જ બીજાં દેશોદ્ધારનાં કાર્યોમાં ખર્ચ વધારવો, એ બે એકી સાથે કેમ બની શકે? મારો ઉત્તર એ છે કે બન્ને હેતુઓ એકી સાથે સિદ્ધ કરવાનો ઉપાય એ છે કે આ દેશનું હદ બહાર વધી ગયેલું લશ્કરી ખર્ચ કાપવું. ૧૦"

વળતા વર્ષમાં ગોખલેએ ફરીથી કેળવણીનો ફેલાવો કરવાની હિમાયત કરી અને દુનિયાના બીજા દેશોના દાખલા આપ્યા:

"યુરોપનાં રાજ્યો, છેલ્લાં ઘણાં વર્ષો થયાં પાસે પાસે પડેલી મોટી જંગી લશ્કરી છાવણીઓ હોય તેવી સ્થિતિમાં છે, અને તેમ છતાં તેમનો એટલો બધો લશ્કરી ઠઠારો કેળવણી તથા દેશના હુન્નરઉદ્યોગોની ખિલવણીના કામમાં કદી એ સરકારોને આડો આવ્યો નહોતો અને હજુ આવતો નથી. આ વિષયમાં આપણો હિસાબ એટલો નજીવો અને અસંતોષજનક છે કે યુરોપખંડનાં રાજ્યો સાથે આ દેશની વાત કરવી એ પણ અતિ દુઃખદ થઈ પડે છે. યુરોપ, અમેરિકા, જાપાન તેમ જ ઑસ્ટ્રેલિયા એ બધા દેશોમાં સર્વત્ર આ સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો છે કે પોતાની પ્રજામાં કેળવણીનો બહોળો પ્રચાર કરવો એ સરકારની મહત્ત્વની ફરજોમાંની એક છે, અને તે માત્ર નૈતિક દૃષ્ટિએ જ નહિ પરંતુ આર્થિક દૃષ્ટિએ પણ. . . . હિંદી સરકારે પણ હવે લોક કેળવણીની એવી કંઈ યોજના ઉપાડવી જોઈએ કે આવતાં પચીસ કે ત્રીસ વર્ષોની અંદર આ દિશામાં આપણે સારા પ્રમાણમાં પ્રગતિ કરી શકીએ. અજ્ઞાન અને નિરક્ષર પ્રજા કદી નક્કર પ્રગતિ સાધી શકે નહિ અને જીવનની શરતમાં તે સદા પાછળ જ રહ્યાં કરે એ વાત ઉઘાડી છે. તેથી અમારે આજે જે વસ્તુની જરૂર છે અને અત્યંત અગત્યની જરૂર છે તે એ છે કે પ્રાથમિક શિક્ષણનો બહોળો ફેલાવો કરવો—લોકોના શિક્ષણ માટે પ્રાથમિક નિશાળોનું એક સફળ અને વિશાળ તંત્ર સ્થાપન કરવું. અને આ કામ જેટલું લંબાશે તેટલું જગતની પ્રજાઓ વચ્ચે અમારું સ્થાન પ્રાપ્ત કરવામાં અમારી મુશ્કેલી અત્યંત જ વધી જશે. . . . ."

ત્યાર પછીનું વર્ષ ૧૯૦૬નું આવ્યું. ગોખલે તાજા તાજા જ રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ થયા હતા. પ્રાથમિક શિક્ષણ વિષે તેમનું ધ્યેય હવે વધારે ચોકસ બન્યું હતું. આખા દેશમાં તે ફરજિયાત કરવું જોઈએ અને તે ખાતર શિક્ષણ મફત પણ આપવું

જોઈએ એમ તેમની પાકી માન્યતા બંધાઈ ચૂકી હતી. તે જ વર્ષની ધારાસભામાં તેમણે આ દિશામાં સૂચના મૂકી :

"જરૂર એ બાબતની છે કે સરકાર આ સંબંધમાં પોતાનું ધ્યેય બરાબર વિચારી લે અને પછી તે ધ્યેયને મૂર્તિમંત બનાવવા દૃઢ નિશ્ચય અને પૂર ઉત્સાહ સહિત મંડી પડે. તે દિશામાં પહેલામાં પહેલું પગલું એ છે કે આખા દેશની તમામ શાળાઓમાં પ્રાથમિક શિક્ષણ મફત કરી દેવું, અને તે તત્કાલ કરી શકાય એમ છે. દેશની પ્રાથમિક શાળાઓમાંથી મળેલી ફી ૧૯૦૧-૦૨ની સાલમાં કુલ ફક્ત ૩૦॥ લાખ રૂપિયા હતી. એટલે મફત કરવામાં એટલો બધો ભારે ભોગ આપવાનો નથી. . . ત્યાર પછી બીજું પગલું એ આવશે કે શરૂઆત દાખલ અમુક મોટાં શહેરોમાં છોકરાઓ માટે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવું. શિક્ષણમાં ફરજિયાતના તત્ત્વથી લોકોનાં મગજ જેમ જેમ ટેવાતાં જાય તેમ તેમ ફરજિયાતના અમલનો પ્રદેશ ધીમે ધીમે વધારતા જવું, અને એમ કરતાં કરતાં વીસ વર્ષ કે એવી જ કંઈક મુદતમાં આખા દેશની અંદર છોકરાઓ માટે તેમ જ છોકરીઓ માટે પ્રાથમિક શિક્ષણ મફત તેમ જ ફરજિયાત થઈ જશે."

ગોખલે સામા પક્ષની મુશ્કેલીઓનો હમેશાં સૂક્ષ્મ વિચાર કરતા. એવો વિચાર કરીને તેમણે પોતાની ફરજિયાતની સૂચનાને અનેક બંધનો મૂકીને ઘણી જ હળવી કરી હતી. તેના ઉપર એવી પણ ટીકા થઈ કે એવાં બંધનો સાથે તો સો વર્ષે પણ દેશમાં ફરજિયાતનું તત્ત્વ ફેલાશે નહિ. એમના બિલને માટે 'ગોખલેનું ઐચ્છિક ફરજિયાત બિલ' એવો વિચિત્ર શબ્દ-પ્રયોગ કરી લોકોએ મજાક ઉડાવી અને છતાં સરકારના કેળવણી ખાતાના સભ્યે તે વખતે આ સૂચના હસી કાઢી. તેણે કહ્યું :

"હું સમજું છું કે નાo ગોખલે આખા દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત કરવાની હિમાયત કરે છે. આ તો અમારા ઉપર ભારે મોટી વરદી થઈ! એ દૂરના શિખર પર ક્યારેક એક દિવસ ચડવાનું છે એટલું દૃષ્ટિમાં રાખી હાલ તરતનું કર્તવ્ય તો તળેટીનાં મેદાનોમાં મહેનત કરવાનું જ હોઈ શકે."

તે વખતે તો આ રીતે એમની સૂચનાને હસી કાઢવામાં આવી; પણ અંદરખાનેથી સરકાર લાજી, કારણ કે બીજે જ વર્ષે વડી સરકારે બધી પ્રાંતિક સરકારોને એ વિષયમાં પરિપત્રો લખ્યાં, અને ધારાસભામાં તેના મંત્રીએ આવું વાક્ય ઉચ્ચાર્યું:

"જાહેર નાણાંનો ઉપયોગ કરવા યોગ્ય જે જે વિષયો નાo સભ્યે (ગોખલેએ) દર્શાવ્યા છે તેમાંના દરેક વિષય પ્રત્યે મારી ઊંડામાં ઊંડી સહાનુભૂતિ છે. ખાસ કરીને પ્રાથમિક શિક્ષણ મફત કરી આખરમાં તેને ફરજિયાત પણ કરવાની તેમણે દરખાસ્ત કરી છે એ તો મને બહુ જ ગમી છે. મને આશા છે અને હું માનું છું કે એ પ્રકારની કંઈક મોટી યોજના વખત જતાં જરૂર અમલમાં મૂકવામાં આવશે."

ગોખલે સરકારનું આવું વલણ જોઈ ખુશી થયા અને તેમણે કહ્યું :

"હજુ માર્ચ માસમાં જ જેને 'ભારે મોટી વરદી' ગણી કાઢવામાં આવી હતી તે વરતુ નવેમ્બરમાં ઘણી જ વાજબી વરદી બની ગઈ છે ! . . . આ ઘટનામાંથી સાર એટલો જ લેવાનો છે કે હવેથી કેળવણીનું ખાતું કોઈ એવા જ સભ્યોના હાથમાં સોંપવું જોઈએ, જેમને તેમાં કંઈક ઉત્સાહ હોય. હવે સરકાર મફત પ્રાથમિક શિક્ષણ સુધી પહોંચી છે તો હું અંતઃકરણથી વિશ્વાસ રાખું છું કે તેને ફરજિયાત કરવાનું બીજું પગલું ભરવાને હવે વધુ વિલંબ કરવામાં નહિ આવે. જો શ્રીમંત ગાયકવાડને પ્રાથમિક શિક્ષણ પોતાના રાજ્યમાં ફરજિયાત કરવું વ્યવહારુ માલૂમ પડયું છે તો અંગ્રેજ સરકાર આ ઉદ્દેશ આડે આવતી મુશ્કેલીઓનો માર્ગ શા માટે કાઢી ન શકે તે હું સમજી શકતો નથી."

આગળ જતાં ધારાસભાના બંધારણમાં થોડો સુધારો થતાં ગોખલેને પોતાની લડતો માટે વધારે વખત અને વધારે તકો મળવા લાગ્યાં. ૧૯૧૦ની સાલમાં તેમણે વડી ધારાસભામાં પહેલી જ વાર એવો ઠરાવ મૂકયો કે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવાની દિશામાં પ્રારંભ કરવો અને વિગતો સૂચવવા એક કમિશન નીમવું. ગોખલેને અનેક દિશાએથી લડતો લડવાની હતી. આજ સુધી દરેક લડત ઉપર તેમને એકી સાથે બોલવું પડતું અને તેથી ટૂંકામાં પતાવી લીધે છૂટકો હતો. પણ હવે દરેક વિષય ઉપર તેમને સ્વતંત્ર ઠરાવ લાવવાની અને તેના ઉપર પેટ ભરીને દલીલ અને અપીલ કરવાની છૂટ મળી હતી. ત્યારથી એક પણ વર્ષ શિક્ષણના ઠરાવ આણ્યા વિનાનું તેમણે જવા દીધું નહિ. સને ૧૯૧૦, ૧૧ અને ૧૨ એ ત્રણે વર્ષ ઉપરાઉપરી તેમણે પોતાની લડત ઉત્સાહ અને આશા સહિત ચલાવી, અને વધુ જીવ્યા હોત તો સિદ્ધિ મળતાં સુધી ચાલુ રાખી હોત. આ ત્રણે વર્ષોનાં ભાષણોમાંથી થોડા થોડા ઉતારાઓ આપી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

## સને ૧૯૧૦ના ભાષણમાંથી

સરકાર પાસે પૈસા નથી એવું બહાનું બતાવી પોતાની દરખાસ્ત ઉડાવી ન દેવાની અપીલ કરતાં ગોખલેએ કેળવણીના ખર્ચ પૂરતી આવક વધારવાના અનેક રસ્તા સૂચવ્યા, અને છેલ્લે કહી નાખ્યું કે :

"છેલ્લા રસ્તા તરીકે હું આગળ જઈ એટલે સુધી કહું છું કે આમાંનો એકે રસ્તો ખપમાં ન જ આવે અને બધામાં જ નિષ્ફળ જઈએ, જોકે હું પોતે તેમ બનવું સંભવિત માનતો નથી, તો હું મીઠા ઉપર વધારાના ૮ આનાનો પક્ષ લેવાને પણ તૈયાર થઈશ. કારણકે મારા દેશનાં બાળકો અજ્ઞાન અને અંધકારમાં ઊછરે તે કરતાં — આજની જેમ તેમનાં જીવન નૈતિક તેમ જ આર્થિક કંગાલિયતમાં નાશ પામે તે કરતાં તો તેઓ જરા મોંઘું મીઠું ખાય એને હું મુકાબલે નાનું સંકટ ગણું છું.

હું સાફ દિલથી કબૂલ કરીશ કે આ ઠરાવ આજે પાસ જ થઈ જવાનો છે એવી આશાથી મેં તે રજૂ કર્યો જ નથી. આ સભાનું બંધારણ જ એવું છે કે કોઈ પણ બાબત ઉપર સરકારની કૃપાદૃષ્ટિ ઊતરે નહિ ત્યાં સુધી તે પસાર થવાની આશા જ નથી. તે સાથે હું એ પણ સ્વીકારું છું કે આવો ઠરાવ વિશેષ વિચાર કર્યા સિવાય સરકાર કબૂલ કરી લે એ પણ ઉચિત નથી . . . સરકાર ઠરાવ સ્વીકારી ન લે તેનું કાંઈ નહિ, પણ આ સવાલને સહાનુભૂતિ સાથે તપાસવાનું તો તે જરૂર કરી શકે છે. એટલું કરશે તોપણ હું સંતોષ માનીશ. બે વાનાં તો સરકાર ન જ કરે એમ ઇચ્છું છું. મફત અને ફરજિયાત શિક્ષણના સિદ્ધાંત સંબંધમાં તે આજે ચોક્કસ વિરોધી મત ન જ બાંધી બેસે એમ હું ઇચ્છું છું. બીજી આશા હું એ પણ રાખું છું કે આ યોજનાને પહોંચી વળવા જેટલા પૈસા સરકાર પાસે નથી એ બહાનું કાઢીને પણ તે આ સવાલ ઉડાવી નહિ દે. ઇચ્છા હોય તો બધા રસ્તા નીકળે છે. આ ફરજિયાત અને મફત પ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન એ આજે હિંદુસ્તાનનો પ્રધાન પ્રશ્ન છે. કરોડો બાળકો જીવનને સંસ્કારી બનાવતી કેળવણીના દ્વાર પર રાહ જોતાં બેઠેલાં છે તેમના કલ્યાણનો આ પ્રશ્ન ઉપર આધાર છે. . . . સાહેબ, આ મારા ઠરાવનો આજે જે ફેંસલો થવાનો હોય તે થાઓ, પણ હું માનું છું કે આ બાબતમાં આખરે તો અમારી જીત જ છે. આખી સભ્ય દુનિયામાં આજે ચાલી રહેલી નીતિ, અમારી આ સ્વાભાવિક અને ન્યાયસરની આશાઓ પ્રત્યેની અંગ્રેજી લોકમતની સહાનુભૂતિ, એ આશાઓ વાજબી હોવાની આપ નામદારની પણ વારંવારની કબૂલાત, આ સર્વ વસ્તુઓ અમારી તરફેણમાં

છે. આ પ્રશ્નમાં છેવટે સિદ્ધિ મળશે ત્યાં સુધી તે આ સભા સમક્ષ ફરી ફરીને આવ્યાં કરશે. હું આતુરતાથી આશા સેવું છું કે સરકાર જમાનાની જરૂરિયાતો પિછાણી વખતની સાથે કૂચ કરવામાં પાછી પડશે નહિ.”

## સને ૧૯૧૧ના ભાષણમાંથી

આ પ્રશ્ન ઉપર સરકાર ધ્યાન આપશે એવી ખાતરી મળતાં ગઈ સાલનો ઠરાવ ગોખલેએ પાછો ખેંચી લીધો હતો. વર્ષ દરમ્યાન એમની સૂચના પ્રમાણે કેળવણી ખાતું સ્થાપવામાં આવ્યું તેથી તેમણે સંતોષ વ્યક્ત કર્યો અને કહ્યું કે:

“વાતાવરણ ચારે તરફથી સહાનુભૂતિભર્યું જોઈ આ વિષયમાં આગળ પગલું સૂચવનાર ઠરાવ લાવવા માટે આ સમય ઘણો અનુકૂળ લાગે છે.”

દેશપરદેશનાં રાજ્યોનાં દૃષ્ટાંતો આપતાં આ વર્ષે તેમણે વડોદરાના પ્રયોગનો વિસ્તારથી ઉપયોગ કર્યો:

“હિંદુસ્તાનની અંદર પણ વડોદરાના મહારાજાએ કેળવણીની બાબતમાં ઉત્સાહ બતાવી એવો સુંદર દાખલો બેસાડ્યો છે કે તેઓ કાયમને માટે આ દેશની કૃતજ્ઞતાના અધિકારી રહેશે. તેમણે ફરજિયાત મફત શિક્ષણ આપવાનો પ્રથમ અખતરો આજથી ૧૮ વર્ષ પહેલાં પોતાના રાજ્યના અમરેલી મહાલનાં ૧૦ ગામોમાં શરૂ કરેલો. એ અખતરાનું કામ કેમ ચાલે છે તે ૮ વર્ષ સુધી જોયા પછી ૧૯૦૧માં તે આખા પ્રાંતને લાગુ પાડવામાં આવ્યો, અને આખરે ૧૯૦૬માં પ્રાથમિક શિક્ષણ આખા રાજ્યના ૬ થી ૧૨ વર્ષની ઉંમરના સર્વ છોકરાઓ માટે તથા ૬ થી ૧૦ વર્ષ વચ્ચેની સર્વ છોકરીઓ માટે મફત અને ફરજિયાત કરવામાં આવ્યું. છોકરીઓની ઉંમર પાછળથી વધારી ૬ થી ૧૧ વર્ષ કરવામાં આવી છે. રાજ્યના છેલ્લા બે શિક્ષણખાતાના રિપોર્ટોમાં આ કાયદાના અમલનું ઠીક વિસ્તારથી વર્ણન આપવામાં આવ્યું છે, અને તે બહુ જ રસ પડે તેવું વાચન છે. . . . ગાયકવાડી રાજ્યની પ્રજા એ નજીકની અંગ્રેજી હદની પ્રજાની જાતની જ છે, છતાં દરેક દિવસ જાય છે તેમાં ગાયકવાડીના લોકો નજીકના જિલ્લાઓના લોકોને વટીને આગળ વધ્યે જાય છે. . . . મારા મિત્ર ના૦ સર સાસૂન ડેવિડ કહે છે, ફરજ પાડવાનો સમય હજુ આવ્યો નથી. તો હવે સમય ક્યારે આવશે તે તેઓ આપણને કહેશે? સમય વડોદરા રાજ્યમાં કેમ અને શાથી આવ્યો અને અંગ્રેજીમાં જ ન આવ્યો તે એ આપણને કહેશે? સમય સિલોનની અંદર આવ્યો અને અંગ્રેજી હિંદુસ્તાનમાં જ કેમ નથી આવતો તે પણ તેઓ આપણને કહેશે? પેલા ફિલિપાઈન ટાપુની મ્યુનિસિપાલિટીઓ

ફરજિયાત કાયદો પોતાને ત્યાં લાગુ કરી શક્યાં છે તો આપણી મ્યુનિસિપાલિટીઓ જ કેમ કરી ન શકે તે પણ કહેશે? વખત હજુ આવ્યો નથી એટલું બોલી નાખો ને પછી બેસી રહો તો તો પછી તમારી સાથે દલીલમાં ઊતરવું જ અશક્ય છે. ના૦ બટલર મારી સરખામણીને જ કબૂલ કરવા નારાજ છે. તે કહે છે, બીજા દેશોની અને આ દેશની પરિસ્થિતિ ભિન્ન છે. વડોદરા રાજ્ય માટે તે દલીલ કરે છે કે ત્યાં તો એકસત્તાધારી રાજાનું રાજ્ય હોઈ તદ્દન જુદી જ પરિસ્થિતિ છે. આ ખરી દલીલ! પશ્ચિમનાં રાજ્યોની સરખામણી નહિ ચાલે, કેમ કે ત્યાં લોકસત્તા વર્તે છે! વડોદરાની સરખામણી નહિ ચાલે, કેમકે ત્યાં એકસત્તા વર્તે છે! એટલે મને લાગે છે, જ્યાં સુધી હું કોઈ નોકરશાહીથી ચાલતા રાજ્યની સરખામણી ન લઈ આવું ત્યાં સુધી આ સભ્ય સાહેબને સંતોષ થવાનો નથી! અને હિંદુસ્તાનની ઢબે નોકરશાહીથી ચાલતો દેશ જગતમાં બીજો છે જ નહિ, એટલે તેવી સરખામણી માગવાનો આગ્રહ રાખવામાં એ સંપૂર્ણ સલામત છે, અને છેવટે મારે પણ હાર કબૂલ કરી બેસી જવું રહ્યું! . . .

હવે સરકારને હું આટલો જ પ્રશ્ન પૂછવા માગું છું. શું તમારે વડોદરાની પાછળ રહી જવું છે? વડોદરામાં ફરજિયાત મફત શિક્ષણનો કાયદો ચાલતો હોય, અને આપણે ત્યાં ન હોય — એ સ્થિતિ જેટલા દિવસ વર્તી રહી છે તેટલા દિવસ એક મોટો પુરાવો તમારી વિરુદ્ધનો ખડકાયાં જ કરી રહ્યો છે, અને મને પાકી ખાતરી છે કે સરકારનો આત્મા આ સવાલ સંબંધમાં જાગૃત થતાં બહુ વર્ષ નહિ જ જાય. ચાલુ સ્થિતિના બચાવમાં તમે ભલે આજે ફાવે તેવી દલીલ કરો, પણ વડોદરાની પાછળ તો તમારાથી ન જ રહેવાય એ તમે વહેલા મોડા સ્વીકારવાના જ છો. એટલે મને શ્રદ્ધા છે કે ફરજિયાત કેળવણીનો પ્રશ્ન એ હવે સમય પાકવાની જ રાહ જોતો પડ્યો છે.”

## સને ૧૯૧૨ના ભાષણમાંથી

આ વર્ષના ઠરાવના સમર્થનમાં ગોખલેએ એક બીજા દેશી રાજ્ય સાંગલીનું ઉદાહરણ વર્ણવ્યું:

“આજે હું એક બીજો દાખલો આપવાનો છું. ગયે વર્ષે મારી પાસે પૂરી ચોકસ માહિતી આવેલી ન હોવાથી હું તે દાખલો આપી શક્યો નહોતો. એક બીજા દેશી રાજ્યમાં મફત ફરજિયાત શિક્ષણનો પ્રયોગ તાજેતરમાં જ ઘણી સફળતાપૂર્વક કરવામાં આવ્યો છે એનો આ એક રસિક દાખલો છે. એ રાજ્ય પણ મુંબઈ ઇલાકામાં જ આવેલું છે, અને પ્રયોગ મુંબઈ સરકારની આંખ નીચે જ ચાલ્યો છે. વળી તે પ્રયોગ રાજાએ જાતે

નહિ પણ રાજાની સગીર વય દરમ્યાન અંગ્રેજ સરકારે ઍડમિનિસ્ટ્રેટર તરીકે નીમેલા એક અંગ્રેજ અમલદારે કરેલો છે. હું સાંગલીનું રાજ્ય કહેવા માગું છું. આ સંસ્થાનમાં બે લાખથી કંઈક વધુ વસ્તી છે. ત્યાંનો ઍડમિનિસ્ટ્રેટર કૅપ્ટન બર્ક જે ત્યાં છ સાત વર્ષ રહ્યો હતો તેણે જોયું કે રાજ્યમાં શાળાઓની સરાસરી હાજરી બહુ જ ઓછી રહેતી હતી — વસ્તીના બે ટકા જેટલી જ. ૧૯૦૭ની આખરમાં તેણે એક હુકમ કાઢી આખા રાજ્યની અંદર પ્રાથમિક શિક્ષણ અમુક શરતો નીચે ફરજિયાત અને મફત કર્યું. પણ આ પગલાનો આરંભ તેણે બીજી જ રીતે કર્યો હતો. તેણે શરૂઆતમાં નિશ્ચય કર્યો કે કુલ વસ્તીના ૪ ટકા — અંગ્રેજીમાં ૨ ટકા છે તેનાથી બમણા — શાળાઓમાં આવવા જોઈએ. તેણે ૪૦૦થી વધારે વસ્તીના દરેક ગામમાં શાળાઓ ઉઘડાવી. તેણે ગામ અમલદારો પર હુકમ કાઢ્યો કે જે ગામમાં ૪ ટકાથી વધારે હાજરી હોય ત્યાં ફરજિયાતનો કાયદો લાગુ ન પાડવો, પણ જો ૪ ટકાથી ઓછી હાજરી હોય તો લાગુ પાડવો, અને તે છોકરાઓ ઉપર જ નહિ પણ છોકરીઓ ઉપર પણ. છોકરાઓ માટે વયમર્યાદા ૭થી ૧૨ની રાખી અને છોકરીઓ માટે ૭થી ૧૦ વર્ષની. ૪ ટકા હાજરી રખાવવાની જવાબદારી ગામપટેલ ઉપર નાખવામાં આવી, બરાબર અમલ થાય છે કે નહિ તેના ઉપર કેળવણી ખાતાએ કાળજીભરી નજર રાખવા માંડી. શાળાઓની હાજરી ૧૯૦૭માં ૫૦૦૦ની હતી તે આ હુકમને પરિણામે ૧૯૧૦માં ૧૦,૦૦૦ છોકરાંઓની થઈ. આ સુંદર પરિણામયુક્ત પ્રયોગ ચાલી રહ્યો હતો તે દરમ્યાન રાજ્ય બહાર કોઈને તેની ખબર પણ પડી નથી. ફરજિયાત કાયદો દાખલ કરતાં લોકોમાં ખળભળાટ થવાની જેઓ બૂમ પાડે છે, તોફાન થવાની આગાહી કરે છે તેઓના લક્ષ પર હું આ વાત લાવું છું કે સાંગલી રાજ્યનો પ્રયોગ પછાતમાં પછાત કોમમાં થયો છે; અને બીજું, પ્રયોગ દેશી રાજાને પોતાને હાથે નહિ પણ એક અંગ્રેજ અધિકારીને હાથે થયો છે. તેથી મારો અભિપ્રાય છે કે આપણે અંગ્રેજી હદમાં પણ ફરજિયાત કાયદો દાખલ કરીએ તો લાભ જ થશે.

* * *

કેટલાક શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિથી કહે છે કે આજકાલ પ્રાથમિક શાળાઓમાં જે જાતનું શિક્ષણ અપાઈ રહ્યું છે તે એવું નકામું છે કે તેનો ફેલાવો થાય એ અનિષ્ટ છે. એવી શાળાઓમાં ઘણાખરા શિક્ષકો ટ્રેઈન થયેલા હોતા નથી, શાળાનાં મકાનો પણ છોકરાંઓને બેસાડવાને લાયક હોતાં નથી, તેથી આ ખામીઓ દૂર થતાં સુધી, ટ્રેઈન થયેલ શિક્ષકો અને શાળાનાં સારાં મકાનો મળતાં સુધી, વિસ્તાર વધારવાનો પ્રશ્ન થોભાવવો જોઈએ. સાહેબ, આવા વાંધા આણનારાઓ વિશાળ

લોકશિક્ષણનો મૂળ હેતુ જ સમજતા નથી. તેનો હેતુ દેશમાંથી નિરક્ષરતાને હાંકી કાઢવાનો છે. શિક્ષણના ગુણનો પ્રશ્ન મહત્ત્વનો જરૂર છે, પણ તેનો વિચાર દેશમાંથી નિરક્ષરતા નાબૂદ થયા બાદ જ થઈ શકે. હવે હેતુ આવો હોવાથી હાલ તુરત વાચન લેખન અને ગણિતનો સાદો અભ્યાસક્રમ શીખવી શકે તેવા શિક્ષકો અને ગામડાંમાં લોકો જેવાં ઘર ભાડે કે ભેટ તરીકે શાળા ખાતાને આપે તેનાથી કામ નભાવવું રહ્યું. જાપાનમાં એ લોકોએ ફરજિયાત કાયદો શરૂ કર્યો ત્યારે લોકોનાં ઘરોના ઓટલાઓ ઉપર શાળાઓ બેસાડતા. હું ધારું છું કે જે કરતાં જાપાનની આબરૂ ગઈ નહિ તે કરતાં આ દેશની પણ આબરૂ નહિ જાય. ટ્રેઇન્ડ થયેલા શિક્ષકો તથા સારાં મકાનોની કિંમત હું ઓછી આંકું છું એમ આનો અર્થ નથી. હું એટલું જ કહું છું કે આ ખામીઓ દૂર થાય ત્યાં સુધી નિરક્ષરતાને દેશનિકાલ કરવાનો પ્રશ્ન બાજુએ મૂકવો ન જોઈએ. તે સુધારાનું કામ પણ આપણે જરૂર હાથમાં લઈએ, અને દેશમાં સારા શિક્ષકોને સારાં મકાનો દિવસે દિવસે વધારતા જઈએ.

* * *

શિક્ષણને દેશવ્યાપી કર્યું એટલે અમારાં બધાં જ દુઃખો દૂર થઈ જવાનાં અથવા અમે એકદમ પૃથ્વીમાંથી સ્વર્ગમાં જઈ પડવાના એમ માની લેવા જેવો ભોળો તો કોઈ નથી. શિક્ષણ ફેલાશે છતાં સ્ત્રીઓ અને પુરુષોને પોતાની અપૂર્ણતાઓ સાથે ઝૂઝવાનું તો ચાલુ જ રહેવાનું છે. જીવનમાં અન્યાય અને સંકટ, મતલબીપણું ને તકરારો એ તો ત્યારેય રહેવાનાં જ. નિરક્ષરતા દૂર થઈ એટલે કંઈ દારિદ્રય આપમેળે જવાનું નથી, કે દેશભક્તો કે દયાધર્મીઓ માટે કાર્યક્ષેત્ર મટી જવાનું નથી. પણ એટલું થશે કે કેળવણીનો દેશવ્યાપી ફેલાવો થતાં દેશના લોકોને જીવનમાં આગળ વધવાની વધારે તકો મળશે. દેશની ઉન્નતિ માટે સમાજસુધારો, નીતિ, આર્થિક પ્રગતિ વગેરે અર્થે જે કંઈ પ્રયત્ન બિનસરકારી કે સરકારી કરવામાં આવે તે બધા કેળવણીનો ફેલાવો થયો હશે તો સફળ થવાની વધારે આશા રહેશે, અને સાહેબ, હું માનું છું કે કેળવણીનો ફેલાવો થવાથી લોકોમાં સિદ્ધાંત વિનાના અને વ્યાજખાઉ લોકોની ચૂસમાંથી બચવાની તેમ જ નાના નાના સરકારી અમલદારોના જુલમોમાંથી બચવાની પણ શક્તિ વધશે. સાહેબ! વિચાર કરો, કે જ્યાં અમારી ૯૪ ટકા પ્રજા અજ્ઞાનમાં ડૂબેલી હોય ત્યાં આરોગ્ય કે કરકસરના સિદ્ધાંતો તેમને કેવી રીતે સમજાવી શકાય? તેમ કામદાર વર્ગમાં કુશળતા પણ ક્યાંથી આવે? જ્યાં ૯૪ ટકા લોકને વાંચતાં કે લખતાં આવડતું ન હોય ત્યાં વહેમની બદી સામે અમે કેવી રીતે લડી શકીએ? દેશજીવનનું ધોરણ કેવી રીતે ચઢાવી શકીએ? સાહેબ,

નામદાર શહેનશાહે કલકત્તા છોડતાં પહેલાં આ દેશની પ્રજાને આશાનો સંદેશો આપેલો તેના શબ્દો યાદ કરો—"અને મારી એ પણ ઇચ્છા છે કે મારી હિંદી પ્રજાનાં ઘરો કેળવણીના ફેલાવાથી અને તેની પાછળ વિચારમાં, સુખમાં ને આરોગ્યમાં જે ઊંચું ધોરણ સ્વાભાવિક રીતે આવે તેનાથી ઊજળાં થાઓ, તેમનાં કઠણ જીવનમાં રસ રેડાઓ." આથી ઉમદા વચનો કોણે સંભળાવ્યાં હતાં? અમે હવે શું એવી આશા ન રાખીએ કે શહેનશાહના નોકરો આ વચનો સદા પોતાની નજર સામે રાખે અને તે વચનોથી તેમને માથે આવી પડેલી જવાબદારી સારી રીતે પાર પાડે? જાપાનના લોકો જેમ પોતાના રાજાનું ૧૮૭૨નું ફરમાન સદા કૃતજ્ઞ બુદ્ધિથી યાદ કરે છે તેમ આ દેશના લોકો પણ પોતાના રાજાનું વચન યાદ કરે એમ શું એમના નોકરોએ વર્તવું ન જોઈએ?

પણ સાહેબ, હું જાણું છું કે આજ દિનનો સૂરજ ડૂબે તે પહેલાં મારા આ બિલને ડુબાડી દેવામાં આવ્યું હશે. હું તેની તકરાર કરતો નથી. હું તો નિરાશ પણ થવાનો નથી. . . હું હમેશાં માનતો આવ્યો છું અને તેમ ઘણી વાર બોલ્યો પણ છું કે અમે આ યુગના લોકો અમારા દેશની સેવા અમારી નિષ્ફળતા દ્વારા જ કરવાની આશા રાખી શકીએ. પોતાની સફળતાથી દેશસેવા કરનાર ભાગ્યવંતાં નરનારીઓ તો ભવિષ્યમાં પેદા થશે. દેશની આગેકૂચમાં અમારે ભાગે જે સ્થાન આવ્યું છે તેનાથી અમારે સંતોષ માનવો રહ્યો. આજે ગબડાવી પાડવામાં આવેલું આ બિલ પાછું ઊભું થશે. પડી પડીને ફરી ઊભું થશે, પણ અંતમાં એક સફળ બિલ પોતાની જાતનાં જ મુડદાંઓ ઉપર પગલાં માંડતું ખડું થશે, અને આખા દેશભરમાં જ્ઞાનનો પ્રકાશ વિસ્તારશે. બનવા જોગ છે કે આ આશા કદી સિદ્ધ ન થાય, એ પણ બનવા જોગ છે કે અમારા પ્રયત્નોથી અમારા હૃદયમાં વસતા મહાન ધ્યેયની સિદ્ધિમાં આડકતરી પણ મદદ ન થાય, અમારા પ્રયત્નો કેવળ સમુદ્રતટની રેતીમાં હળ હાંકવા સમાન નિષ્ફળ જાય. ભલે અમારાં કર્મનું જે ફળ થવાનું હોય તે થાઓ છતાં એક બાબત તો સ્પષ્ટ છે—અમારું પોતાનું કર્તવ્ય અમે બજાવી છૂટયા, એટલા આત્મસંતોષના તો અમે અધિકારી થઈશું. અને જ્યાં ધર્મનો માર્ગ સ્પષ્ટ દેખાતો હોય ત્યાં તો કર્મ કરતે નિષ્ફળતાને વરવું એ અકર્મના કરતાં શ્રેષ્ઠ જ છે."

પોતાનાં અનેક આદરેલાં અધૂરાં મૂકી ગોખલે ચાલી ગયા તેમાં આ મહાન લડત પણ અધૂરી રહી. તેમની પાછળ તેમના જ શિષ્ય શ્રી. પરાંજપ્યેએ તેમ જ આપણા સ્વ. વિઠ્ઠલભાઈ પટેલે આ લડત ચાલુ રાખી હતી. છતાં આજે પણ ગોખલેની આશા અપૂર્ણ જ રહી છે.

# મીઠાવેરાની લડત

ગોખલે જાહેર જીવનમાં તાજા તાજા ઊતર્યા હતા ત્યારથી મીઠાવેરાનો પ્રશ્ન તેમની હડફેટમાં આવી ચડ્યો. રાષ્ટ્રીય મહાસભા તેની શરૂઆતની કારકિર્દીથી આ ગરીબ લોકોના મીઠા ઉપરના વેરા સામે વર્ષોવર્ષ પોકાર કરતી હતી. ગોખલે નવા નવા મહાસભામાં આવ્યા હતા. તેમને તેના માંચડા ઉપર ભાષણ કરવાની તક આપવાની હતી. તેમને માટે મીઠાવેરાના ઠરાવને ટેકો આપવાનું ગોઠવવામાં આવ્યું. આ ફરજને અંગે ગોખલેને એ વેરાના આગલા પાછલા ઇતિહાસનો અભ્યાસ કરવાની તક મળી. ત્યારથી એમનું હૃદય એ વેરાના ઘોર અન્યાયથી ઘવાયું. તેમણે આંકડાઓના અભ્યાસમાંથી જાણ્યું કે કરને લીધે મીઠું મોંઘું થયું ત્યારથી હિંદની રંક પ્રજા એ જીવનરસનો વપરાશ તેટલા પ્રમાણમાં ઓછો કરવા લાગી છે. તે મહાસભાનું તેમનું ભાષણ તો દસ જ મિનિટનું ટૂંકું હતું, પણ તેટલામાં તેમણે આ અન્યાયને ઠીક ઉઘાડો પાડ્યો. મહાસભાના અગ્રેસરોનું લક્ષ તેમણે એ ભાષણથી અન્યાય તરફ તેમ જ પોતાની શક્તિ તરફ સારી રીતે વેધ્યું. તે વખતથી મીઠાવેરો જિંદગીમાં કદી ગોખલેની દૃષ્ટિથી દૂર થયો નહિ. અને આગળ જતાં જ્યારે ગોખલે વડી ધારાસભામાં બેસવા લાગ્યા ત્યારે દર વર્ષે સરકારના અંદાજપત્ર ઉપર ટીકા કરતાં મીઠાવેરા ઉપર તે અચૂક પ્રહારો કરતા. સરકારનાં ખર્ચોમાં પ્રહાર

કરવા જેવા મુદ્દાઓ તો પાર વિનાના હતા, અને એકે મુદ્દો ગોખલેના સપાટામાંથી છટકવા પામતો નહિ, પરંતુ ઘણુંખરું ગોખલેનું ભાષણ દર વર્ષે મીઠાવેરા પરની ટીકાથી જ શરૂ થતું.

તે વખતે સરકારના અધિકારીઓને લોકનેતાઓની ટીકાઓ સાંભળવાની ટેવ નહોતી તેથી તેઓ ગોખલેની ટીકાઓથી ગુસ્સે થતા અથવા તેમની મજાક ઉડાવતા. છતાં એ પ્રહાર છેક વૃથા જતા નહોતા. મોઢે તો મજાક ઉડાવી લેવામાં આવતી, પણ બીજે વર્ષે અંદાજપત્રમાં એ વેરાનો આંકડો મૂકતી વખતે ગોખલેનાં વચનો તેમને સાંભરી આવતાં અને તેથી એ વેરામાં કંઈ ને કંઈ ઘટાડો * પણ કરવામાં આવતો.

હવે આપણે વડી ધારાસભામાં વર્ષોવર્ષ ગોખલેએ મીઠાવેરા સામે કેવી લડત કરી — એક જ વિષયને દર વર્ષે કેવો નવો કરીને રજૂ કર્યો એ જોઈશું અને તેમની છટાદાર મીઠી વાણીનો ઉપભોગ કરીશું.

## ૧૯૦૨ના ભાષણમાંથી

" મીઠાવેરો ઘટાડવાની જરૂર સંબંધમાં હું નથી ધારતો કે ચાલુ આકરા વેરાથી દેશના ગરીબમાં ગરીબ વર્ગ ઉપર કેવું સંકટ આવી પડયું છે તે સાબિત કરવા કોઈને લાંબું ભાષણ કરવું પડે. લોકોનું આ બાબતનું સંકટ સરકારે પોતે વારંવાર કબૂલ કરેલું છે. પરંતુ આજકાલ આપણા લોકોને ટૂંકા યાદશક્તિનો રોગ લાગુ પડેલો હોવાથી સરકારના જવાબદાર માણસોએ આ સંબંધમાં કાઢેલાં વચનો ફરીથી યાદ આપવાં ઉપયોગી થઈ પડશે. ૧૮૮૮માં આ વેરો વધાર્યો ત્યારે નાણાપ્રધાન મિ. જેમ્સ વેસ્ટલૅંડ બોલેલા :

'સરકારને અત્યંત દિલગીરીની સાથે આ વર્ષે ફરી પાછો મીઠાવેરો વધારવાના માર્ગનો આશરો લેવો પડે છે.'

હિંદી વજીર લૉર્ડ ક્રૉસે પણ લખેલું છે : 'દેશના ગરીબમાં ગરીબ વર્ગ ઉપર તેમના જીવનની મુખ્ય જરૂરિયાત ઉપર કરનું ભારણ નાખવું પડે એ મને પોતાને અત્યંત દુઃખનું કારણ છે. આમાં ન્યાય અને યોગ્યતાનો સામાન્ય વિચાર બાજુએ મૂકીએ તોપણ મીઠાવેરો હિંદુસ્તાનમાં હલકામાં હલકો રાખવો જોઈએ એનાં બીજાં પણ વજનદાર

---

* ૧૯૦૨માં આ વેરો બંગાળી મણે રૂ. ૨ાા હતો, તે ૧૯૦૩માં રૂ. ૨, ૧૯૦૫માં રૂ. ૧ાા અને ૧૯૦૭માં રૂ. ૧ થયો હતો.

કારણો છે. ૧૮૭૭માં સરકારે જાહેર કરેલી નીતિ એવી હતી કે, પ્રજાને સસ્તામાં સસ્તું મીઠું મળે અને તેઓ ખાવું હોય તેટલું મીઠું કોઈ પણ જાતની મર્યાદા વિના ખાઈ શકે. તે વખતે માન્યતા એવી હતી કે, એમાં પ્રજા તથા સરકારી આવક એ બન્નેનાં હિત સાથે સંકળાયેલાં હોવાથી, મીઠાવેરો ઓછામાં ઓછો રાખી તેની ખપત વધવાને ઉત્તેજન આપવું. એ નીતિને આજ સુધી સુંદર યશ મળેલો છે. વેરો ખૂબ ઘટચો હતો તે મુદતમાં મીઠાની ખપત સારી પેઠે વધી ગઈ હતી. અને ૧૮૭૭માં આવી નીતિ દાખલ થયા પછી પહેલાંના કરતાં આવક પણ વધી છે. આ જ રીતે જો મીઠાવેરો ચઢાવી ખપતને રોકવામાં ન આવે તો હજુ મીઠાનો ઉપાડ વધતો જશે એ વિષે શંકા રાખવાનું કારણ હું જોતો નથી.'

સરકારનાં પોતાનાં માણસોના આવા વિચારો જાહેર થયેલા હોવા છતાં, આ પ્રસંગે સરકારે મીઠાવેરામાં ઠીકઠીક ઘટાડો કરવાની તક લીધી નથી, એ ખરેખર અત્યંત દિલગીરીભરી અને નિરાશ બનાવનારી બાબત છે. પ્રો. ફૉસેટે ખરું જ કહ્યું છે કે, 'મીઠું એ તો શ્વાસ લેવાની હવા અથવા પીવાના પાણી જેટલું સૌને માટે ખુલ્લું હોવું જોઈએ.'

છેલ્લાં ૧૪ વર્ષોમાં મીઠાની ખપત એટલી ને એટલી રહી છે. આ દેશની વસ્તી વધતી જાય છે તેના પ્રમાણમાં મીઠાની વપરાશ વધતી નથી. ૧૮૮૨માં મીઠાવેરો ઘટાડ્યો તે પછીનાં ૪ વર્ષોમાં મીઠાનું વેચાણ ૧૮ ટકા વધી ગયું હતું. વળી પ્રજાએ તંદુરસ્તી જાળવવા માટે જેટલા પ્રમાણમાં મીઠું ખાવું જોઈએ તેટલું તેને મળતું નથી."

## ૧૯૦૩ના ભાષણમાંથી

[મીઠાવેરો બંગાળી મણ ઉપર રૂ. ૨॥ હતો તે વળતા જ વર્ષમાં ઘટાડીને રૂ. ૨ કરવામાં આવ્યો.]

"મીઠાનો કર ઘટાડવાનું પગલું સરકારે આ વર્ષે લીધું તે માટે હું માનપૂર્વક તેને અભિનંદન આપવા ઇચ્છું છું. આ દેશનો લોકમત તો વર્ષોથી આ સુધારા માટે દબાણ કરતો રહ્યો છે. અમારી રાષ્ટ્રીય મહાસભા પણ દર વર્ષે આ વેરો ઘટાડવાની માગણી કરતી જ રહી છે. કેટલાકોએ એવી ટીકા કરી છે કે, મીઠાવેરો ઘટાડવાથી સામાન્ય જનતાને કશો લાભ પહોંચવાનો નથી, કેટલાક નાના વેપારીઓ અને દલાલો જ માત્ર ફાવી જશે. આવી ટીકા સાંભળી મને નવાઈ લાગે છે. એ લોકોને બજારની હરીફાઈની અસર વિષે ખ્યાલ જણાતો નથી, એટલું જ નહિ પણ છેલ્લાં ૨૦ વર્ષોના મીઠાની ખપતના આંકડાઓ પરથી મળતો બોધ પણ તેઓ ગ્રહણ કરતા નથી. એ ખપતના આંકડાઓ તપાસીએ તો માલૂમ પડે છે

કે ૧૮૮૨માં મીઠાવેરો ઘટ્યો તે પછીનાં પાંચ વર્ષમાં મીઠું ૨.૮૩,૭૦,૦૦૦ મણનું વધીને ૩.૩૭,૧૦,૦૦૦ મણ ઊપડવા માંડ્યું. એટલે કે ૫૩,૪૦,૦૦૦ મણનો અથવા પૂરો ૧૮ ટકાનો વધારો થઈ ગયો. ૧૮૮૭–૮૮માં મીઠાવેરો રૂ. ૨ નો વધારી રૂ. ૨॥ કરવામાં આવ્યો ત્યારે મીઠાનો ઉપાડ ઘટવા માંડ્યો. . . . સાહેબ, મને વિશ્વાસ છે કે ભૂતકાળમાં થયું હતું તે જ ભવિષ્યમાં પણ થશે, અને નાણાપ્રધાન થોડા જ વખતમાં જાહેર કરી શકશે કે મીઠાનો ઉપાડ પાછો ધીમે ધીમે વધવા લાગ્યો છે. મીઠાવેરો ઘટાડવાથી સરકારી ઊપજમાં થોડો ઘટાડો થયો છે તે કામચલાઉ ઘટાડો જ રહેશે. થોડાં વર્ષોની અંદર જ મીઠાની વપરાશ વધવાને પરિણામે આવક સરખેસરખી આવી રહેશે. . . .

હું વિશ્વાસ રાખું છું કે નજીકના ભવિષ્યમાં હજુ પણ વધારે ઘટાડો તે કરી શકશે, કારણ કે લૉર્ડ લૉરન્સના વખતમાં એક માણસ ૧૨ રતલ મીઠું ખાતો તે આજે માત્ર ૧૦ રતલ જ ખાઈ શકે છે, જ્યારે વિદ્વાન દાક્તરોનો મત એવો છે કે શરીરની તંદુરસ્તીને ખાતર દરેક જણે ૨૦ રતલ મીઠું તો ખાવું જ જોઈએ.''

## ૧૯૦૪ના ભાષણમાંથી

''દેશની ગરીબ પ્રજાને આપવાની રાહત સંબંધી મારી બીજી સૂચના એ છે કે મીઠાવેરામાંથી બીજા આઠ આના કાપવા. ગયે વર્ષે આઠ આનાનો ઘટાડો કરવામાં આવેલો તે આખા દેશમાં કૃતજ્ઞતાથી વધાવવામાં આવ્યો હતો. આ ઘટાડો હજુ થોડો વધારે કરવામાં આવે તો કંઈ અડચણ પડે એવું નથી. મીઠાવેરાનો પ્રશ્ન આ દેશમાં ગરીબોનો પ્રશ્ન છે. કારણ કે મીઠું મોંઘું હોય તો ઓછું ખાવું અને સસ્તું થાય તો વધારે ખાવું એવું દેશના થોડા શ્રીમંતોમાં નહિ પરંતુ કરોડો ગરીબોમાં જ બને છે. તેથી આ વિષયમાં ઉત્તમમાં ઉત્તમ રાજનીતિ એ જ હોઈ શકે કે કર ઉત્તરોત્તર ઘટાડી મીઠાનો વાપર વધવાને ઉત્તેજન આપવું અને વધેલા વાપરને પરિણામે સરકારી આવક વધારે લેવી.

આ વિષયમાં હું એક બીજી બાબત પણ સરકારના ધ્યાન પર લાવવા માગું છું. હિંદુસ્તાનમાં મીઠું બનાવવાનો ઉદ્યોગ સરકારના સખ્ત જાપતામાં રાખેલો છે — વહેવારમાં તે સરકારનો ઇજારો જ છે. અને એ ઇજારાનો અમલ કરવામાં એવાં બંધનો નાંખવામાં આવ્યાં છે કે તેને લીધે આ ઉદ્યોગનો ત્રીજો હિસ્સો પરદેશી વેપારીઓના હાથમાં જઈ પડ્યો છે. દેશના કાંઠા ભાગોમાં સંખ્યાબંધ નાના નાના અગરો પહેલાં હતા તે બધા નાબૂદ કરી થોડી ચોકસ જગ્યાઓએ જ મીઠું બનાવવાની છૂટ રાખવામાં આવી છે, એવા હેતુથી કે સરકાર તેના ઉપર સખ્ત

અંકુશ રાખી શકે. ફળ એ આવ્યું છે કે મીઠું બનાવવા ઉપર મર્યાદા મુકાઈ છે. આ દેશમાં માઈલોબંધ દરિયાકાંઠો પડેલો છે, અને મીઠાની ખાણો પણ ઘણી છે. દેશને જોઈતું જરીએ જરી મીઠું આપણે બનાવી શકીએ તેમ છે. છતાં અત્યારની નીતિના પરિણામે દેશની કુલ જરૂરિયાતમાંથી ત્રીજા ભાગનું મીઠું પરદેશોમાંથી આવે છે. ઇંગ્લંડ, જર્મની, લાલ સમુદ્ર, અને ઈરાની અખાતનાં બંદરો વગેરે ઠેકાણેથી ૧૯૦૧-૦૨ માં ૫,૧૬,૨૦૦ ટન મીઠું હિંદમાં આયાત થયું હતું. . . . મારું નમ્ર નિવેદન છે કે મીઠા જેવી એક દૈનિક હાજતની વસ્તુમાં, તે આ દેશના ચાર ખૂણામાં જોઈએ તેટલી પડેલી હોવા છતાં, અમને દિનપ્રતિદિન પરદેશોના વધારે ને વધારે પ્રમાણમાં આશ્રિત થવાની ફરજ ન પાડવી જોઈએ."

## ૧૯૦૫ના ભાષણમાંથી

(આ વર્ષે મીઠાનો કર મણે રૂ. ૧॥ કરવામાં આવ્યો હતો.)

"મીઠાવેરામાં મણે આઠ આનાનો વધારાનો કાપ મૂકવામાં આવ્યો છે તેને હું અંતઃકરણથી વધાવી લઉં છું. માન્ય સભાસદ કહે છે કે છેલ્લી પા સદીમાં આ કર આટલો હળવો ક્યારેય નહોતો એ દાવો સાવ સાચો છે. ગયે વર્ષે આ રાહતની માગણી મેં કરી હતી ત્યારે તે વખતના નાણાપ્રધાન સર એડવર્ડ લૉ જવાબમાં આટલી અંગત ટીકા જ કરી શક્યા હતા કે, એક મોટું ટોળું એવું છે કે જે હમેશાં સરકારી તિજોરીના બારણા આગળ આવીને 'આપો આપો' એવા પોકાર કર્યા જ કરે છે, અને હું એ ટોળા પૈકીનો છું! તેથી એક વર્ષથી પણ ટૂંકા મુદતની અંદર સરકારને આ ઘટાડો કરવાનું ડહાપણ સૂઝ્યું તે જોઈ મને આનંદ ઊપજે છે, અને મને શ્રદ્ધા છે કે આથી મીઠાની વપરાશ વધી જશે અને આ ઘટાડાથી તિજોરીમાં જનારી ખોટ પુરાઈ જતાં અને સરકારે લીધેલા પગલામાં ડહાપણ જ છે એમ દેખાઈ આવતાં લાંબી વાર લાગશે નહિ. બે વર્ષ ઉપર મીઠાવેરો મણે રૂ. ૨॥ માંથી ઘટાડી રૂ. ૨ નો કરવામાં આવેલો તે વખતે, આ ઘટાડાનો લાભ ગરીબ વર્ગને ન પહોંચતાં વચ્ચેના વેપારીઓ જ તે ખાઈ જશે, એવી ભીતિ કેટલાકોએ દર્શાવી હતી. આ ભીતિ પાયા વિનાની છે એમ અમે ઘણા તો ત્યારે પણ માનતા હતા, અને આટલા સમયમાં મીઠાની વપરાશ વધી છે તે જોતાં હવે એ લોકોની ભીતિ અમસ્થી જ હતી એમ પુરવાર થયું છે. મીઠાની વપરાશમાં હજુ પણ સારી પેઠે વધારો થવાને અવકાશ છે તેનો બ્રહ્મદેશની સ્થિતિ ઉપરથી પુરાવો મળી રહે છે. ત્યાં મીઠાવેરો મણે રૂ. ૧ છે અને મીઠાની વપરાશ માથાદીઠ ૧૭ રતલ છે. જ્યારે

આપણા દેશમાં, જ્યાં વેરો રૂા. ૨ થી ૨ાા રહેલો છે, ત્યાં માથાદીઠ વપરાશ ફક્ત ૧૦ રતલ છે.

વેરાનો દર આટલો ઓછો થયો છતાં તે મૂળ માલની પડતર કિંમતના ૧૬૦૦ ટકા જેટલો છે. એક મણ મીઠું બનાવવાની પડતર કિંમત ફક્ત દોઢ આનો જ આવે છે. જિંદગીની એક પ્રધાન જરૂરિયાત ઉપર આ કર અત્યંત ભારે ગણવો જોઈએ. પ્રો. ફૉસેટના શબ્દોમાં; 'મીઠું તો હવા અને પીવાના પાણી જેટલું સૌને માટે ખુલ્લું હોવું જોઈએ.' તેથી હું આતુરતાથી આશા રાખું છું કે સરકાર આ વેરો હજુ પણ વધારે ઘટાડવાની તક લેશે."

## ૧૯૦૬ના ભાષણમાંથી

ના૦ નાણાપ્રધાને મીઠાવેરો ઘટાડવાને લીધે તેની ખપત કેવી વધી છે તે દર્શાવનારાં વચનો લખ્યાં છે તે સાંભળી મને ખાસ હર્ષ થાય છે. એક જમાનો એવો હતો, અને તેને બહુ વરસ થયાં નથી, જ્યારે આ ધારાસભામાં તેમ જ બહાર લોકોમાં એવું માનવાની એક ફૅશન પડી ગઈ હતી કે મીઠાવેરાથી ગરીબ વર્ગ ઉપર બોજો પડે છે તે પ્રમાણમાં હળવો જ છે. અને આ વેરાની અસરથી લોકો ઓછું મીઠું ખાતા થાય છે એ કોઈ માનતું નહિ. ભવિષ્યમાં કોઈ દિવસ કોઈ પણ કારણે કદાચ સરકારને આ કર ફરીથી વધારવાની જરૂર ઊભી થાય તો તે વખતના નાણાપ્રધાન અત્યારના અમારા પ્રધાને મીઠાવેરો ઘટાડવાના પરિણામ બાબત આપેલી આ સુંદર સાક્ષી યાદ રાખશે, અને જીવનની એક મુખ્ય જરૂરિયાતની બાબતમાં ઓછામાં ઓછો કર નાખી વધારેમાં વધારે વપરાશ કરાવવી અને તેમાંથી વધારેમાં વધારે આવક મેળવવી એ રાજનીતિ જ સાચી છે, એ સિદ્ધાંતને હવે પછી કોઈ પણ તોડવા પ્રયત્ન નહિ કરે. આજે પણ મીઠાવેરો ઓછો આકરો નથી — તે માલની પડતર કિંમતના ૧૬૦૦ ટકા જેટલો છે. મને આશા છે કે ચાલુ નાણાપ્રધાન પોતાની મુદત દરમ્યાનમાં ફરી વાર કંઈક વધારે ઘટાડો જાહેર કરી શકશે, અને હિંદુસ્તાનનો મીઠાવેરો વધુ નહિ તો બ્રહ્મદેશ જેટલો — એટલે કે મણે રૂ. ૧ ઉપર તો લાવી મૂકશે જ. આ ઘટાડા અગાઉ હિંદમાં મીઠાની ખપત માથાદીઠ ૧૦ રતલ હતી તે હવે ૧૧ રતલ થઈ છે, એમ છતાં બ્રહ્મદેશના માથાદીઠ ૧૭ રતલના ધોરણ કરતાં આ પ્રમાણ અતિ ઓછું છે."

## ૧૯૦૭ના ભાષણમાંથી

"સાહેબ, સરકારે મીઠાવેરામાં પાછો નવો કાપ મૂકી હવે હિંદ અને બ્રહ્મદેશનું ધોરણ મણે રૂ. ૧નું સરખેસરખું લાવી મૂક્યું છે એ અંતઃકરણથી ઊંડો સંતોષ પામવાની બાબત છે. ગયે વર્ષે હિંદી વજીરે આ વેરા સંબંધમાં જે વચનો ઉચ્ચાર્યાં હતાં તે જોતાં સરકારનું આ પગલું છેક

અણધાર્યું નથી. હું એટલું જ ઇચ્છું છું કે કાપ જાહેર કરતાં નાણાપ્રધાને બતાવ્યો છે તેનાથી વધારે ઉત્સાહ તેમણે બતાવ્યો હોત. તે સાહેબ આ વિષયમાં પુરાણો નોકરશાહી અભિપ્રાય ધરાવે છે એની મને ખબર છે. બજેટના સમારોપના ભાષણમાં એમણે કહેલું કે આ કર ગરીબ લોકોને પણ ખાસ આકરો પડે છે એ વાત પોતે માનતા નથી. વળી આ વર્ષે તેમણે કહ્યું છે કે, "સામાન્ય જનતા જે સરકારને કોઈ પણ સીધો કર ભરતી હોય તો તે ઘણુંખરું આ મીઠા ઉપરનો કર જ છે." હવે તેમનું પ્રથમનું કથન, એ તો દરેક ઘટાડા સાથે ખપત વધી છે અને ના. સભ્ય જેને લક્ષવેધક તરીકે વર્ણવે છે એટલી વધી છે, એનાથી ઊંડી જાય છે. મીઠા જેવી જિંદગીની જરૂરિયાતની બાબતમાં, ખરીદવાના પૂરા પૈસા પાસે ન હોય તે સિવાય, કોઈ ખાસ કંજૂસાઈ કરે એ સંભવિત નથી. તેમ જ મીઠું સસ્તું થાય એટલે લોકો જરૂર કરતાં વધારે ખાવા માંડે એ પણ બનવા જોગ નથી. ૧૯૦૩થી મીઠાવેરામાં ઘટાડો થવા માંડ્યો ત્યારથી મીઠાના ઉઠાવમાં અદ્ભુત વધારો થયો છે. વધારા પહેલાંના ત્રણ વર્ષનો સરાસરી ઉઠાવ ૩૬૫ લાખ મણ હતો, તે વધી પ્રધાનની પોતાની બીતાં બીતાં કરેલી ગણતરી અનુસાર પણ ૪૩૨ લાખ મણ થયો છે. એટલે કે ૫ વર્ષમાં ૨૦ ટકાનો વધારો થયો. મીઠા ઉપર આકરો કર નાખવાથી ગરીબ જનતાને ગંભીર નુકસાન છે જ એનો આ અતૂટ પુરાવો છે.

હવે પ્રધાનનું બીજું કથન કે, ગરીબવર્ગ તરફથી સરકારને કોઈ કર પહોંચતો હોય તો તે મીઠાવેરો જ છે, તે સંબંધમાં તેમની પ્રત્યે સંપૂર્ણ માન સાથે મારે કહેવું જોઈએ કે આ કથનની સત્યતાનો હું ઇનકાર કરું છું. નહિ, વસ્તુસ્થિતિ તેમ ન હોતાં તેથી ઊલટી જ છે. હું માનું છું કે મીઠાવેરો આટલો ઘટવા છતાં આજ પણ ગરીબ વર્ગ પોતાની આવકના પ્રમાણમાં સરકારી તિજોરીમાં ઘણો વધારે પડતો ફાળો આપે છે. આ ગરીબ વર્ગ એટલે આપણો તૂટી ગયેલો, ચુસાયેલો, આશારહિત અને સાધનરહિત, કરજના ભયંકર ગર્તમાં ડૂબેલો, એવો ખેડૂતવર્ગ. આ ખેડૂતવર્ગમાંથી જ દેશની મોટા ભાગની જમીનમહેસૂલ ખેંચાઈ આવે છે. ઇલાકાને લગતા કરો પણ તેમનામાંથી જ આવે છે. દારૂની આવકનો મોટો ભાગ પણ તેઓ જ ભરે છે. સૂતરાઉ કાપડ ઉપરની જકાત પણ લગભગ બધી જ તેમના માથે પડે છે. કોર્ટોના કેસો મોટા ભાગે નાની નાની રકમોના હોવાથી સ્ટૅમ્પ અને રજિસ્ટરીમાં પણ તેમનો જ ફાળો ઠીક ઠીક છે, તેમના ગજા કરતાં ઘણો અધિક છે. જંગલમાં તો મફત ચારવાનો અને મફત બળતણ લેવાનો ગરીબ લોકોનો પરાપૂર્વનો હક છીનવી લેવામાં આવ્યો છે. જંગલની આવકમાં મોટો હિસ્સો આમાંથી આવતી આવકનો જ છે; બાકીની આવક તે તો

ઇમારતી લક્કડ અને બીજી જંગલની પેદાશમાંથી ઊપજે છે અને તે તો બજારભાવે વેચાય છે. કસ્ટમમાં સામાન્ય રીતે ગરીબોનો ભાગ ઓછો મનાય, પણ તેમાંયે અગાઉના નાણામંત્રીએ ગરીબોનો હિસ્સો ૨૦થી ૨૫ ટકા થાય છે એમ ગણતરી કાઢી હતી. એક જ કર એવો છે કે જેમાંથી ગરીબ છેક મુક્ત છે અને તે આવકવેરો, પણ તેની ઊપજ ૧૫ લાખ પાઉન્ડની જ હોઈ મુકાબલે ઓછી છે. આ બધું જોતાં હિંદુસ્તાનના ગરીબો એક મીઠાવેરા રૂપે જ સરકારી તિજોરીમાં પોતાનો ફાળો આપે છે એ કથનને કોઈ જાતનો આધાર નથી. . . સાહેબ, આ બધું મેં કેવળ વાદવિવાદને ખાતર કહેલું નથી, પણ એ કારણે કહ્યું છે કે ગઈ સાલ મિ. મોરલીએ મીઠાવેરા વિષે જે શબ્દો ઉચ્ચારેલા તેનાથી એવી આશા જન્મવા પામી છે કે આ કર સાવ જ ઊઠી જાય એવો પણ એક દિવસ આવશે, અને જો સભ્ય સાહેબે બતાવેલા વિચારો વગર વિરોધે સાંભળી લેવામાં આવે તો એ રૂડું પરિણામ પાકવાનો સંભવ જ ચાલ્યો જાય.”

## ૧૯૦૮ના ભાષણમાંથી

“ના. નાણાપ્રધાને પોતાના ભાષણમાં એક રસિક કોઠો આપ્યો છે જેમાં આ દેશ તેમ જ યુરોપના કેટલાક દેશોમાં મીઠાવેરાનું પ્રમાણ બતાવવામાં આવ્યું છે. હવે આ મીઠાવેરાની બાબતમાં આ પ્રધાનનો સમય હમેશાં યાદગાર રહી જશે, કારણ કે તેમણે ઉપરાઉપરી બે વાર આ વેરામાં ઘટાડો આપ્યો છે. તેની પહેલાંના કોઈ પણ નાણાપ્રધાન કરતાં આ વધુ છે. પરંતુ, જોકે તેમના હાથે આપણને દાન દીધું છે, છતાં તેમનું મસ્તક, એ રીતે બોલવામાં તે સાહેબ વાંધો ન લે તો, જૂના પુરાણા નોકરશાહી ખ્યાલોથી જ ભરેલું છે. અને આ કોઠો તેમણે તૈયાર કર્યો છે તેમાં પણ મને એમના મનમાં પસ્તાવાની લાગણી રહી ગઈ હોય એમ દેખાય છે. મીઠાવેરાથી લોકોને એટલું બધું કશું નુકસાન હતું નહિ એમ છતાં સરકારે નાહકનો જ પોતાની આવકનો ભોગ આપ્યો, એમ કંઈક તેમના મનમાં ખટકે છે. હવે પ્રથમ વાત એ છે કે મીઠાવેરો આકરો હોવાની અમે ફરિયાદ કરતા તે પહેલાંના ભારે ધોરણ સામે હતી. બીજું સભ્ય સાહેબે જે દેશોના દરની સરખામણી આપી છે તે બરાબર તો જ સમજાય, જો સાથેસાથે તે તે દેશોમાં મીઠાની આયાત તેમ જ નિકાસ ઉપર જકાત કેટલી લેવાય છે તે જણાવવામાં આવે. કારણ કે જે દેશોની અંદર મજબૂત સ્વદેશ-સંરક્ષક નીતિ ચાલતી હોય ત્યાં આયાતજકાત અતિ આકરી હોય, છતાં દેશમાં બનતા માલ ઉપરની જકાત ઘણી ઓછી હોય એ બનવા જોગ છે. વળી ત્રીજી વસ્તુ એ છે કે કોઈ પણ દેશમાં પ્રજાને અમુક કર કેટલો આકરો પડે છે તેનો મુકાબલો

કરવો હોય, તો તે દેશોની માથાદીઠ આવક સાથે કરનું પ્રમાણ સરખાવવું આવશ્યક છે. એ રીતે સરખાવતાં માલૂમ પડશે કે એક ઇટાલી સિવાયના બીજા બધા દેશો કરતાં હિંદનું મીઠાવેરાનું ધોરણ આજે પણ આકરું છે. આ દર્શાવનાર કોઠો મેં બનાવ્યો છે. નાણાપ્રધાને લીધેલા પાંચ યુરોપીય દેશોની જ મેં દૈનિક સરાસરી આવક બતાવી છે. હિંદની દૈનિક સરાસરી આવક માટે લૉર્ડ કર્ઝનનો આંકડા લીધો છે, જોકે એમની ગણતરી વધારા પડતી છે.

| દેશ | માથાદીઠ વાર્ષિક આવક | માથાદીઠ મીઠાવેરો ૧ રોજની આવકની ભાષામાં |
|---|---|---|
| ફ્રાન્સ | પાઉંડ ૨૫.૭ | ૦ાા દિવસની આવક |
| જર્મની | ,, ૧૮.૭ | ૧ ,, |
| ઇટાલી | ,, ૧૨ | ૪ ,, |
| ઑસ્ટ્રિયા | ,, ૧૬.૩ | ૧$\frac{૧}{૩}$ ,, |
| નેધરલૅંડ | ,, ૨૬ | ૧$\frac{૧}{૩}$ ,, |
| હિંદુસ્તાન | ,, ૨ | ૨ ,, |

હવે, આપણા સભ્ય સાહેબ હિંદની સ્થિતિનો યુરોપના દેશો સાથે મુકાબલો કરી જોવા તરફ ઢળ્યા છે તો આવી સરખામણીનો એક બીજો કોઠો રજૂ કરવાની હું હિંમત કરું છું. મને આશા છે કે એમાં તેમને રસ પડશે તેમ જ એમાંથી તેમને બોધ પણ મળશે. ના૦ સભ્યે પોતે પસંદ કરેલા પાંચ યુરોપીય દેશોમાં તેમ જ હિંદુસ્તાનમાં કેળવણી ઉપર કેટલું ખર્ચ કરવામાં આવે છે તે તેમાંથી માલૂમ પડી આવશે :

| દેશ | કેળવણી ઉપર સરકાર તરફથી થતું ખર્ચ જણ દીઠ |
|---|---|
| ફ્રાન્સ | ૫ શિ. ૪ પે. |
| જર્મની | ૪ શિ. ૦ પે. |
| ઇટાલી | ૧ શિ. ૮ પે. |
| ઑસ્ટ્રિયા | ૨ શિ. ૪ પે. |
| નેધરલૅંડ | ૪ શિ. ૩ પે. |
| હિંદુસ્તાન | ૦ શિ. ૧ાા પે.” |

# દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ

દક્ષિણ આફ્રિકાના મહાન પ્રશ્ન ઉપર દેશમાં અને આફ્રિકામાં, મહાસભામાં અને ધારાસભામાં, ગોખલેને અનેક ભાષણો કરવાના પ્રસંગો સાંપડ્યા હતા. એ માત્ર ભાષણો નહોતાં, પણ ગોખલેના આત્માનો નિચોડ હતો. તેમાં ગાંધીજી પ્રત્યેનો અંગત પ્રેમ શબ્દે શબ્દે ટપકતો હતો. તે ભાષણો ગોખલેના ઊંડા અભ્યાસનું ફળ હતાં. એ અભ્યાસ એટલે શું તે તો ગાંધીજીએ એમની દક્ષિણ આફ્રિકાની મુલાકાત વખતે પ્રત્યક્ષ જોયું અને પાછળથી આ પ્રમાણે વર્ણવ્યું:

"તેમની તબિયત આખો વખત નાજુક જ હતી. અત્યંત સંભાળની જરૂર હતી. પણ એવી તબિયત છતાં રાતના બાર બાર વાગ્યા સુધી કામ કરતા અને પાછા બે વાગ્યે કે ચાર વાગ્યે ઊઠી નીકળે અને કાગળિયાંઓની માગણી કરે."

એ ભાષણોએ દક્ષિણ આફ્રિકાને તેમ જ ભારતવર્ષને ડોલાવી દીધાં. ગોખલેના પ્રભાવના પૂરમાં વિરોધ, અશ્રદ્ધા અને નબળાઈ ક્યાંય તણાઈ ગયાં. શ્રી. નરહરિ પરીખના શબ્દોમાં:

"તે વખતે તેઓ જાણે સ્વરાજ ભોગવતા હિંદી રાષ્ટ્રના પ્રમુખ હોય નહિ તેવા લાગતા, અને ગુલામગીરી રદ કરાવવા માટે લડત ચલાવવા સારુ રાષ્ટ્ર પાસે મદદ માગનાર પ્રેસિડંટ લિંકનનું સ્મરણ કરાવતા."

આવો ત્યારે હવે આપણે એ પ્રતાપી વાણીનું પાન કરીએ:

# ૧

## ૧૯૦૯ની લાહોર કૉંગ્રેસના ભાષણમાંથી

**પ્રથમ ગોખલેજીએ નીચેનો ઠરાવ મૂક્યો :**

"ટ્રાંસવાલમાં વસતા જે મુસલમાન, હિંદુ, જરથોસ્ત અને ખ્રિસ્તી હિંદીઓ દેશના હિતને ખાતર બહાદુરીથી સિતમ સહી રહ્યા છે, અને કોઈને પણ હંફાવે એવી જબરદસ્ત મુશ્કેલીઓમાં પ્રજાજનના પ્રાથમિક હકો માટે શાંત, નિઃસ્વાર્થ લડત ચલાવી રહ્યા છે, તેમનાં ભારે દેશભક્તિ, હિંમત તથા આત્મભોગની આ કૉંગ્રેસ ખૂબ તારીફ કરે છે. આ કૉંગ્રેસ શ્રી. ગાંધીને તથા તેમના બહાદુર, સાચા સાથીઓને શાબાશી આપે છે, અને દરેક જાતિ તથા ધર્મના હિંદીઓને ભલામણ કરે છે કે, તેમણે આ શૂરાઓને મોકળે હાથે નાણાં મોકલી મદદ કરવી. આ સાથે શ્રી. ર. જ. તાતાએ દેશભક્તિની વૃત્તિથી પ્રેરાઈ આ ભીડ અને કસોટીના પ્રસંગે દક્ષિણ આફ્રિકામાં વસતા પોતાના દુઃખી બંધુઓ માટે રૂ. ૨૫,૦૦૦ની ઉદાર સખાવત કરી છે તેની આ કૉંગ્રેસ ખૂબ કદર પિછાને છે.

"દક્ષિણ આફ્રિકન યુનિયનના કોઈ પણ ભાગમાં હિંદમાંથી ગિરમીટિયા મજૂરો લઈ જતા અટકાવવાને માટે, તથા ત્યાંના સત્તાધારીઓ જ્યાં સુધી ના. શહેનશાહની હિંદી પ્રજાના એક સામ્રાજ્યપ્રજા તરીકેના વાજબી હકો નાકબૂલ કરવાની જે સ્વાર્થી અને એકતરફી નીતિ હાલ અખત્યાર કરે છે તેને વળગી રહે ત્યાં સુધી, જેવી રીતે તેઓ હિંદ પ્રત્યે વર્તે છે તેવી જ રીતે તેમની તરફ વર્તવાની આવશ્યકતા માટે હિંદી સરકારને આ કૉંગ્રેસ આગ્રહથી દબાણ કરે છે. બ્રિટિશ સામ્રાજ્યની સ્વરાજ્ય ભોગવતી વસાહતોએ એકલા ગોરા લોકોના વસવાટ માટે પુષ્કળ બિનખેડાયેલો મુલક ખાસ અલગ રાખવાની તરફેણમાં જવાબદાર રાજદ્વારી પુરુષોએ પોતાનો મત જાહેર કર્યો છે તેની સામે આ કૉંગ્રેસ વાંધો ઉઠાવે છે. વળી, બ્રિટિશ તાજ નીચેની એશિયાની પ્રજાને માટે વસાહતોનાં દ્વાર બંધ કરવાની, તથા બ્રિટિશ પ્રજાજન તરીકેના હક ન આપવાની નીતિ એક તરફથી ચલાવવામાં આવે છે, અને બીજી તરફથી એશિયાનાં દ્વાર સૌને માટે ખુલ્લાં રાખવાની તેથી વિરુદ્ધ નીતિ અખત્યાર કરવામાં આવે છે એ સામ્રાજ્યને ભારે નુકસાનકર્તા છે અને અન્યાય તેમ જ ડહાપણ વિનાનું છે એ દર્શાવવાની કૉંગ્રેસ પોતાની ફરજ સમજે છે."

હવે તે ઠરાવ પર તેમણે કરેલા ભાષણમાંના ઉતારાઓ વાંચો :

". . . આ લડત હિંદની ઇજ્જતને માટે છે. આપણામાંના જે ત્યાં જવા ઇચ્છતા હોય તેમના, ત્યાં જઈને જેઓ રહ્યા છે તેમના,

હતને માટે છે. આ લડત એક નાની વસાહતની લડત નહિ પણ આપણી પોતાની લડત છે. . . .

પાર્લામેન્ટના સભાસદોને તથા રાજદ્વારી પુરુષોને આપણે માનપૂર્વક જણાવીએ છીએ કે પોતાને સામ્રાજ્યના રાજ્યનીતિજ્ઞ કહેવડાવનારાઓએ, વસાહતો માત્ર ગોરા લોકો માટે જ છે અને ત્યાંની બિનખેડાયેલી જમીન ગોરા લોકને જ માફક આવે એમ છે, એવી જે નીતિ વારંવાર જાહેર કરી છે તે સ્વાર્થી અને અન્યાય ભરેલી છે, અને હિંદના લોકો તે કદી કબૂલ રાખશે નહિ. . . . આપણને કહેવામાં આવે છે કે તમે બ્રિટનની પ્રજા છો, અને શહેનશાહની ગોરી પ્રજાની સમાન છો. છતાં વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે આપણે શહેનશાહની બીજી પ્રજાની સમાન નથી, પણ તેમની બીજી ગોરી પ્રજાનીયે પ્રજા છીએ. આપણે કહીએ છીએ કે તમે સામ્રાજ્યનું ખરું હિત સમજતા હો તો તમારે આ નીતિ ચાલવા દેવી જોઈએ નહિ. તમારે તે બદલી નાંખવી પડશે અને જેમ બને તેમ જલદી બંધ કરવી પડશે.

હિંદી સરકારને આપણી વિનંતિ એ છે કે તમે આ દેશના રાજ્યકર્તા છો, ટ્રાંસવાલ અથવા દક્ષિણ આફ્રિકાના યુનિયનના આડતિયા નથી. તમારે તમારા મનમાં આ દેશના લોકોનું હિત ઉપર રાખવાનું છે. મને આનંદ થાય છે કે હિંદુસ્તાનની સરકાર આ બાબતમાં આવો જ મત ધરાવે છે. આપણે તેમને કહીએ છીએ કે અરજીઓ કરવાનો સમય હવે ગયો છે. અસંખ્ય અરજીઓનું કંઈ પરિણામ આવ્યું નથી. હવે પ્રતિકાર કરવાનો સમય આવ્યો છે. નાતાલને હિંદમાંથી મજૂરો જોઈએ છે. . . . તેમને ગિરમાટિયા મજૂરો જોઈએ છે. તેમને ત્યાં સ્વતંત્ર હિંદીઓ જોઈતા નથી. હિંદની સરકારે એટલું જ કહેવાનું છે કે સ્વતંત્ર હિંદીઓને આવવા દેવા જોઈશે, નહિ તો ગિરમાટિયા મજૂરો વિના ચલાવી લેવું પડશે. આ ચોખ્ખી ને ચટ વાત છે. . . . આપણે સરકારને કહેવાનું કે ગિરમાટિયા મજૂરોને અહીંથી લઈ જતા અટકાવો. સરકારની પરવાનગીથી મજૂરોને લઈ જવામાં આવે છે, એટલે તે પરવાનગી માત્ર ખેંચી લેવાની જ નહિ પણ મજૂરો લઈ જતા બિલકુલ અટકાવવાની તેને સત્તા છે. . . . હિંદની સરકાર નાતાલની સરકારને અથવા દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકારને કહી શકે છે કે, હિંદીઓની સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી હિંદમાંથી દક્ષિણ આફ્રિકા માટે ગિરમીટિયા મજૂરો લઈ જવા દેવામાં આવશે નહિ.

હવે આપણા દેશી ભાઈઓને એ વિનંતિ છે કે ટ્રાંસવાલમાં વસતા થોડા માણસો તેમની ફરજ બજાવી રહ્યા છે તેમણે કંઈજ અઘટિત નહિ પરંતુ બધું જ યોગ્ય કર્યું છે. તેમની લડતને સત્યાગ્રહની લડત

કહેવામાં આવે છે. સત્યાગ્રહની લડત શું છે? તે માત્ર આત્મસંરક્ષણાર્થે છે અને તેમાં શસ્ત્રો નૈતિક અને આધ્યાત્મિક છે. સત્યાગ્રહી પોતે દુઃખ વેઠી લઈને જુલમની સામે થાય છે. તે શરીરબળ સામે આત્મબળ વાપરે છે. મનુષ્યની આસુરી શક્તિ સામે દૈવી શક્તિ ધરે છે. જુલમની સામે તે સહનનો ઉપાય લે છે. શરીરની સામે તે આત્માને મૂકે છે, અન્યાયની સામે શ્રદ્ધાને ખડી કરે છે, અસત્યની સામે સત્ય રજૂ કરે છે. અન્યાયી કાયદાઓ અથવા હુકમોની સામે સત્યાગ્રહી બુદ્ધિપૂર્વક અને ખુલ્લી રીતે થાય છે, કારણ કે તેવા કાયદા અથવા હુકમોને તેનું અંતઃકરણ માન્ય કરી શકતું નથી. કાયદો તોડવાનાં પરિણામમાંથી સત્યાગ્રહી છટકી જવા ઇચ્છતો નથી, પરંતુ તે તેનાં પરિણામો વહોરી લે છે અને તેમાં ઇજ્જત રહેલી માને છે. આ લડત ખરેખરી આધ્યાત્મિક છે અને હિંદની અધ્યાત્મભાવનાની ઉચ્ચ પરંપરાને એ તાત્ત્વિક રીતે અનુરૂપ છે. હું ફરીથી કહું છું કે આપણા સ્વદેશબંધુઓએ ન છાજે એવું કંઈ કર્યું નથી. ઊલટું, તેમણે જે કંઈ કર્યું છે તે છાજતું જ કર્યું છે. હવે આપણે જોવાનું એ છે કે આપણે તેમની મદદે ચડવું કે નહિ. કારણ હું કહી ગયો તેમ આ નાની સંખ્યા ઝટ નાશ પામતી જાય છે. તેમને અર્ધા કરોડથી એક કરોડ સુધીનું તો નુકસાન અત્યાર સુધીમાં થઈ ગયું છે. તેનો અર્થ શો તે તમે કલ્પી શકશો. તેમને હવે પૈસા જોઈએ છે. જોકે તમારાં નાણાં તેમને મળે કે નહિ તોપણ તે લોકો તો તેમની લડત ચલાવવાના જ છે. તેઓ તેમનાં છોકરાં ઈશ્વરને આશરે મૂકીને વારંવાર જેલમાં જાય છે. જો મદદ નહિ મળે તો કદાચ સ્ત્રીઓ તથા છોકરાં મરી જશે. જો મદદ મળશે તો હજી લડત બરાબર ચાલશે. મદદ મોકલવાની આપણી ફરજ છે. દક્ષિણ આફ્રિકાની પાર્લામેન્ટ આવતા જુલાઈ માસમાં મળનાર છે. ત્યાં સુધી તો આપણે કોઈ પણ રીતે આ લડતને ટકાવી રાખવી જ જોઈએ. નવી પાર્લામેન્ટ જ્યારે મળશે ત્યારે તેના ઉપર દબાણ થવાનો સંભવ છે. એટલે ત્યાં સુધી તો આપણે લડત ચલાવવી જ જોઈએ. નવી પાર્લામેન્ટ કેવી શરતો કરે છે તેના ઉપર ઘણો આધાર રહેશે. તે જો માન સચવાય તેવી હશે તો શ્રી. ગાંધી એવા માણસ નથી કે સમાધાનીની આડે આવે. જો શરત અનુકૂળ નહિ હોય તો લડત ગમે તેટલી સખ્ત થશે તોપણ ગાંધી તે છોડે તેવા નથી. આપણે તો કોઈ પણ રીતે લડત માટે નાણાં ભેગાં કરવાં જ જોઈએ. આ જવાબદારી આપણે નહિ ઉઠાવીએ તો સુધરેલી દુનિયા આગળ આપણે નીચું જોવાનું થશે. એપ્રિલ સુધીમાં ઓછામાં ઓછા લાખ રૂપિયા તો થવા જ જોઈએ. આ ઠરાવમાં મિ. તાતાનું નામ જણાવવામાં આવ્યું

છે. તેમણે પોતાના મહાન અને તેજસ્વી નામના તેજમાં વધારો કર્યો છે. તેમણે વસાહત માટે રૂા. ૨૫,૦૦૦ આપ્યા છે તે ઉપરાંત દેશમાંથી એક લાખ રૂપિયા થવા જોઈએ. મારે મિ. પોલાકની સાથે વાત થઈ છે, અને અમે વિચાર કર્યો છે કે શ્રી. તાતાની રકમ ઉપરાંત મુંબઈમાંથી રૂા. ૨૫,૦૦૦ મળે, મદ્રાસ અને સંયુક્ત પ્રાંતો રૂા. ૧૫,૦૦૦ આપે, અને તેના કરતાં બંગાલની ચાર ગણી વસ્તીમાંથી બીજા રૂા. ૨૫,૦૦૦ મળી શકે, પછી પંજાબ અને વરાડ રૂા. ૧૦,૦૦૦ આપે તો લાખ રૂપિયા થઈ જાય. દેશને ખાતર અને આપણી આબરૂને માટે તે લોકોએ જે દુઃખો સહન કર્યાં છે તેની આગળ એક લાખ રૂપિયા શી વિસાતમાં છે? મારી વિનંતી માત્ર આટલી જ છે. આ લોકની મદદે ધાવાની તમારી ફરજ છે. તમે આ કસોટીમાંથી પાર ઊતરો. અત્યારે આપણી, એટલે આપણા આખા રાષ્ટ્રની કસોટી છે. આપણી દેશભક્તિ, આપણો જાહેર જુસ્સો અને આપણી ખરી લાગણીનો ઈશ્વર અને મનુષ્ય સમક્ષ કસોટી થવાનો આ પ્રસંગ છે. તેમાંથી આપણે જે રીતે પાર ઊતરીએ તેના ઉપર આપણા દેશનો આધાર છે. જો આપણે કસૂર કરીશું તો પછી બીજો જમાનો પેદા થઈ આપણું સ્થાન લેશે અને માતૃભૂમિની વધારે સારી સેવા બજાવશે ત્યાં સુધી આપણે છાનામાના શરમથી નીચું માથું ઘાલી બેસી રહેવું પડશે. જો તમે બરાબર પાર ઊતરો, તમારું કર્તવ્ય અને જવાબદારી બરાબર ઉઠાવો તો લડત આગળ ચાલશે અને સૌ રૂડાં વાનાં થશે. આપણે નિષ્ફળતા, સંકટ અને મુસીબતોમાંથી પસાર થવું પડશે. ઘણી નવી ધરતી ઉખાડવી પડશે. છતાં અન્તે તેમાં આપણા દેશબંધુઓનું અને દેશનું કલ્યાણ જ છે.”

## ૨

૧૯૦૯માં મુંબઈમાં ટાઉન હૉલની સભામાં ગોખલેએ આપેલા ભાષણમાંથી :

“. . . ટ્રાંસવાલમાં હિંદીઓની કુલ ૮૦૦૦ની વસ્તીમાંથી ૭૫૦૦ માણસો પહેલી લડતમાં જોડાયા હતા. આજે તે વસાહતમાં હિંદીઓની કુલ વસ્તી ઘટીને ૬૦૦૦ થઈ ગઈ છે, અને જોકે તેમાંના ઘણાખરાની આ ફરી ઊપડેલી લડત પ્રત્યે સહાનુભૂતિ છે અને તેઓ નાણાંની મદદ કરે છે, છતાં સિતમનો ખરો સપાટો તો ભડવીર ગાંધીજીની સરદારી નીચે એક પાંચસો માણસોની બહાદુર ટુકડીએ જ ઝીલ્યો છે. શ્રી. ગાંધીમાં અક્ષય્ય આત્મતેજ છે. ધડ પરથી શીશ વેગળું મૂકીને ઝૂઝનારા વીરનરોની જાતના તે છે. ગૃહસ્થો! આપણે સઘળા

આ લડત બહુ ઉત્તેજનારીથી અને અત્યંત ઘૃણા તથા દુઃખ સાથે નીરખી રહ્યા છીએ. તેમાં માત્ર આપણા સ્વદેશબંધુઓનો બહાદુર ટકાવ જોઈને જ કંઈક સાંત્વન મળે છે.

. . . લડત પૂર જોસથી ચાલી રહી છે. સત્યાગ્રહીઓ કેવાં કેવાં દુઃખો વેઠે છે અને કેવી ભયંકર હાડમારી ભોગવી રહ્યા છે તેનું વર્ણન આ ઠરાવને અનુમોદન આપનાર ગૃહસ્થ કરશે. ટૂંકાણમાં, બધી મળીને ૨૫૦૦ કેદની સજાઓ, ઘણીખરી સખ્ત મજૂરી સાથેની થઈ છે. લગભગ ૧૦૦૦ ગૃહસ્થો તદ્દન ખુવાર થઈ ગયા છે, અને ૨૦૦૦ વસાહત છોડીને ચાલ્યા ગયા છે. પરંતુ લડત આજ સુધી નરમ પડ્યા વિના ચાલુ જ રહી છે.

. . . . શ્રી. ગાંધીની લડત આપણા રાષ્ટ્રનું ભવિષ્યનું હિત સાચવવાને માટે છે. સારા માટે કે નરસા માટે, આપણે હવે બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડાયા છીએ, એટલે હવે અંગ્રેજ પ્રજા તથા સામ્રાજ્યની બીજી પ્રજાઓની સંપૂર્ણ સમાન ગણાવા સારુ આપણો પ્રયાસ હોવો જોઈએ. આમાં પણ વ્યાવહારિક માણસો તરીકે આપણે એટલું કબૂલ કરવાને તૈયાર છીએ કે આ સમાનતાની પ્રાપ્તિ અને જાતિભેદનું નિર્મૂલન ફક્ત ધીમે ધીમે જ થઈ શકશે. પરંતુ, આપણને એમ આગ્રહ કરવાનો હક છે કે, જે સંખ્યાબંધ ભેદો છે તેમાં એકેનો વધારો ન કરતાં, જેટલા છે તે એક પછી એક કાઢી નાખવાની પ્રવૃત્તિ થવી જોઈએ. બ્રિટિશ વસાહતના કાયદામાં હિંદીઓ ઉપર તેઓ હિંદીઓ હોવાના કારણે તેમને હીણપત લગાડે એવી કલમો નાંખી શકાય નહિ, એ સિદ્ધાંત માટે લડીને શ્રી. ગાંધી જે સમાનતા ઉપર આપણા ભવિષ્યની આશા બંધાયેલી છે તેને માટે આપણો હક પ્રતિપાદિત કરે છે. ગૃહસ્થો, કેટલાક મિત્રો તરફથી અને મુખ્યત્વે અંગ્રેજ મિત્રો તરફથી એમ કહેવાતું મેં સાંભળ્યું છે કે, જોકે શરૂઆતમાં આ લડત માટે હિંદીઓ તરફ તેમની સહાનુભૂતિ હતી પરંતુ ગાંધીએ સત્યાગ્રહનો આશ્રય લીધો અને તેમાં વસાહતોના કાયદાનો અનાદર કરવામાં આવ્યો, એટલે તે પ્રત્યે તેમની સહાનુભૂતિ રહી નથી. પ્રથમ તો આ વાત ખરી છે એમ જ હું માનતો નથી. કારણ, લૉર્ડ એમ્પ્ટહીલના પ્રમુખપણા નીચે ઇંગ્લંડમાં એક કમિટી છે તે સત્યાગ્રહીઓને અંતઃકરણપૂર્વક અને સબળ ટેકો આપે છે તે આપણે જોઈએ છીએ. બીજું, કદાચ થોડા અંગ્રેજો તેમની સહાનુભૂતિમાં મોળા પડી ગયા હોય તો તેથી, મારી ખાતરી છે કે, અહીં આપણામાંથી કોઈને આપણે માટે લડત ચલાવી રહેલા આપણા ભાઈઓ માટે જે માન છે તે જરા પણ ઓછું થશે નહિ. હું ધારું છું, અને આ હું બરાબર સમજીને કહું છું કે, ટ્રાંસવાલમાં જે સ્થિતિ છે તેની સામે શ્રી. ગાંધીએ

સત્યાગ્રહનો જુંડો ઉઠાવ્યો છે તે માત્ર વાજબી છે એટલું જ નહિ, પરંતુ કોઈ પણ સ્વમાનવાળો માણસ તેમ જ કરવાની પોતાની ફરજ સમજે. આ સત્યાગ્રહ શું છે? અન્યાયી કાયદો અથવા જુલમી કૃત્ય હોય તેની સામે થવું; તે કાયદો અથવા તે કૃત્ય કબૂલ રાખવા ના પાડવી; અને તેના બદલામાં તે તોડવાની જે સજા હોય તે ભોગવી લેવી. જો કોઈ કાયદો અત્યંત અન્યાયી છે એવું આપણને દૃઢ, સ્પષ્ટ અને અંતરથી પ્રતીત થાય, અને તેનાથી છૂટવાને બીજો કોઈ ઉપાય ન હોય, તો હું ધારું છું કે જે માણસ પોતાના આત્માને અને સ્વમાનને પોતાના ભૌતિક અને તાત્કાલિક લાભથી ઊંચાં ગણતો હોય તેને માટે આવો કાયદો નહિ માનવાનો અને તે નહિ માનવાનાં જે પરિણામ આવે તે વેઠી લેવાનો જ માર્ગ ખુલ્લો છે.

આખી ચળવળ કેવી સરસ રીતે ઉપાડવામાં આવી છે તે જુઓ. હિંદુ, મુસલમાન, પારસી બધા એક વ્યક્તિની માફક એકત્રિત થયા છે, તેમના સામાન્ય ભેદો ભૂલી ગયા છે અને અદ્ભુત આત્મસંયમથી દુઃખો વેઠી રહ્યા છે. અવશ્ય, જે પુરુષ આટલું સાધી શકે તેનામાં ભારે આધ્યાત્મિક બળ હોવું જોઈએ, અને તેને માટે ઉતાવળે મત ન બાંધી નાખવો જોઈએ. બીજી એક બાબત જોવા જેવી એ છે કે, જોકે લડત કેટલાક મહિનાઓ થયાં ચાલી રહી છે છતાં શ્રી. ગાંધીનો કટ્ટામાં કટ્ટો દુશ્મન પણ તેમની વફાદારી અથવા બ્રિટિશ રાજ્ય તરફના તેમના નેક વલણ માટે એક ઊની વરાળ પણ કાઢી શકે તેમ નથી. ગૃહસ્થો, આપણે સૌ માનીએ છીએ કે, જ્યારે ન્યાય મેળવવાના બધા ઉપાયો નિષ્ફળ ગયા ત્યારે શ્રી. ગાંધીએ સત્યાગ્રહનો જે આશ્રય લીધો છે તે સંપૂર્ણ રીતે વાજબી છે. અને મારી ખાતરી છે કે, આ સમયે આપણામાંનો કોઈ પણ ટ્રાંસવાલમાં હોત તો તે શ્રી. ગાંધીના વાવટા નીચે ખડો થવામાં, તેમની સાથે કામ કરવામાં અને તેમની સાથે દુઃખ સહેવામાં અભિમાન માનત.

. . . વસાહતોમાં આપણી મુશ્કેલીઓનું મૂળ એ છે કે, આપણા પોતાના જ દેશમાં આપણી સ્થિતિ હોવી જોઈએ તેવી નથી. જે માણસોની સ્થિતિ તેમની માતૃભૂમિમાં જ સંતોષકારક ન હોય તેઓ બીજે તેવી હોવાની આશા રાખી શકે નહિ. સામ્રાજ્યમાં અંગ્રેજોની સાથે સમાન વર્તનની લડત આપણે આપણા દેશમાં જ ચલાવવી જોઈએ. આપણે એટલું યાદ રાખવાનું છે કે, આ લડત લાંબી અને થકવે તેવી થશે. ટ્રાંસવાલમાં આપણા ભાઈઓ કરે છે તેમ વારંવાર આત્મભોગ કરવાના પ્રસંગો આવશે અને દુઃખ વેઠવાં પડશે, અને અંતે વિજય પ્રાપ્ત થાય તે પહેલાં વારંવાર નાસીપાસ થવાનું પણ આવશે. પરંતુ દુઃખ કે સુખ, હાર કે જીત, જે થાય તે ખરું, પણ આપણી માતૃભૂમિ પ્રત્યે આપણી

ફરજ છે કે, આપણા કાર્યના ન્યાયીપણામાં પૂર્ણ વિશ્વાસ રાખી દૃઢ મને આપણે આ લડત ચલાવવી જોઈએ. અંતે જય મળશે તે બાબત મને તો બિલકુલ સંદેહ નથી.

૩

જોહાનિસબર્ગની મિજલસમાં આપેલા ભાષણમાંથી (તા. ૩૧–૧૦–'૧૨):

આજની આ મહાન અને પ્રસિદ્ધ મિજલસ તરફથી મને જે ખાસ માન મળ્યું છે તે માટે આ મિજલસમાં એકત્રિત થયેલા ગૃહસ્થોનો યોગ્ય રીતે ઉપકાર માનવાનું કામ ઘણું કઠણ છે. આમ કહેવામાં હું માત્ર શિષ્ટાચાર કરતો નથી. આ મિજલસમાં જોહાનિસબર્ગમાં વસતા મારા સ્વદેશબંધુઓ જ માત્ર હાજર છે એમ નથી. પરંતુ જાહેર કાર્યોમાં, વેપારધંધામાં તથા માનવહિતનાં ક્ષેત્રોમાં અગ્રસ્થાન ભોગવતાં ઘણાં યુરોપીય સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો પણ પધાર્યાં છે. હું દક્ષિણ આફ્રિકામાં આવ્યો ત્યારથી મને જે આવકાર આપવામાં આવ્યો છે અને મારી જે મહેમાનગીરી કરવામાં આવી છે તેની અહીં પરાકાષ્ઠા થઈ છે. હું વિના સંકોચે સ્વીકારું છું કે, જ્યારે થોડા માસ ઉપર દક્ષિણ આફ્રિકામાં આ કામ માટે મેં આવવાનું નક્કી કર્યું ત્યારે મને એવી આશા ન હતી કે, અહીં મારો સમય આટલો આનંદમાં જશે. તેમ મારી આ મુસાફરીનાં જે સુખદાયક સંભારણાં મને સદા રહેશે તેની પણ પ્રથમ મને આશા નહોતી. હું એટલું પણ કહી દઉં છું કે, આ દેશમાં મારા દેશબંધુઓને જે હેરાનગતીઓ વેઠવી પડે છે તે મારે ભાગે પણ આવશે એવો મને મનમાં દગદગો હતો. અને હું તો કેપટાઉનમાં દેશાન્તર વસવાટ ખાતાનો અમલદાર જે લખાવે તે ફકરો અંગ્રેજીમાં શુદ્ધ રીતે લખી આપીને તેને સંતુષ્ટ કરવાને, અથવા રેલની મુસાફરીમાં ખાસ અગવડો વેઠવાને, અથવા ટ્રાન્સવાલમાં દાખલ થતાં પહેલાં ખાસ પરવાનગી મેળવવાનું મને કહેવામાં આવે તે માટે પહેલેથી જ તૈયાર હતો. પરંતુ આમાંનું કંઈ પણ બનવાને બદલે હું તો અહીં પૂરેપૂરી સગવડતાથી, યુનિયન સરકાર તરફથી કૃપાની રાહે મારે માટે ખાસ રાખવામાં આવેલી ગાડીમાં મુસાફરી કરું છું, અને જ્યાં જાઉં છું ત્યાં મને ખૂબ સ્નેહભર્યો સત્કાર મળે છે. દક્ષિણ આફ્રિકાની યુરોપીય કોમે પણ મારી અવગણના કરવાને બદલે મને સારો આવકાર આપ્યો છે. તે માત્ર વિવેકને ખાતરનો નથી, પણ તેમાં કાંઈ એવો અવર્ણનીય ભાવ છે જેથી તે માત્ર શિષ્ટાચાર નથી લાગતો. પણ તેમાં અંતરનો ખરો ઉમળકો દેખાઈ આવે છે. આ બધાનો સ્વીકાર યોગ્ય રીતે કેમ કરવો એ મને સૂઝતું નથી. પણ હું એટલું તો

કહું છું કે મારું કાર્ય સફળ થાય કે નિષ્ફળ થાય, પરંતુ મારા તરફ જે સ્નેહભાવ દર્શાવવામાં આવ્યો છે તેથી મારા હૃદયમાં જે આનંદ, સંતોષ અને આભારની લાગણી પ્રગટ થઈ છે તે કદી ભૂંસાશે નહિ.

. . . . આ વર્ષના માર્ચ માસમાં અમારી ધારાસભામાં એક વિવાદમાં સને ૧૮૬૦માં નાતાલમાં ગિરમીટિયા મજૂરી દાખલ કરવામાં આવી તે વખતે હિંદુસ્તાનની સરકાર તથા ઇંગ્લંડની સરકાર વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર મારે વાંચી બતાવવાનો પ્રસંગ આવ્યો હતો. તે પત્રોમાં શહેનશાહી સરકાર તરફથી હિંદી સરકારને અતિ પવિત્ર વચનો અપાયેલાં છે કે, નાતાલમાં જે લોકોને લઈ જવામાં આવશે તેમના તરફ ગિરમીટની મુદત દરમ્યાન ઘણું સારું વર્તન ચલાવવામાં આવશે, તથા તેમનો કરાર પૂરો થયા પછી તેમને દેશમાં વસવાટ કરવા દેવામાં આવશે. હિંદી સરકાર ગિરમીટ પદ્ધતિ કબૂલ રાખે તેટલા માટે શહેનશાહી સરકારે તેને આ લાલચો બતાવી હતી. અને પહેલાં થોડાં વર્ષ તો ગિરમીટિયા મજૂરો તરફ નાતાલની યુરોપીય પ્રજાનું વલણ હાલ છે તેના કરતાં જુદા જ પ્રકારનું હતું. કોઈ હિંદી છૂટો થયા પછી આ દેશમાં રહેશે તેની તે સમયે ધાસ્તી ન હતી. તે વખતે તો ગિરમીટની મુદત પૂરી કર્યા પછી તે જતો રહેશે એવો ભય હતો, માટે તે હિંદ પાછો ન જાય અને વસાહતમાં જ રહે તેટલા સારુ એની આગળ જેટલી બની શકે તેટલી લાલચો ધરવામાં આવતી. તે જોઈએ તેટલું સ્પષ્ટ રીતે સાબિત થઈ શકે તેમ છે.

પરંતુ '૮૦ના દાયકામાં યુરોપીય લોકોનું વલણ ધીમે ધીમે બદલાવા માંડયું, અને અત્યારે તો ગિરમીટની મુદત પૂરી કર્યા પછી વસાહતમાં રહેતા દરેક પુરુષ તથા સ્ત્રી અને છોકરું — ૧૩ વર્ષ ઉપરની છોકરી તથા ૧૬ વર્ષ ઉપરનો છોકરો — તેના ઉપર માથાદીઠ ત્રણ પાઉંડનો તદ્દન અન્યાયી બેહૂદો વેરો નાંખવા સુધી તેઓ પહોંચ્યા છે. તે સવાલના ગુણદોષમાં અત્યારે હું ઊતરતો નથી. તેમનું વલણ કેવું પૂરેપૂરું બદલાઈ ગયું છે તે બતાવવાને જ આ હું કહું છું. તેમનું વલણ ગમે તેટલું બદલાય, પરંતુ એક વાત તો સ્પષ્ટ જ છે કે હિંદીઓ આ દેશમાં પોતાની મેળે આવ્યા નથી. અમુક ગોરાઓના લાભ માટે તેમને આ દેશમાં લાવવામાં આવ્યા છે. સ્વતંત્ર હિંદીઓ આવ્યા છે તે ગિરમીટિયા મજૂરોની પાછળ આવ્યા છે. હિંદી વસ્તીનો મોટો ભાગ ગિરમીટમાંથી છૂટા થયેલા માણસોનો, તેમના વંશજોનો તથા ગિરમીટમાં કામ કરતા મજૂરોનો છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં આ સવાલ ઉપર હિંદુસ્તાનમાં હિંદીઓની લાગણી કેવી છે તે વધારે સારી રીતે સમજી શકાશે. તેમના દેશબંધુઓને ગોરા લોકોના લાભ માટે જ અહીં આવવાને લલચાવ્યા, હિંદની મજૂરીને લીધે જ નાતાલની આબાદી છે એ સ્વીકારાયેલું છે, અને હવે તેમના ઉપર સખત

જુલમ અને અન્યાય થવાની વાતો હિંદીઓના વાંચવામાં આવે છે. કદાચ તે અતિશયોક્તિ ભરી હશે. પરંતુ તેમને લાગે છે કે તેમના દેશબંધુઓને સખ્ત કાયદા નીચે રહેવું પડે છે, અને તે કાયદાનો અમલ વળી વિશેષ સખ્તાઈથી કરવામાં આવે છે. તેમની સાથે શા માટે આવી વર્તણૂક ચલાવવામાં આવે છે તે તેઓ સમજી શકતા નથી. હિંદુસ્તાનના લોકો અહીંના સવાલની બધી ગૂંચો જાણતા નથી અને તેથી તેમના વાંચવામાં જે આવે છે તે ઉપરથી તેમનામાં અતિશય ક્રોધની લાગણી પેદા થઈ છે. . . .

દક્ષિણ આફ્રિકાના હિંદીઓની પાછળ આખું હિંદુસ્તાન છે. તે પ્રાચીન દેશના લોકોએ દુનિયાની સંસ્કૃતિ અને પ્રગતિમાં શરમાવું ન પડે તેવો ફાળો આપ્યો છે. તેઓને એમ લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્ય સાથે હવે તેઓ જોડાયા છે એટલે ઇંગ્લંડના વાવટા નીચે સ્થિરતાથી આગળ વધવાની તક તેમને મળશે. આ સૌની પાછળ એટલે કે યુરોપીય કોમની તેમ જ હિંદી કોમની પાછળ બ્રિટિશ વાવટો ફરકાવતું અને તેના આશ્રય તળે વસતા સર્વે લોકોને સમાનતા અને ન્યાયનું વચન આપતું બ્રિટિશ સામ્રાજ્ય ખડું છે. ટૂંકાણમાં વસ્તુસ્થિતિ આ છે. હું આશા રાખું છું કે મેં કોઈ જગાએ ખોટો ભાર મૂક્યા સિવાય અને કાંઈ પણ અતિશયોક્તિ વિના તે વર્ણવી છે.

હવે આવી સ્થિતિને શી રીતે પહોંચી વળવું ? . . .

એક તરફથી દોઢ લાખ હિંદીઓ ન્યાયી વર્તનની માગણી કરી રહ્યા છે. બીજી તરફથી યુરોપીય કોમ છે. તેને હિંદીઓ તરફ અણગમો છે; અને તેનું સર્વસ્વ જોખમમાં છે એમ તેને લાગે છે. આ વસ્તુસ્થિતિમાં મુશ્કેલીનો રસ્તો કાઢવાનો અને સર્વ પક્ષોને વાજબી રીતે સંતોષ થાય તેવી રીતે પ્રશ્નનો નિર્ણય લાવવાનો કયો માર્ગ છે ? આવી રીતે સમાધાનની વૃત્તિથી પ્રશ્નનો વિચાર કરીએ તો પહેલું એ ધ્યાનમાં રાખવાનું છે કે બેમાંથી એકે પક્ષમાં દુઃખદાયક અથવા કડવી લાગણી પેદા કરે તેવી જાતનું સમાધાન સ્વીકારાવાનો સંભવ નથી, અને જોર-જુલમથી તેવું કાંઈ કરવામાં આવશે તો તે ટકશે નહિ. ત્યારે બન્ને પક્ષોને સ્વીકાર્ય થઈ પડવાની વાજબી આશા રાખી શકાય એવા કોઈ પણ જાતના નિરાકરણની વાત લાવવામાં આવે તે પહેલાં કયાં દુઃખ અને કડવાશ દૂર કરવાની જરૂર છે ? પ્રશ્નનો વિશાળ દૃષ્ટિએ વિચાર કરીએ તો એમ કહી શકાય કે હિંદીઓ સામે યુરોપીયનોનો વાંધો બે પ્રકારનો છે. પહેલો વાંધો હિંદીઓથી ધકેલાઈ જવાના ભયને લીધે ઉપસ્થિત થયેલો છે. બીજો વાંધો કાળક્રમે હિંદીઓની ભરતી થઈ જાય તેને લીધે તેમની

રાજકીય અને બીજી સંસ્થાઓ ઉપર અસર થાય તે છે. આ ઉપરાંત તેમની કોમના અમુક માણસોનો વાંધો વેપારમાં હિંદીઓની હરીફાઈનો છે. પણ તે પહેલા બે વાંધાઓ કરતાં જુદી જાતનો છે, કારણ તેની સામે વસ્તુઓ વાપરનારાના — એટલે આમ લોકો જે હરીફાઈ અટકાવવા નથી માગતા પણ વસ્તુ જેમ બને તેમ સસ્તી ખરીદવાની ઇચ્છાવાળા હોય છે તેમના — લાભનો સવાલ ઊભો થાય છે. પરંતુ વર્તમાન સ્થિતિનો કોઈ પણ રીતે વિચાર કરતાં પહેલાં બે વાંધાઓ ગંભીર પ્રકારના અને મૂળભૂત જણાય છે. યુરોપીય લોકોને હું આટલી ખાતરી આપવાની જરૂર જોઉં છું કે જો વાજબી નિરાકરણ થાય તો ઉપરની બન્ને હરકતો સંબંધે તેમણે કંઈ ભય રાખવો નહિ. હું એટલું સમજી શકું છું કે જ્યાં સુધી દક્ષિણ આફ્રિકામાં વસતા ગોરાઓને આ દેશમાં હિંદીઓની હમેશ ભરતી નહિ થયે જાય તે બાબતમાં ખાતરી પડે નહિ, જ્યાં સુધી તેમને એમ નક્કી ન લાગે કે આ દેશમાં જામેલી તેમની સત્તાને કાંઈ વાંધો નહિ આવે, ત્યાં સુધી પ્રશ્નનું યુરોપીય કોમને સ્વીકાર્ય થાય તેવું નિરાકરણ લાવવું શક્ય નથી. આ ખાતરી કયા રૂપમાં આપી શકાશે તેની મસલત અને ગોઠવણ કરવાની છે. પરંતુ હિંદી કોમનાં અસહ્ય દુઃખો દૂર થાય તેવું નિરાકરણ લાવવાની આશા રાખીએ તે પહેલાં આ બાબતો સંબંધે યુરોપીયોના મનને શાંતિ વળવી જોઈએ. યુરોપીયોને આ બે બાબતો વિષેનો ભય દૂર થયેલો લાગશે એટલે હું ધારું છું કે તેઓ સમજશે કે હિંદીઓ પણ દક્ષિણ આફ્રિકાની પ્રજા છે, અને આ દેશની સરકાર જેમ તેની બીજી પ્રજાઓ માટે છે તેમ હિંદીઓના ભલા માટે પણ ઇતેજાર હોવી જોઈએ. અને યુરોપીય કોમે એ સિદ્ધાંત પણ સ્વીકારવો પડશે કે મેં ઉપર જે બાબતો જણાવી તે સિવાય બધી બાબતોમાં હિંદીઓના અને તેમના કાયદા સમાન હોવા જોઈએ, અને તે કાયદાઓનો અમલ ન્યાય અને સહૃદયતાથી થવો જોઈએ. જો પ્રશ્નનો આ રીતે વિચાર કરવામાં આવે એટલે યુરોપીયોનો વાજબી ભય ટાળવા માટે તેમને જરૂરી ખાતરી આપવામાં આવે કે બીજી બધી બાબતોમાં તેમના તરફ ન્યાયી અને યોગ્ય વર્તન ચલાવવામાં આવશે તો હું ધારું છું કે પ્રશ્નનું નિરાકરણ લાવવું બહુ અઘરું નથી. અલબત્ત, આવા ધોરણ ઉપર કરેલું નિરાકરણ સર્વમાન્ય નહિ થઈ પડે, પરંતુ બન્ને પક્ષ તરફના વિનીત વિચારના માણસોએ હળીમળીને ભેગા થઈ, બન્ને કોમના હિતને માટે આવું કંઈક સમાધાન સ્વીકારાવવાનો આગ્રહ કરવો જોઈએ. હિંદી કોમના ઉદ્દામ માણસોનો વિચાર અત્યારે કરી શકાય નહિ, કારણ હિંદુસ્તાનમાં તેઓ કદાચ તોફાન ઊભું કરી શકે પણ દક્ષિણ આફ્રિકાની રાજ્યવ્યવસ્થામાં તેમનો કાંઈ હાથ નથી. વળી યુરોપીય કોમના ઉદ્દામ

માણસો આ ધોરણ મુજબ થતા સમાધાન માટે કદાચ દરકાર ન કરે — હું માત્ર શક્યાશક્યનું સૂચન કરું છું, એ બાબતમાં વિચાર તો મારા કરતાં તેમને વધારે કરવાનો છે — કદાચ એમ થાય કે યુરોપીય કોમના કાંઈ નહિ તો અમુક માણસો આ સમાધાન કબૂલ કરતાં પહેલાં વેપારની તેમની અદેખાઈ અને આર્થિક હરીફાઈની ત્રીજી હરકતનો પણ આ બે મુદ્દાની સાથે જ પોતાના લાભમાં નિર્ણય કરાવવા માગે, તો તેમને હું જણાવું છું કે આ બાબતમાં હિંદી કોમ કંઈ પણ છૂટછાટ મૂકી શકે તેમ નથી. આ સવાલ હિંદીઓને માત્ર શુદ્ધ અને સાદો ન્યાય આપવાનો છે અને આ ત્રીજી હરકત સાથે સઘળા યુરોપીયોને કાંઈ સંબંધ નથી, પણ માત્ર તે કોમના અમુક માણસોને જ છે. પરંતુ જો નાના હિંદી વેપારીઓને, અમુક સ્થળે જ વેપાર કરી શકે એવા કાયદા કરીને તથા બીજી અડચણો નાખીને, છેવટે દેશમાંથી કાઢી મૂકવાના ઇરાદાથી યુરોપીય વેપારીઓની સાથે વાજબી શરતે હરીફાઈ કરતા કાયમને માટે અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો હું નથી ધારતો કે સમાધાન થઈ શકે. કેટલાક એમ કહે છે તે હું જાણું છું કે આ સામ્રાજ્યના છત્ર નીચે તો ઘણી જાતો અને લોકો રહે છે, છતાં ખરી રીતે તો આ ગોરા લોકોનું જ સામ્રાજ્ય છે, અને સત્તા જરૂર યુરોપીય લોકો જ ભોગવે છે. પરંતુ શું તે ઉપરથી એમ કહી શકાય કે હિંદીઓ અને બીજી જાતના લોકોએ સામ્રાજ્યમાં હમેશાં 'લાકડાં ચીરનારા અને પાણી ભરનારા' રહેવું? આ સવાલ ઉપર અત્યારે હું તકરાર કરવા માગતો નથી. પરંતુ જેઓ આવો વિચાર ધરાવતા હોય તેમને હું માત્ર હિંદુસ્તાન આવવાનું અને તે દેશ કેવો છે તે જોઈ જવાનું કહું છું. ત્યાંથી પાછા આવ્યા પછી પોતાનો મત તેમને ફરી દર્શાવવો હોય તો ભલે દર્શાવે. હું તે બાબત વિશેષ ચર્ચા નહિ કરું. પણ મારે ખુલ્લા દિલે કહેવું જોઈએ કે આ રીતે ઇંગ્લંડને હિંદ રાખવું મુશ્કેલ પડશે, અને સામ્રાજ્યના ગૌરવ તથા અભ્યુદય માટે જેમને દરકાર છે તેઓને સામ્રાજ્ય યુરોપીય લોકોનું જ છે એવી માન્યતાને દબાવી દેવાની જરૂર જણાશે જ.

વળી, સામ્રાજ્ય માટે માત્ર અંગ્રેજોને જ દરકાર છે એમ નથી. અમને હિંદીઓને પણ તેની દરકાર છે. કારણ, અમે જાણીએ છીએ કે સામ્રાજ્યમાં અમને જે આગળ વધવાની તક મળે છે તે અમને બીજી કોઈ રીતે મળી શકે તેમ નથી. પરંતુ, જો મેં જે શરતોએ સમાધાન કરવાનું જણાવ્યું છે તે પ્રમાણે યુરોપીય કોમના અમુક માણસોની સબળ અને જોસદાર વિરુદ્ધતાથી કમભાગ્યે નિરાકરણ નહિ થઈ શકે, તો મને ભય રહે છે કે અમારે લડત ચલાવવી જ પડશે. લડત અવશ્ય ચાલશે

જ. પરંતુ મારી ખાતરી છે કે યુરોપીય કોમમાં જ એવા માણસોની સંખ્યા વધતી જાય છે, જેઓ આ વસ્તુ ઇચ્છતા નથી. . . .

આ પ્રશ્ન વિષે મારો મત આ પ્રમાણે છે, અને તમારી સમક્ષ મેં તે ખુલ્લા દિલથી મૂક્યો છે. તે સંબંધમાં જ્યારે લડત પૂરજોસમાં ચાલતી હતી ત્યારે સત્યાગ્રહીઓને મદદ કરવાને સ્થપાયેલા યુરોપીય મંડળનો હિંદના લોકો તરફથી હું ઉપકાર માનું છું. હું ધારું છું કે આ લડતમાં સત્યાગ્રહીઓની પોતાની હિંમત અને બહાદુરી અને તેથી બીજે નંબરે આ મંડળની સ્થાપના અને હિંદી પક્ષને મદદ કરવાનું તેનું નિઃસ્વાર્થ કાર્ય એ ઉજ્જવલ પ્રસંગો છે. હિંદુસ્તાનના લોકો આ મંડળના ઉપકાર નીચે છે, અને તેમના તરફથી આ મંડળનો તથા તેના માનવંતા અને સમર્થ અધ્યક્ષ મિ. હૉસ્કેન, જેઓ તેમણે ઉપાડેલા કામ માટે આત્મભોગ આપતાં પણ પાછા પડયા નથી, તેમનો હું અત્યંત ઉપકાર માનું છું.

બેસી જતાં પહેલાં અહીં એકઠા થયેલા હિંદીઓને મારે બે બોલ કહેવાના છે. આ દેશમાં વસતા મારા હિંદી ભાઈઓ તથા બહેનોએ મારી આ મુસાફરી સફળ કરવાને અત્યંત શ્રમ ઉઠાવ્યા છે અને ઉઠાવે છે. મારે તેમનો ઉપકાર શી રીતે માનવો તે ખરેખર મને સમજાતું નથી. આ ખાણામાં મને લાગે છે કે માત્ર સામાન્ય વ્યવસ્થા જ નહિ પણ રસોઈ કરવાનું અને પીરસવાનું કાર્ય પણ સ્વયંસેવકોએ જ ઉપાડી લીધું છે. આ કાર્ય તમે પ્રેમથી ઉપાડી લીધું છે. તમારા આ સઘળા પ્રેમ માટે હું માત્ર તમારો અંતઃકરણથી ઉપકાર જ માની શકું છું. હું મિ. ડંકનની માફક અંતઃકરણથી ઇચ્છું છું કે, ટ્રાન્સવાલના ઇતિહાસનું આ પ્રકરણ, જેનું સ્મરણ સદા દુઃખ અને શરમ ઉપજાવશે—દુઃખ બન્ને પક્ષોને અને શરમ કોને તે હું હમણાં બોલવા માગતો નથી — તે સદાને માટે બંધ થઈ જાય. હું આશા રાખું છું કે હમણાં જે દુઃખો છે તેમાંનાં મોટાં મોટાં તો થોડા વખતમાં બંધ થઈ જશે. પરંતુ તે વહેલાં બંધ થવાં કે મોડાં બંધ થવાં તેનો આધાર ભૂતકાળ પ્રમાણે ભવિષ્યમાં પણ તમારા ઉપર જ રહેશે. તમે મને સ્ટેશન ઉપર ભારે માન આપ્યું ત્યારે મેં કહ્યું હતું કે, હિંદુસ્તાન ભૂતકાળમાં તમને મદદ કરવામાં ગાફેલ રહ્યું છે પણ હવે ભવિષ્યના સઘળા પ્રસંગોમાં તે તમારી પીઠ ઠોકશે. તેનું હૃદય દ્રવ્યું છે. અને હવે દરિયાપારનાં તેનાં સંતાનોને તે વીસરશે નહિ. પરંતુ આ બધું કહેવા અને કરવા છતાં લડતની ધૂંસરી તો અહીં તમારે જ તાણવી પડશે. ગઈ લડતમાં તમે જે સુંદર કાર્ય કરી બતાવ્યું છે તે ઉપરથી તુલના કરતાં મને પાકી ખાતરી થાય છે કે, જો ફરી લડત ચલાવવાની આવી પડશે તો તમે તે માનભરી રીતે ઉપાડી લેશો અને હિંદુસ્તાનને તમારે માટે શરમાવાનું કંઈ કારણ ઉપસ્થિત થશે નહિ. હિંદુસ્તાનની

આબરૂ અને નામને માટે સત્યાગ્રહીઓએ બહુ વેઠયું છે અને તેમને માટે હિંદુસ્તાનને ભારે માન છે. હું તેમનાં નામ આપતો નથી, કારણ બધાંનાં નામ આપવાં શક્ય નથી અને થોડાનાં આપવાં અને થોડાનાં ન આપવાં તે ઠીક નહિ; પરંતુ એક નામ સૌથી ઉપર તરી આવે છે. તે નામ, જે પુરુષ લડતમાં સર્વને મોખરે હતા તે મારા મિત્ર, તમારા મિત્ર, અહીં હાજર છે તે સર્વેના મિત્ર શ્રી ગાંધીનું છે. ભારતવર્ષ ગાંધીને પોતાનો પનોતો પુત્ર ગણે છે, અને તેમને માટે તેને અનિર્વચનીય અભિમાન છે. મારી ખાતરી છે કે બીજી જાતના અને બીજા ધર્મના લોકો પણ શ્રી ગાંધીને વર્તમાન સમયના એક અસાધારણ પુરુષ લેખશે. પરંતુ તેમના નિકટ પરિચયનો જેમને લાભ મળ્યો છે તેઓ જ માત્ર જાણી શકશે કે આ નબળા દેખાતા ખોળિયામાં કેટલો વિશુદ્ધ અને અદમ્ય આત્મા વાસ કરી રહેલો છે. જેને તે સ્પર્શે તેને તે અજવાળે છે. ન્યાય અને ધર્મના કામમાં તે શીશ કપાવશે પણ નમશે નહિ. મને જાણીને આનંદ થાય છે કે શ્રી ગાંધીની આ કદર માત્ર હિંદીઓ જ જાણે છે તેમ નથી. ચોતરફ યુરોપીય કોમમાં પણ મારા આ અનેરા મિત્ર તરફ કેટલું માન છે તે જોઈને મારા આત્માને જે આનંદ થયો છે તેટલો મારી આ મુસાફરીમાં મને બીજા કશાથી થયો નથી. જ્યાં જ્યાં અમે ગયા ત્યાં મેં યુરોપીય લોકોને તેમની સાથે હાથ મિલાવવાને આતુરતાથી વીંટળાઈ વળતા જોયા છે. તે ઉપરથી તેઓ સ્પષ્ટ જણાવે છે કે ભૂતકાળમાં જોકે તેઓએ તેની સાથે સખ્ત લડત કરી હતી, અને ભવિષ્યમાં પણ કદાચ તેઓ લડે, છતાં એક મર્દ તરીકે તેઓ તેને માન આપે છે. યુરોપીય લોકોમાં શ્રી ગાંધીની આ પ્રતિષ્ઠા કોઈ પણ વખતે ભવિષ્યમાં લડત ચલાવવાનો પ્રસંગ આવશે ત્યારે હિંદીઓને કીમતી મૂડીરૂપ થઈ પડશે. તમારામાં આત્મશ્રદ્ધા છે, તમને મહાન નેતા મળ્યા છે, અને તે બધા ઉપરાંત તમારો પક્ષ સાચો છે એ જ મોટી બાબત છે. કવિએ સાચું જ ગાયું છે કે

Thrice is he armed that hath his quarrel just.

'ત્રણપટ માનું શસ્ત્ર
જેના પક્ષે સત્ય છે.'

ઈશ્વર કરે ને તમારે હવે ફરી લડત ચલાવવી ન પડે. પરંતુ જો ચલાવવી પડશે તો મારી ખાતરી છે કે તમે લડતથી દૂર ભાગવાના નથી. એવું બને કે તમારાં દુઃખ ઝટ દૂર ન થાય. દુનિયામાં ઘણી વાર એવું બને છે કે બન્ને પક્ષોને સમાધાન કરવાની ઘણી મરજી હોય, છતાં જે આપણને ઉત્તમ લાગે તે આપણે વ્યવહારમાં કરી ન શકીએ. અને મને એવો પણ ભય રહે છે કે સમાધાન કરવાની પુષ્કળ મરજી હોવા છતાં મંત્રીઓને,

તેમની રાજનીતિના વિરોધીઓને લીધે, આ કામ કરવું મુશ્કેલ લાગે. હું બહુ અંતઃકરણથી આશા રાખું છું કે તેમ બનશે નહિ, પરંતુ જો તેમ થાય તો મને આશા છે કે તેથી આપણે નાહિંમત થવાના નથી. મિ. ટંકને મને નાહિંમત નહિ થવાનો બોધ કર્યો છે. તે કેટલાંક વર્ષોથી જાહેર જીવનમાં પડેલા છે, અને તેઓ કહે છે કે પહેલે જ સપાટે નાહિંમત થઈ જાય તેવા માણસનું જાહેર જીવનમાં કાંઈ કામ નથી. હું તમને ખાતરી આપું છું કે ગમે તે થાય પણ હું નાહિંમત થવાનો નથી. પરંતુ સવાલ મારે નાહિંમત થવાનો કે નહિ થવાનો નથી, આપણા દેશબંધુઓએ નાહિંમત નહિ થવાનો છે. તેઓ યાદ રાખશે કે આવી લડતોનું નૈતિક મહત્ત્વ તેની સિદ્ધિમાં નહિ પણ સાધનામાં છે. કારણ પુરુષાર્થ તેના તાત્કાલિક હેતુમાં સફળ થાય કે નિષ્ફળ થાય, પરંતુ વ્યક્તિમાં અને સમુદાયમાં તે ચિરસ્થાયી બળ ઉમેરે છે. એક મહાન પુરુષે કહ્યું છે કે, આપણી પાસે શું છે તે વાત નહિ પણ આપણે કેવા છીએ તે વાત આપણા જીવનમાં મહત્ત્વની છે. આપણને જય મળશે તો સારી વાત છે; પરંતુ આપણાથી થાય તેટલું કર્યા છતાં આપણે નિષ્ફળ નીવડીશું તો તે પણ ઠીક છે કારણ, પુરુષાર્થ કરવો તે જ એક ઉત્તમ વસ્તુ છે

## ૪

(૧૯૧૨ની બાંકીપુર કૉંગ્રેસમાં દક્ષિણ આફ્રિકાના ઠરાવ ઉપરના ભાષણમાંથી.)

. . . સન્નારીઓ અને સદ્ગૃહસ્થો ! આજે દક્ષિણ આફ્રિકામાં સ્થિતિ કેવી છે તે વિષે હું તમારી સમક્ષ બોલું તે પહેલાં, મારા કેટલાક મિત્રો અને સાથીઓના મનમાં મારા દક્ષિણ આફ્રિકાના કામ સંબંધે કેટલીક ગેરસમજો થયેલી છે, તે દૂર કરવાની હું મારી ફરજ સમજું છું. એમ કહેવામાં આવે છે કે દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકારને અને યુરોપીય કોમને હિંદુસ્તાન તરફથી મેં કેટલાંક વચનો આપ્યાં છે અને તેમ કરવાનો મને બિલકુલ અધિકાર ન હતો. વળી એમ કહેવામાં આવે છે કે ખરું જોતાં મેં તથા શ્રી ગાંધીએ દેશાન્તર વસવાટની બાબતમાં હિંદુસ્તાનના કેટલાક હકો જતા કર્યા છે. સન્નારીઓ અને સદ્ગૃહસ્થો ! આ આક્ષેપમાં લવલેશ પણ સત્ય હોત તો તો મારા મરણ પર્યંત મારી દક્ષિણ આફ્રિકાની યાત્રા મને સાલ્યાં કરત. પરંતુ, હું એકદમ સ્પષ્ટ રીતે અને મારામાં છે તેટલા જોસથી કહું છું કે, આ બે આક્ષેપોમાં સત્યનો છાંટો પણ નથી. વચન આપવાના સંબંધમાં હું કહું છું કે મેં અથવા શ્રી ગાંધીએ અથવા બીજા કોઈએ પણ દક્ષિણ આફ્રિકાની યુરોપીય કોમને કે કોઈને પણ કાંઈ વચન આપ્યું નથી. તે પછી હિંદુસ્તાન તરફથી વચન

આપવાની તો વાત જ ક્યાં રહી ? હું ત્યાં કયા અધિકારની રૂએ ગયો હતો તે હંમેશાં બરાબર કહેવાની હું કાળજી રાખતો. જનરલ બોથા તથા બીજા મંત્રીઓ સાથેની મારી મુલાકાતમાં મેં તેમને પહેલી જ વાત એ જણાવી હતી કે હું અહીં હિંદુસ્તાન તરફથી કાંઈ અધિકાર લઈને આવ્યો નથી, તેમ હિંદુસ્તાનના લોકોએ મને મારા દેશી ભાઈઓને મદદ કરવાને માટે પણ મોકલ્યો નથી. હું માત્ર એક ખાનગી વ્યક્તિ તરીકે દક્ષિણ આફ્રિકાની હિંદી કોમનો બોલાવેલો આવ્યો છું. હું તેમને મદદ કરવા આવ્યો છું અને મારું કાર્ય દક્ષિણ આફ્રિકાની સરકાર સમક્ષ અહીં વસતા હિંદીઓની ફરિયાદો અને વિચારો રજૂ કરવાનું છે. બોઅર સરકાર અને મારી વચ્ચે કાંઈ મસલત થઈ શકે નહિ, અને થઈ પણ નથી. એક મોટા દેશની સરકાર અને મારા જેવા ખાનગી માણસ વચ્ચે મસલત હોઈ પણ ન શકે. દક્ષિણ આફ્રિકાની સરકાર સાથે મસલત ચલાવવાની મને સત્તા નહોતી તેમ મારી તેવી પદવી પણ નથી. વચનો આપવાના સંબંધમાં મારે આટલું જ કહેવાનું છે.

હવે શ્રી ગાંધી અને મારે વિષે એમ કહેવાય છે કે દેશાન્તર વસવાટની બાબતમાં હિંદના કેટલાક હકો અમે જતા કર્યા. પ્રતિનિધિબંધુઓ ! હું તમને ફરીને ખાતરી આપું છું કે હિંદીઓ જે કંઈ હક ભોગવે છે તેમાંથી મારા કે શ્રી ગાંધીના કોઈ પણ કૃત્યથી કાલ્પનિક રીતે કે વ્યાવહારિક રીતે કિંચિત્ માત્ર—તલભાર પણ, અરે એક અણુ પણ—હકને આંચ આવી નથી. . . .

દક્ષિણ આફ્રિકાની સરકારે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના નહિ પણ ભારતવર્ષમાં વસતા હિંદીઓના અત્યાર સુધી માત્ર કાલ્પનિક રૂપમાં ભોગવાતા હકો ઉપર તરાપ મારી, તેટલા માટે શ્રી ગાંધી અને તેમની આગેવાની નીચે કામ કરતી સત્યાગ્રહીઓની બહાદુર ટુકડીએ અનેક જાતનાં દુઃખ વેઠયાં, અનેક જાતના આત્મભોગ આપ્યા. તે માત્ર એટલા જ માટે કે ભારતવાસીઓના હક છીનવી લેવામાં ન આવે. અન્તે હિંદી લોકોના હક છીનવી લેવાતા અટકાવવામાં તેમને વિજય મળ્યો.

પરંતુ, એમ કહેવામાં આવે છે કે શ્રી ગાંધીએ જનરલ સ્મટ્સ સાથે જે કામચલાઉ સમાધાન કર્યું છે તેમાં દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના અબાધિત વસવાટનો હક છોડી દેવામાં આવ્યો છે.

(પછી ગોખલેએ વિગતથી સમજાવ્યું કે દક્ષિણ આફ્રિકામાં કાયદો હોય કે નહિ છતાં વ્યવહારમાં હિંદીના વસવાટના સમાનતાના હકો હતા જ નહિ, અને પછી તો કાયદો પણ કરવામાં આવ્યો.)

. . . આ કાયદાથી બ્રિટિશ હિંદીઓને ટ્રાન્સવાલમાં દાખલ થવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો, અને ત્યાં પહેલાંના વસેલા હિંદીઓને પોતાનાં નામ નોંધાવી દેવાની ફરજ પડી. નામ નોંધાવવામાં ઘણી અપમાનકારક શરતો નાંખેલી હતી. પ્રથમ આ બે કાયદા પસાર કરવામાં આવ્યા, અને ત્યાર પછી દક્ષિણ આફ્રિકાના બીજા ભાગોમાં પણ તેવા જ કાયદાઓ થવા લાગ્યા. સૌ એમ જાણતા હતા કે જો હિંદીઓ આ કાયદા કબૂલ કરશે તો તે કાયદા નાતાલ અને કેપકૉલોનીને પણ લાગુ પાડવામાં આવશે. તેટલા માટે શ્રી ગાંધી અને તેમના સાથીઓએ એ કાયદાને તાબે થવું નહિ અને જરૂર પડે તો સર્વસ્વનો ભોગ આપવો એવો નિશ્ચય કર્યો, અને સત્યાગ્રહની લડત ઉપાડી. ઇતિહાસપ્રસિદ્ધ કોઈ પણ લડતથી ઊતરે નહિ તેવી સખ્ત અને ભારે આ લડત હતી. તે લગભગ બે વર્ષ ચાલી. આ લડતમાં દક્ષિણ આફ્રિકામાં વસતા આપણા દેશબંધુઓએ બહુ જ આનંદની સાથે અકથ્ય દુઃખો સહ્યાં અને મારી કે તમારી કલ્પનામાં પણ ન આવે તેવા આત્મભોગો આપ્યા. આપણા દેશની વિરુદ્ધ આવો નામોશી લાગે તેવો કાયદો પસાર કરવામાં ન આવે તેટલા માટે હિંદીઓએ જેલની સજાઓ વેઠી તેની કુલ સંખ્યા લગભગ ૨૭૦૦ થાય છે. કાયદો માત્ર નવા આવનારાઓ માટે હતો. જે હિંદીઓ ત્યાં હતા તેમને આ કાયદો બાધ કરતો ન હતો. તેઓ તો ત્યાં હતા જ. કાયદો તો માત્ર અહીંથી જેમને ત્યાં જવું હોય તેમને માટે હતો. પરંતુ, સામ્રાજ્યનાં બીજાં અંગોની સાથે આપણી કાલ્પનિક સમાનતા જાળવવાની ખાતર જ આ બહાદુર પુરુષોએ અને સ્ત્રીઓએ આ બધું દુઃખ સહન કરવાનું પસંદ કર્યું. . . .

એમ કહેવામાં આવે છે કે આ બધું તો ઠીક. લડતના સંબંધમાં બધી વાત ઠીક છે. પણ શ્રી ગાંધીએ જનરલ સ્મટ્સ સાથે સમાધાન કર્યું . . . તેની રૂએ શ્રી ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના અબાધિત વસવાટના હકનો સિદ્ધાન્ત છોડી દીધો.

(સમાધાન પ્રમાણે કાયદામાં રંગભેદને કારણે હિંદીઓને પ્રવેશબંધી કરતી કલમ કાઢી નાખવાની હતી. તે કાઢવા છતાં વ્યવહારમાં તો અધિકારીઓ ગોરા અને હિંદીઓની બાબતમાં કાયદાનો અમલ જુદી રીતે જ કરવાના, અને હિંદીઓને આવવું અશક્ય જ રાખવાના, એવો અનુભવ હતો, અને તેમાં આજે ને આજે ફેરફાર કરાવવો એ અતિ મોટું કામ હતું: તે આજના સત્યાગ્રહનો મુદ્દો બનાવી શકાય તેમ નહોતું. તેથી ગાંધીજીએ આગ્રહ ધર્યો કે આજ સુધી નવા હિંદીઓ જેટલા પ્રમાણમાં આવતા

રહ્યા છે તેટલા પ્રમાણમાં હવે પછી પણ આવવા દેવા. કેટલાંક વર્ષોની ગણતરી પરથી માલૂમ પડ્યું કે દર વર્ષે ૪૦ નવા હિંદીઓ આવ્યાની સરાસરી નીકળે છે. તે પરથી તેટલા નવાને તો દર વર્ષે આવવા દેવા જ એવી કલમ સમાધાનીમાં મૂકવામાં આવી.— આ ભેદ ગોખલેએ લંબાણ વિવેચનથી સમજાવ્યો અને કહ્યું :)

તમે જો આ દૃષ્ટિથી જુઓ તો તમને સમજાશે કે દક્ષિણ આફ્રિકામાં અબાધિત રીતે વસવાટ કરવાનો હિંદીઓનો હક આ શરતથી મર્યાદિત થતો નથી, પરંતુ સરકાર પોતાની કારોબારી સત્તાથી ધારે તેને દાખલ થતા અટકાવી શકતી તેની તે સત્તા મર્યાદિત થાય છે. જો આવી શરત ન કરી હોય અને આવી મર્યાદા ન મૂકી હોય તો કારોબારી કોઈ પણ હિંદીને પેસવા ન દે અને બિલકુલ વસવાટ થઈ શકે નહિ. તમે શું આ સ્થિતિ પસંદ કરશો ?

વળી તમારે બીજી એક વાત યાદ રાખવાની છે. એમ ટીકા કરવામાં આવે છે કે આટલે આવીને સત્યાગ્રહની લડત છોડી કેમ દીધી ?

શ્રી ગાંધીએ એટલું જ કર્યું છે કે આ પ્રશ્ન ઉપર હાલ લડત મુલતવી રાખી છે. ત્યાં બીજા ઘણા પ્રશ્નો સંબંધે હિંદી કોમને કામ કરવાનું છે. . . . દેશાન્તર વસવાટના આ ખાસ પ્રશ્ન બાબતમાં શ્રી ગાંધી ધારે છે કે પોતાના દેશના હક ઉપર પ્રતિબંધ મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો તે દૂર કરીને, અને હાલ છે તે કરતાં હિંદીઓની સ્થિતિ વિશેષ બગડે નહિ એટલું પાકે પાયે નક્કી કરીને, તે પ્રશ્નને ત્યાં જ છોડી દેવો એ ડહાપણ અને દૂરંદેશીભરેલું તથા નીતિયુક્ત છે. તેનો અર્થ એમ નથી કે બીજા હિંદીઓ જો તેમની ઇચ્છા હોય તો આ પ્રશ્ન ફરી ન ઉપાડી શકે. શ્રી ગાંધીએ, મેં, અથવા બીજા કોઈએ ત્યાં એવું કંઈ પણ કહ્યું કે કર્યું નથી જે આ બાબતમાં અથવા બીજી કોઈ પણ બાબતમાં તમારી મરજી મુજબ વર્તવાની તમારી મુખત્યારીને બંધનરૂપ થાય. જો આ દેશના લોકોની દક્ષિણ આફ્રિકામાં વસવાટ કરવાની ઇચ્છા હોય અને ૪૦ કરતાં વધારે માણસો જાય અને તેમને પાછા કાઢવામાં આવે તો તેની સામે તમે વાજબી વાંધો ઉઠાવી શકો છો, અને તમે તેને માટે જરૂર ચળવળ પણ કરી શકો છો. તેમાં તમને શ્રી ગાંધી બીજા કોઈ પણ માણસ કરતાં વધારે વિજય ઇચ્છશે. તેમની ઇચ્છા એવી નથી કે તમે અદબ વાળીને બેસી રહો. પરંતુ તેમના પોતાના સંબંધમાં અને તેમના સાથીઓના સંબંધમાં તે એમ માને છે કે આ દેશાંતર વસવાટના પ્રશ્નમાં અત્યારે તેમનાથી કંઈ વિશેષ થઈ શકે તેમ નથી. તેમનામાં જે સહનશક્તિ છે અને તેમની પાસે જે શક્તિ તથા સાધનો

છે તેનો તેઓ બીજાં કાર્યોમાં ઉપયોગ કરવા ઇચ્છે છે. દેશાંતર વસવાટના પ્રતિબંધ કરતાં બીજાં વધારે અગત્યનાં અને વધારે દુ:સહ દુ:ખો ટાળવામાં તેઓ તેનો વ્યય કરવા ધારે છે.

. . . જ્યાં લોકો ઉપર આટલાં દુ:ખો પડે, જ્યાં લોકોને અન્યાયી કર આપવા પડે, જ્યાં કર ન ભરે તો શહેરથી ત્રણ ચાર કે પાંચ ગાઉ દૂર રહેવું પડે, જ્યાં પરવાના વિના લોકો વેપાર કરી શકે નહિ — ફાવે તેવા કારણસર આ પરવાનો રદ કરવામાં આવે, જ્યાં લોકો દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જઈ શકે નહિ, જ્યાં લોકો તેમનાં બાળકોને કેળવણી આપી શકે નહિ ત્યાં — જે કોમને આટઆટલી હાડમારીઓ ભોગવવી પડતી હોય તેની પાસેથી, આ હાડમારીઓ ભોગવતાં છતાં જે થોડુંઘણું કૌવત તેનામાં રહ્યું હોય તે દક્ષિણ આફ્રિકાનાં દ્વાર આ દેશના લોકોને અબાધિત દેશાન્તર વસવાટ માટે ખુલ્લાં મુકાવવાના પ્રયાસમાં વાપરવાની તમે આશા રાખો છો? વધારે હિંદીઓ ત્યાં જાય તેની તેમને અડચણ નથી. તેથી તો તેમને ઊલટો લાભ છે, કારણ જે લડત તેઓ ચલાવી રહ્યા છે તેમાં તેથી બળનો ઉમેરો થશે. તમને ત્યાં જવા દેવામાં ન આવે તો તે અધિકારહીનતા તમારી છે. તમારામાં પાણી હોય તો તેને માટે ભારે ચળવળ ચલાવો. દેશમાં ફરી વળો, અને જે જાતનો આત્મભોગ શ્રી ગાંધીએ અને બીજાઓએ આપ્યો છે તેવો તમે આપો, અને પછી દક્ષિણ આફ્રિકામાં અબાધિત દેશાંતર વસવાટના હક માટે આગ્રહ કરો. ઘેર બેઠે બેઠે શ્રી ગાંધી જેવા માણસ ઉપર ટીકા કરવી એ બહુ સહેલી વાત છે. આપણામાં પામરતાની મણા નથી એ તો ઉઘાડી વાત છે, અને તે છતાં આપણામાંથી કોઈ પુરુષ આગળ નીકળી આવે છે તો આપણે ઘરને ખૂણે બેઠા બેઠા તેના ઉપર ટીકા કર્યા કરીએ છીએ; અને કેટલીક વાર તો તેનાં છોતરાં પાડી તેનાં સાલપાંસળાં જુદાં કરી નાખીએ છીએ. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! આટલા ઉપરથી તમે જોઈ શકશો કે શ્રી ગાંધી અને તેમના સાથીઓએ જે માર્ગ ગ્રહણ કર્યો છે તે તદ્દન વાજબી છે અને અહીં બેઠે જેઓ ટીકા કરી રહ્યા છે તેઓ ત્યાં હોય તો બીજો માર્ગ લેત નહિ.

(સમાધાનનો આ પ્રમાણે બચાવ કર્યા બાદ દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં રોજનાં અને સાચાં નવ પ્રકારનાં દુ:ખોનો ગોખલેજીએ ચિતાર આપવા માંડ્યો.)

પ્રથમ દુ:ખ દેશમાંથી બહાર ગયા પછી જ્યારે ઇચ્છા હોય ત્યારે પાછા નહિ જઈ શકવાની બાબતનું છે. . . . આજકાલ દક્ષિણ

આફ્રિકામાં આ વસ્તુ તો લોકોમાં ભારેમાં ભારે, મુશ્કેલમાં મુશ્કેલ અને બને તેટલી ત્રાસદાયક કરી મુકાયેલી છે.

(આ દુઃખના બે દાખલાઓ ગોખલેએ આપ્યા તે ટૂંકમાં આવા છે; ત્યાંનો એક હિંદી વેપારી દેશમાં તેનું કોઈ સગું માંદું હોવાથી એક વર્ષની રજાચિઠ્ઠી લઈ હિંદુસ્તાન આવ્યો. તે વખતસર પાછો ફર્યો, પણ વાટમાં તેની બોટને તોફાન નડવાથી ત્રણ દિવસ મોડો પહોંચ્યો. એમ છતાં તેને પાછો કાઢયો. પરિણામે તેનો વર્ષોનો વેપાર પાયમાલ થયો. બીજો એક માણસ દેશમાં થોડો વખત જઈ પાછો આવ્યો. તેની પાસે નિવાસહકનો રીતસરનો પરવાનો હતો. પણ અમલદાર તેના ઉપર સખ્ત થવા માગતા હતા. તે પરવાનાવાળો જ આ માણસ છે કે કંઈ દગોકપટ છે એની ખાતરી કરવા પરવાનામાં નોંધેલી હકીકતો સંબંધી તે સવાલો પૂછી શકે છે. તેણે તે માણસ વસાહતમાં દાખલ થયો હશે તે સમયની તેની જિંદગીની ઝીણામાં ઝીણી વિગતોની ઊલટ-તપાસ કરી. પ્રથમ જે લખેલું હતું તેમાં અને તેના જવાબમાં જરા ફેર પડ્યો એટલે તેનો પરવાનો બનાવટી છે કહી તેને પાછો કાઢવામાં આવ્યો. આ જુલમનો સ્પષ્ટ ખ્યાલ આપવા ગોખલેએ પૂછ્યું: 'હું એમ પૂછું છું કે તમને અત્યારે અચાનક પૂછવામાં આવે કે ગયા વર્ષમાં આ જ સમયે તમે શું કરતા હતા તો તમારામાંથી કેટલા તેનો ઉત્તર આપી શકશો?' . . . આવા સવાલ ૧૫ કે ૧૬ વર્ષ પછી પૂછવામાં આવે તો આવા ગરીબ માણસો બિચારા શું ઉત્તર આપી શકે?)

. . . બીજું દુઃખ, દેશમાં ને દેશમાં એક ભાગમાંથી બીજા ભાગમાં જવા આવવાની પરવાનગી લેવા સંબંધીનું છે. . . . આવા આવા પ્રતિબંધો બહુ જ હેરાનકર્તા છે. હિંદીઓનાં જીવન તે કડવાં બનાવી દે છે.

ત્રીજું દુઃખ જ્યાં મરજી હોય ત્યાં રહેવા સંબંધનું છે.

વળી એક પ્રશ્ન . . . અહીં તમે જમીન લઈ શકો નહિ, તમે ઘર લઈ શકો નહિ, તમે મકાન બાંધી શકો નહિ. . . .

વેપાર અને બીજા ધંધાઓના સંબંધમાં પણ સમય એવો કટોકટીનો આવી ગયો છે કે તે બાબત ઘણી જ સખ્ત લડત ચલાવવાની જરૂર પડશે, અને અહીંથી આપણે હિંદી કોમને મદદ ન કરીએ તો મને લાગે

છે કે હિંદી કામ ટકી શકશે નહિ . . . વસાહતોની નીતિ હિંદીઓને એવા હેરાન કરવાની છે કે તેઓ તેમની મેળે દેશ છોડીને ચાલ્યા જાય.

વળી ત્યાં ક્યાંય પણ બાળકોની કેળવણી માટે બિલકુલ સગવડ નથી. ખ્રિસ્તી પાદરીઓ તરફથી થોડું કાંઈક કરવામાં આવે છે અને આપણા લોકોએ થોડીક પ્રાથમિક શાળાઓ સ્થાપી છે. ઉચ્ચ શિક્ષણની વાત તો રહી, પરંતુ આખા દક્ષિણ આફ્રિકામાં એક પણ માધ્યમિક શાળા નથી કે એક પણ ઉદ્યોગશાળા નથી. . . . સરકાર બાળકોને કેળવણી આપવા ઇચ્છતી નથી તેનું એક કારણ તો એ છે કે, જો તેઓ કેળવણી પામે તો આગળ ઉપર મતાધિકારની માગણી કરે.

હું ત્યાંના મંત્રીઓને મળ્યો ત્યારે મેં તો તેમને કહ્યું કે, હિંદીઓ અત્યારે મતાધિકારનો પ્રશ્ન નથી ઉઠાવતા તેથી તેમણે તે હક છોડી દીધો છે એમ સમજવાનું નથી. આજે તેઓ જેમ સરકારી નોકરીનો પ્રશ્ન ઉઠાવતા નથી તે જ પ્રમાણે આ સવાલ પણ ઉઠાવતા નથી, કારણ તેમાં આજે કાંઈ વળે તેમ નથી.

(હિંદીઓનું સાતમું અને અત્યંત મોટું દુઃખ ત્રણ પાઉંડના કરનું હતું. તેમાં એટલું બધું આકરું શું છે એવી ટીકા ગોખલેના સાંભળવામાં આવી હતી તેથી આ કરનું આકરાપણું તેમણે દૃષ્ટાંતોથી સમજાવ્યું.)

. . . સહેલાઈથી ત્રણ પાઉંડ આપી શકે એવા શ્રીમંત માણસો પાસેથી જ નહિ પરંતુ ગરીબ મજૂર વર્ગ પાસેથી પણ આ વેરો લેવામાં આવે છે. . . . મેં એક કુટુંબ — બાપ, મા, ૧૩ અને ૧૫ વર્ષની બે છોકરીઓ અને બીજાં નાનાં છોકરાં જેમને માટે કંઈ ભરવાનું હોતું નથી— એવું જોયેલું છે. ચાર માણસના માથાદીઠ ત્રણ પાઉંડ લેખે તેમને વર્ષદહાડે ૧૨ પાઉંડ ભરવા પડે છે, એટલે મહિને એક પાઉંડ થયો. હવે એ દેશમાં મરદને સરેરાશ મજૂરી મહિને ૨૫ શિલિંગ મળે છે. સ્ત્રી અને તેની બે છોકરીઓ થઈને ઘરકામ ઉપરાંત મજૂરી કરે તો મહિને ૧૫ શિલિંગ કમાઈ શકે. એટલે મહિને બે પાઉંડ થયા. મહિનાની કુલ આવકમાંથી દર મહિને એક પાઉંડ તો વસાહતમાં રહેવાની પરવાનગી માટે જ આપવો પડે, અને આ પણ તે વસાહતની આબાદી માટે બાપે અને માએ પાંચ વર્ષ સુધી ગિરમાટિયા મજૂર તરીકે જાત નિચોવ્યા પછી! બે પાઉંડ એટલે ૩૦ રૂપિયા; મહિને રૂ. ૩૦ મળતા હોય તેના ઉપર પચાસ ટકા આયપતવેરો! આ સ્થિતિનો જરા ખ્યાલ કરો. તમે આ સમજી શકો તો જ દુઃખ કેટલું સખ્ત લાગતું હશે તે તમારા મનમાં ઊતરે. . . .

(બાદ ગોખલેજીએ આ વેરાની હાડમારીથી ગાંડા થઈ ગયેલા એક માણસનો દાખલો આપ્યો. તે આ વેરા ઉપર કવિતાઓ રચે છે, રસ્તા વચ્ચે ગાય છે અને પોલીસ પકડે ત્યારે જેલમાં જાય છે, અને છૂટે ત્યારે પાછો પોતાની કવિતા ગાય છે. બીજો દાખલો એક ૬૫ વર્ષની બુઢ્ઢીનો તેમણે આપ્યો. તેમણે કહ્યું: 'એ ડોસીનો ચિતાર જ્યારે મારા મન આગળ ખડો થાય છે ત્યારે મને દુઃખ થઈ આવ્યા વગર રહેતું નથી. તે ડોસીએ મને આવીને કહ્યું કે તે વેરો ન ભરી શકવાથી છ વખત જેલમાં જઈ આવી છે.')

પછીનો સવાલ સરકારી નોકરીનો છે. . . . કોઈ પણ વસાહતમાં હિંદી સરકારી નોકરીમાં દાખલ થઈ શકતો નથી. એક બે પારસીઓ ગમે તેમ કરી ટપાલખાતામાં દાખલ થઈ ગયા હતા, તેમને પણ કાઢી મૂકવામાં આવ્યા છે. . . .

છેલ્લો સવાલ મતાધિકારનો છે. . . . (મતાધિકાર ન હોય) તેવી સ્થિતિમાં હિંદીઓને માટે જાહેર જીવન માટે કાંઈ જ ક્ષેત્ર હોઈ શકે નહિ.

આપણા દેશબંધુઓને એ દેશમાં આવી આવી હાડમારીઓ ભોગવવી પડે છે. તેઓ આ હાડમારીઓ સામે લડત ચલાવી રહ્યા છે. તેઓ એમ નથી ધારતા કે એ હાડમારીઓ એકદમ દૂર થઈ જશે. તેમણે સત્યાગ્રહની લડતમાં સર્વસ્વ હોમી દીધું છે. આપણા ભાઈઓએ લગભગ ૪૦થી ૫૦ લાખ રૂપિયાની મિલકતનો તેમાં ભોગ આપી દીધો છે. જેઓ એક સમયે શ્રીમંત હતા તેઓ રંક થઈ ગયા છે. એક સમય એવો પણ આવ્યો હતો કે પોતાના ગુજરાનને માટે માથા ઉપર કાપડની ગાંસડીઓ લઈ ફેરી કરવા તેમને જવું પડતું. જેમણે આવા આવા આત્મભોગો આપ્યા તેઓ કંઈ ભ્રમમાં છે એમ નથી. શ્રી ગાંધી બિલકુલ ભ્રમમાં નથી તેમ બીજા પણ ભ્રમમાં નથી. તેઓ જાણે છે અને બરાબર સમજે છે કે તેમની લડત લાંબી ચાલશે, થકવી નાખે એવી થશે. પરંતુ તેઓ હિંમત છોડે એવા નથી. તેઓ તેમની લડત ચલાવી જ રહ્યા છે.

આ દેશમાં એવો પ્રશ્ન પુછાય છે કે ગોખલે ત્યાં જઈને શું કરી આવ્યા? મારા મિત્રો! આપણે પ્રતિનિધિમંડળો ઇંગ્લંડ મોકલીએ છીએ. કોઈ પણ એક પ્રતિનિધિમંડળ ત્યાં સર્વ કાર્ય એકદમ સાધી શકે એમ તમે ધારો છો? આ હિલચાલનો તેવી રીતે વિચાર જ થઈ શકતો નથી. જ્યાં સુધી બારણું ઊઘડે ત્યાં સુધી તમારે ઠોકયે જ જવાનું છે, પેલા કરોળિયાની વાતની માફક હિંમત રાખી ખંતથી

મંડ્યા રહેવાનું છે. જાહેર જીવનથી તદ્દન અજાણ માણસો જ એકા ગમે તેવા પરિણામની આશા રાખે. . . .

હવે શ્રી ગાંધી અને તેમના સાથીઓને ન્યાય કરવાનું મહાસભાને સોંપું છું. મેં તો તેમની સૂચના પ્રમાણે કામ કર્યું છ આફતોની ધૂંસરી તેમણે ઉઠાવી છે અને સર્વ ભોગ તેમણે આપ્યા મારો અધિકાર તો જરા તેમને પડખે ઊભા રહેવાનો જ છે. તેમ કાર્યમાં તેમણે મારી મદદ માગી. ત્યાં જઈને કંઈક મદદ કરવ તેમણે મને આમંત્રણ કર્યું. અને મને મારી સેવાનો સરસ બદ મળ્યો છે કે મારી મુલાકાતથી તેમને સંતોષ થયો છે.

. . . હું તમને હવે પૂછું છું કે, તેમને માટે અત્યારે ડહાપણભ શું છે? દેશાંતર વસવાટના હક માટે લડત ચાલુ રાખવી કે તેમની બ શક્તિ મેં ઉપર ગણાવ્યાં તે દુઃખો દૂર કરવામાં વાપરવી? મને ખાત છે કે તમે સાચો ન્યાય કરશો. વળી મને એ પણ ખાતરી છે ટીકાકારો પણ મિત્રો અને સહકાર્યકર્તાઓ જ હોઈ પોતાની મેળે તેમનો વિચાર બદલવાની જરૂર જોશે અને દિલગીર પણ થશે. મા ખાતરી છે કે મારા અહીં આવ્યા પહેલાં પોતાના વિચારો દૃઢતાથી જા કરવામાં તેમણે ઉતાવળ જ કરી છે.

(ભાષણના અન્તમાં ગોખલેએ ગાંધીજીની એ લાંબી અ થકવી નાખે તેવી લડતમાં મદદ કરવા હિંદી જનતાને આગ્રહ ક છેવટે કહ્યું :)

હું ખૂબ આશા રાખું છું કે તમે તમારું બનતું કરશો. આપણે પહે ગમે તેટલા ભૂલ્યા હોઈશું, પરંતુ મને સંપૂર્ણ આશા છે કે ભવિષ્ય આપણે આપણું કર્તવ્ય સારું બજાવીશું. જોકે આ પ્રશ્ન આમ દક્ષિ આફ્રિકાવાસી હિંદીઓનો લાગે છે છતાં ખરી રીતે આ લડતમાં સામ્રાજ્ય આપણા પોતાના સ્થાનનો સવાલ સમાયેલો છે. આપણને આપ પ્રતિષ્ઠાની દરકાર હોય તો દક્ષિણ આફ્રિકાવાસી આપણા હિંદી ભાઈઓ આપણે બરાબર પીઠ ઠોકવી જોઈએ. નહિ તો તેમના ઉપર આફત આ પડી છે તે આપણા ઉપર પણ જરૂર આવશે. . . .

(ભાષણની શ્રોતાઓ ઉપર એટલી અદ્‌ભુત અસર થઈ કે પૂરું થતાં ગોખલેના નામના જયજયકારથી મહાસભાનો મંડ ગાજી રહ્યો.)

# ગોખલેના જીવનના સાલવાર પ્રસંગો

૧૮૬૬. મે ૯મી. ગામ કાતલુક, તા. ચિપળૂણ, જિ. રત્નાગિરિમાં જન્મ.

૧૮૭૬. શિક્ષણ અર્થે કોલ્હાપુર ગયા.

૧૮૭૯. પિતાનું મરણ.

૧૮૮૦. લગ્ન થયું.
પૂનામાં ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ નીકળી.

૧૮૮૧. મૅટ્રિક થયા.

૧૮૮૨. રાજારામ કૉલેજ, કોલ્હાપુરમાં દાખલ થયા.

૧૮૮૩. ડેક્કન કૉલેજ, પૂનામાં ભણવા ગયા.

૧૮૮૪. એલ્ફિન્સ્ટન કૉલેજ, મુંબઈમાં દાખલ થયા.
બી. એ. થયા.
કાયદાના વર્ગમાં જોડાયા.
ડેક્કન એજ્યુકેશન સોસાયટી સ્થપાઈ.

૧૮૮૫. ફરગ્યુસન કૉલેજ નીકળી.
**ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં મદદનીશ શિક્ષક તરીકે રહ્યા.**
સરકારી નોકરીની પરીક્ષા માટે તૈયારી કરાવવાનો વર્ગ કાઢ્યો.

૧૮૮૬. **ડેક્કન એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય થયા.**
અંગ્રેજી સાપ્તાહિક 'મરાઠા'માં અવારનવાર લખતા થયા.
કોલ્હાપુરમાં પહેલવહેલું જાહેર ભાષણ કર્યું; વિષય: અંગ્રેજી અમલ નીચે હિંદુસ્તાન.

૧૮૮૭. બીજી વારનાં લગ્ન.
**રાનડે સાથે સાઠેએ પ્રથમ વાર પરિચય કરાવ્યો.**

૧૮૮૮. 'સુધારક' પત્રના અંગ્રેજી ખંડનું સંપાદન કરવા લાગ્યા.
**સાર્વજનિક સભાના માનદ મંત્રી તથા તે સભાના ત્રિમાસિકના તંત્રી તરીકે ચૂંટાયા.**

ક્રાફર્ડ કેસ વિષે જાહેર ભાષણ. (લખ્યું પણ વાંચવાનો પ્રસંગ ન આવ્યો.)

૧૮૮૯. મુંબઈમાં ભરાયેલી હિંદી રાષ્ટ્રીય મહાસભામાં ભાગ લીધો.

૧૮૯૦. તિલકે ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી રાજીનામું આપ્યું.
કલકત્તા કૉંગ્રેસમાં મીઠાવેરા ઉપર ભાષણ કર્યું.

૧૮૯૧. **ડેક્કન એજ્યુકેશન સોસાયટીના મંત્રી ચૂંટાયા.**
નાગપુર કૉંગ્રેસમાં ભાષણ.

૧૮૯૨. અલ્લાહાબાદ કૉંગ્રેસમાં જાહેર નોકરીના ઠરાવ ઉપર ભાષણ.

૧૮૯૩. માતાનું અવસાન.
મુંબઈ પ્રાંતિક રાજકીય પરિષદના મંત્રી થયા.
ડેક્કન એજ્યુકેશન સોસાયટી માટે ફાળો ઉઘરાવવાનું કામ ઉપાડ્યું.

૧૮૯૫. **કૉંગ્રેસના જોડિયા મંત્રી બન્યા.**
મુંબઈ યુનિવર્સિટીના ફેલો થયા.
'રાષ્ટ્રસભા સમાચાર'ના સંપાદક.

૧૮૯૬. સાર્વજનિક સભાના મંત્રીપદેથી તેમ જ તેના ત્રિમાસિકના તંત્રીપદેથી રાજીનામું આપ્યું.
ડેક્કન સભા સ્થાપન થઈ તેનું સંગઠન કર્યું.
**ગાંધીજી સાથે પ્રથમ મિલન.**

૧૮૯૭. **ઇંગ્લંડની પહેલી મુલાકાત. વેલ્બી કમિશન આગળ જુબાની આપી.**
**પૂનામાં પ્લેગ. તે સંબંધી સરકારનાં પગલાં ઉપર ઇંગ્લંડમાં ટીકા બહાર પાડી.**
જાહોન મોર્લી સાથે પહેલી મુલાકાત.
ઇંગ્લંડથી પાછા ફર્યા. **માફીપ્રકરણ.**

૧૮૯૮. પ્લેગ સંકટ નિવારણના કાર્યમાં આગળપડતો ભાગ લીધો.

૧૮૯૯. **મુંબઈ ઇલાકાની ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાયા.**
ત્યાં સરકારનાં દુષ્કાળ રાહતનાં પગલાં ઉપર પ્રહારો.
બીજી વારનાં પત્નીનું મરણ.

૧૯૦૧. જમીન વેચાણ પ્રતિબંધ બિલનો વિરોધ. ધારાસભામાંથી ઊઠી નીકળ્યા.
જિલ્લા મ્યુનિસિપાલિટીના ધારામાં કોમી મતદારીનું તત્ત્વ ઘુસાડવામાં આવતું હતું તેનો વિરોધ.
મદ્યનિયમનની હિલચાલને ટેકો.
**રાનડેજીનું અવસાન.**

૧૯૦૨. **ફરગ્યુસન કૉલેજમાંથી રાજીનામું.**
**વડી ધારાસભામાં ચૂંટાયા.**
સરકારી નાણાંકીય નીતિ ઉપર સપાટા.

૧૯૦૩. વડી ધારાસભામાં સરકારી અંદાજપત્ર ઉપર પ્રહારો.
**ગાંધીજી કલકત્તામાં ગોખલેને ઘેર એક માસ રહ્યા.**

૧૯૦૪. સી. આઈ. ઈ.નો ઇલકાબ મળ્યો.
અંદાજપત્ર ઉપર ભાષણ વ.

૧૯૦૫. અંદાજપત્ર ઉપર ભાષણ વ.
**૧૨ મી જૂન. ભારત સેવક સમાજની સ્થાપના.**
ઇંગ્લંડની બીજી વારની મુલાકાત.
**બનારસ કૉંગ્રેસના પ્રમુખ થયા.**
પૂના શહેર સુધરાઈના પ્રમુખ.

૧૯૦૬. વિલાયતની ત્રીજી મુલાકાત.

૧૯૦૭. વડીલ બંધુનું મૃત્યુ.
લાલા લજપતરાયનો દેશનિકાલ.
**ઉત્તર હિંદુસ્તાનમાં પ્રવાસ અને ભાષણો.**
અંદાજપત્ર ઉપર ધારાસભામાં પ્રહારો.
**સુરતમાં કૉંગ્રેસના ભાગલા.**

૧૯૦૮. વિલાયતનો ચોથો પ્રવાસ.
મિન્ટો-મોર્લી સુધારાઓ જાહેર થયા.
તિલકની ધરપકડ અને કારાવાસ.
'હિંદી પંચ' ઉપર નાલેશીનો દાવો.
મદ્રાસમાં કૉંગ્રેસ.
રાનડે અર્થશાસ્ત્ર વિદ્યાલયની સ્થાપના.

૧૯૧૦. નાતાલમાં ગિરમીટિયા મોકલવા ઉપર પ્રતિબંધ મૂકતો ઠરાવ રજૂ કર્યો.

**પ્રાથમિક શિક્ષણ વિષે ઠરાવ મૂક્યો,** ને ખેંચી લીધો.

છાપખાનાના કાનૂન પર ટીકા.

અલ્લાહાબાદ કૉંગ્રેસમાં સર વિલિયમ વેડરબર્નના મંત્રી તરીકે સેવા બજાવી.

૧૯૧૧. પ્રાથમિક શિક્ષણ સંબંધી બિલ ધારાસભામાં રજૂ કર્યું.

સભાબંધીના ઠરાવનો વિરોધ.

૧૯૧૨. ગિરમીટ પ્રથા ઉપર ઠરાવ મૂક્યો.

પ્રાથમિક શિક્ષણ પર ઠરાવ મૂક્યો, પણ ઊડી ગયો.

ઇંગ્લંડની પાંચમી મુલાકાત.

**દક્ષિણ આફ્રિકા ગયા.**

જાહેર નોકરીને લગતા કમિશન પર નિમાયા.

૧૯૧૩. જાહેર નોકરીના કમિશન સાથે વિલાયતનો છઠ્ઠો પ્રવાસ.

**દક્ષિણ આફ્રિકાની લડત માટે ફાળો કરવાનું કામ ઉપાડ્યું.**

૧૯૧૪. જાહેર નોકરી કમિશન અંગે વિલાયત ગયા—સાતમી વાર.

**'સર'નો ખિતાબ લેવાનો ઇન્કાર કર્યો.**

ગાંધી—સ્મટ્સ સમાધાન.

ગાંધીજીને લંડનમાં મળ્યા.

કૉંગ્રેસમાં નરમ ગરમ દળો વચ્ચે સમાધાનનો પ્રયત્ન. તેમાં નિષ્ફળતા.

૧૯૧૫. કૉંગ્રેસ દળોના સમાધાન અંગે સામસામાં વાગ્બાણો.

ગાંધીજી મળવા આવ્યા.

**છેલવેલ્લા રાજદ્વારી વસિયતનામા સમો સુધારાનો ખરડો ઘડ્યો.**

**૧૯મી ફેબ્રુઆરી — પ્રયાણ.**